

શ્રીમન્ત સરકાર મહારાજાશ્રી સર સયાજીરાવ ગાયકવાડ
સેનાખાસખેલ શમશેરબહાદુર
જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલ્. એલ્. ડી.

# સમર્પણ

[illegible]
અને પોષક તથા વિદ્વાનોનું બહુમાન કરનાર
ગૂર્જરેશ્વર મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવ
પછી આઠસો વર્ષે ગુજરાતનાં સાહિત્ય, સંસ્કૃતિ
ને સ્થાપત્યમાં રસ લઈને એ પ્રતાપી ગૂર્જર નરેશનું
સ્મરણ કરાવતા અને ગુજરાતના ઇતિહાસમાં ગૂર્જર
ભૂમિના સ્વામી તરીકે સૌથી વધુ રાજ્ય કરનાર
શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડને
તેઓશ્રીના રાજ્યારોહણના સાઠ વર્ષના હીરક
મહોત્સવ પ્રસંગે ગુજરાતની જૈનાશ્રિત કળાના
અમૂલ્ય હીરાઓનો આ થાળ
તેઓશ્રીના કરકમળમાં સમર્પિત કરીને
સંપાદક પોતાને કૃતકૃત્ય માને છે.

# નિવેદન

॥ ॐ वीतरागाय नमः ॥

ગુજરાતનાં મુખ્યમુખ્ય શહેરોમાં આવેલા જૈન ગ્રંથભંડારોમાંના હસ્તલિખિત જૈન ધર્મગ્રંથો મધ્યેનાં ચિત્રો ઉપરથી આ ગ્રંથના રૂપમાં ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ ગૂર્જર પ્રજા સમક્ષ મૂકવા માટે હું જે ભાગ્યશાળી થયો છું તે છેલ્લાં પાંચ વર્ષના પ્રયત્નનું ફળ છે. વિ. સં. ૧૯૮૭ના શિયાળામાં 'શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજ' તરફથી અમદાવાદના શેઠ ભગુભાઈના વંડામાં 'શ્રી જૈન સાહિત્ય પ્રદર્શન' ભરવામાં આવ્યું હતું. તે સમયે 'જૈન સાહિત્ય પ્રદર્શન'ની કાર્યવાહક સમિતિ તરફથી ચિત્રકળા તથા લેખનકળા વિભાગના ઑનરરી સેક્રેટરી તરીકે મારી નીમણુક કરવામાં આવેલી. એ પ્રસંગે જૈન ભંડારોમાં છુપાએલી કળાલક્ષ્મીનું નિરીક્ષણ કરવાનો સુયોગ મને અનાયાસે સાંપડયો અને જેમજેમ તે કળાલક્ષ્મીનું હું નિરીક્ષણ કરતો ગયો તેમતેમ તેને પૂજ્ય અને પવિત્ર ભાવથી આશ્રય આપનાર જૈન મંત્રીશ્વરો તથા જૈન શ્રેષ્ઠિઓ તરફ મને પૂજ્ય ભાવ ઉત્પન્ન થતો ગયો;—એકલો પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો એટલું જ નહિ, પરંતુ તેઓએ નિઃસ્વાર્થ અને ઉદાર દ્રવ્યત્યાગથી આશ્રય આપીને પોષેલી એ કળાલક્ષ્મીના વારસાનો નાશ થતો અટકાવવા, તેના વારસદારોને તેની ખરી કિંમત સમજાવવા અને તેનો ફેલાવો કરવા માટે મારા મનમાં નિશ્ચય પણ બંધાયો. આમ આ ગ્રંથના અસ્તિત્વનું કારણ ઉપસ્થિત થયું.

તે પછી એક સુવર્ણપ્રભાતે, ગુજરાતની પ્રાચીન કળાલક્ષ્મી તરફ ગુજરાતીઓનું સૌથી પ્રથમ ધ્યાન ખેંચનાર તથા બારબાર વર્ષથી 'કુમાર' માસિક દ્વારા ગુજરાતના નવયુવાનોને કળા-સંસ્કારોનું અમૃતપાન કરાવનાર મુરબ્બી રવિશંકર રાવળ મારી સાથે, અમદાવાદના ઝવેરીવાડમાંના શ્રીઅજિતનાથના દેરાસરમાં આવેલી, કાઉસગ્ગધ્યાને ઊભી રહેલી માનુષી આકારની, વિ.સં. ૧૧૧૦માં પ્રતિષ્ઠિત કરાએલી અજિતનાથ ભગવાનની ધાતુની મૂર્તિનું નિરીક્ષણ કરવા આવ્યા. તે વખતે તે મૂર્તિનું સ્મિત હાસ્ય કરતું મુખારવિંદ તથા તેનાં પ્રત્યેક અંગોપાંગમાં તે મૂર્તિને ઘડનાર શિલ્પીએ જે સજીવતાની રજુઆત કરેલી તે તેઓના તથા મારા જોવામાં આવી. તે પ્રસંગનું સ્મરણ આજે પણ મને બરાબર યાદ છે. એ ભવ્ય અને સુંદર મૂર્તિનાં દર્શન કર્યા પછી દેરાસરની બહાર આવીને એમણે મને જૈનાશ્રિત કળાનું એક સુંદર પ્રકાશન તૈયાર કરવાની પ્રેરણા કરી અને મારા મનમાં મેં અગાઉ કરી રાખેલા નિશ્ચયને વધુ દૃઢ કર્યો, એટલું જ નહિ પણ તેમાં પોતાથી બની શકતો સાથ આપવા તેઓશ્રીએ મને વચન આપ્યું. આ વચન મળતાંની સાથે જ મેં મારું આ કાર્ય શરૂ કરી દીધું. શરૂઆતથી માંડીને અંત સુધી મારા આ કાર્યમાં કિંમતી સૂચનાઓ આપીને તથા ભારે માંદગીઓને બિછાનેથી પણ આ પ્રકાશનને લગતી વાટાઘાટો કરવામાં પોતાનાં સમય અને શક્તિનો ભોગ આપીને તેઓશ્રીએ મને જે અનહદ ઉપકારના બોજા નીચે દાબી દીધો છે તેનું ઋણ તો હું શી રીતે વાળી શકું ?

મારા આ નિશ્ચય પછી મારા આ પ્રકાશનકાર્યમાં સહાય આપવા માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના હાલના પ્રમુખ શ્રીમાન શેઠ કસ્તુરભાઈ લાલભાઇને હું મળ્યો, જેઓએ મને

પેઢીના વહીવટદારો ઉપર પત્ર લખવા પ્રેરણા કરી અને મારા પત્રના જવાબમાં આ પુસ્તકના પ્રકાશન માટે રૂપિયા પાંચ હજારની લોન ત્રણ વર્ષ માટે વગર વ્યાજે આપવાનું વચન આપીને મારા નિશ્ચયને વધારે મજબૂત કર્યો. સંજોગવશાત્ તે લોનનો લાભ મેં ન લીધો, તોપણ પેઢીના વહીવટદારોએ મારા આ ગ્રંથની સારા પ્રમાણમાં નકલો લેવાનું વચન આપીને મારા આ કાર્યની ઉમદા કદર કરી છે અને મારા હાલના ચાલુ અભ્યાસકાળ દરમિયાન પણ તેઓએ સ્કૉલરશિપ આપીને મને વધુ અભ્યાસ કરવાની તક આપી છે તે માટે તેઓનો હું આભાર માનું છું.

આર્થિક સહાયકોમાં સર ચીનુભાઈ, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી, એક નામ નહિ આપવા ઇચ્છનાર સદ્‌ગૃહસ્થ તથા શેઠ બકુભાઈ મણિલાલ અને શેઠ જીવતલાલ પ્રતાપસીંગ વગેરે જૈન તથા જૈનેતર સદ્‌ગૃહસ્થોએ મારા આ ગ્રંથના અગાઉથી ગ્રાહક થઈને મારા કાર્યને ઉત્તેજન આપ્યું છે તેમજ શ્રીયુત ચીમનલાલ કડીઆ તથા શ્રીયુત પોપટલાલ મોહોલાલભાઈ વગેરેએ જે અમૂલ્ય સહાય આપી છે તેઓનો પણ આ તકે ઉપકાર માનું છું.

પૂજ્ય મુનિમહારાજોમાં આચાર્યદેવ શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજી, શ્રીસાગરાનંદસૂરીશ્વરજી, શ્રીવિજયનીતિસૂરીશ્વરજી, શ્રીપ્રવર્તકજી કાંતિવિજયજી, સ્વર્ગસ્થ શાંતમૂર્તિ શ્રીહંસવિજયજી તથા પાટણ બિરાજતા વિદ્વદ્વર્ય શ્રીચતુરવિજયજી તેમજ તેઓશ્રીના વિદ્વાન શિષ્ય શ્રીપુણ્યવિજયજી વગેરેએ પોતાના અમૂલ્ય સંગ્રહની પ્રતોનો ઉપયોગ કરવા સારૂ મને પરવાનગી આપવા માટે (ખાસ કરીને પ્રવર્તકજી કાંતિવિજયજી તથા સ્વર્ગસ્થ શ્રીહંસવિજયજીના સંગ્રહનો તો આ પ્રકાશનમાં મેં વધારે ઉપયોગ કર્યો છે તે માટે) એ સઘળાનો પણ આભાર માનું છું.

પાટણના સમગ્ર જ્ઞાનભંડારોના દસદસ વર્ષના બારીક નિરીક્ષણ ઉપરથી રાત્રિદિવસ અથાગ મહેનત કરીને વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજીએ ‘ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા’ નામનો એક સ્વતંત્ર પુસ્તક જેટલો વિસ્તૃત નિબંધ તૈયાર કરીને, આધુનિક મુદ્રણયુગમાં પ્રાચીન સંસ્કૃતિના સ્મારકરૂપ અદશ્ય થતી પ્રાચીન લેખનકળા અને તેનાં સાધનો તરફ ગુજરાતની પ્રજાનું ધ્યાન દોરીને જે અમૂલ્ય ખજાનો ગુજરાતની પ્રજા સમક્ષ મૂક્યો છે તેને માટે તો મારી સાથે સારૂંયે ગુજરાત તેઓશ્રીનું ઋણી રહેશે.

એ ઉપરાંત, આ ગ્રંથનો આમુખ અમેરિકાની પેન્સિલવેનિયા યુનિવર્સિટીના સંસ્કૃત ભાષાના પ્રોફેસર તથા પેન્સિલવેનિયાના ‘મ્યૂઝિયમ ઑફ ઇન્ડિયન આર્ટ’ના ક્યુરેટર પ્રોફેસર ડબલ્યુ. નૉર્મન બ્રાઉને લખી આપ્યો છે તેમનો, ગ્રંથની પ્રાવેશિકી નોંધ લખી આપનાર બ્રિટિશ ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયાના રિટાયર્ડ એપિગ્રાફિસ્ટ અને હાલમાં વડોદરા રાજ્યના પ્રાચીન શોધખોળ ખાતાના વડા અધિકારી ડૉ. હીરાનન્દ શાસ્ત્રી કે જેઓના હાથ નીચે છેલ્લા પાંચ મહિનાથી હું પ્રાચીન લિપિઓ તથા શોધખોળ ખાતાનો અભ્યાસ વડોદરાના નામદાર દિવાન સાહેબની પરવાનગીથી કરી રહ્યો છું તેમનો, આ કાર્યમાં મને અવારનવાર ઉપયોગી સૂચનાઓ આપીને ‘બાલગોપાલ સ્તુતિ’ વગેરેના શ્લોકો સમજાવીને તથા તેના અર્થો વગેરે લખાવીને મને સહાય આપનાર ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષરવર્ય દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાહેબનો, ‘પ્રાચીન ચિત્રોનું કલાતત્ત્વ’ નામનો

લેખ લખી આપવા માટે તથા મારો 'ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ' નામનો આખો નિબંધ પ્રેસમાં મોકલતાં પહેલાં જોઇ જઇ તેમાં યોગ્ય સૂચનાઓ આપવા માટે 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના ભૂતપૂર્વ તંત્રી સાક્ષરવર્ય શ્રીયુત રસિકલાલ છોટાલાલ પરીખનો, 'પશ્ચિમ ભારતની મધ્યકાલીન ચિત્રકળા' નામનો લેખ લખી આપવા માટે પરમ મુરબ્બી શ્રી રવિશંકર રાવળનો, 'નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો' નામનો અભ્યાસપૂર્ણ લેખ લખી આપવા માટે શ્રીયુત ડોલરરાય રંગીલદાસ માંકડનો તથા 'ગ્રંથોજ્જનાચિત્રો' નામનો લેખ લખી આપવા માટે તેમજ પોતાના સંગ્રહની 'સપ્તશતી'ની પ્રતમાંથી ચિત્ર પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપવા માટે વડોદરા સરકારના ગુજરાતી ભાષાંતર ખાતાના મદદનીશ અધિકારી શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુદારનો ખાસ આભાર માનું છું.

ખાસ કરીને મારા આ આખા યે ગ્રંથના પ્રકાશનકાર્યમાં આદિથી તે અંત સુધી સતત મહેનત કરીને આવું સર્વાંગ સુંદર પ્રકાશન તૈયાર કરી આપવા માટેનો તથા મને જોઇતી માહિતીઓ તેમજ સૂચનાઓ પૂરી પાડવા માટેનો અને આ ગ્રંથનાં પ્રુફ સંશોધનાદિ કાર્યોમાં ઘણી મહેનત લઇને કોઇપણ જાતની ક્ષતિ નહિ આવવા દેવાનો પ્રયત્ન કરવાનો સુયશ ગુજરાતની મુદ્રણકળાના નિષ્ણાત અને પ્રાણ સમાન શ્રીયુત બચુભાઇ રાવતને છે. એમના મારા ઉપરના એ અસીમ ઉપકારને હું કોઇપણ રીતે ભૂલી શકું તેમ નથી.

તે સાથે 'કુમાર કાર્યાલય'ના આખા યે સ્ટાફના માણસોએ જે ખંતથી મારૂં આ કાર્ય સુંદર રીતે તૈયાર કરી આપ્યું છે તેનો ખરો ખ્યાલ તો એ છાપકામ નજરે નિહાળનારને જ આવી શકે.

તેમ છતાં, ગ્રંથના અંતભાગની તૈયારી દરમિયાન હું વડોદરે રહેતો હોવાથી તેમાં કેટલેક સ્થળે ક્ષતિઓ લાગે તો સુજ્ઞ વાચકો તે સ્ખલનો ઉદારભાવે નિભાવી સુધારીને વાંચી લેશે એવી વિનતિ છે.

આ ગ્રંથના જૅકેટ ઉપરનું શોભનચિત્ર શ્રીયુત રવિશંકર રાવળના માર્ગદર્શન હેઠળ યુવાન જૈન ચિત્રકાર ભાઇ જયંતીલાલ ઝવેરીએ તૈયાર કર્યું છે તેઓનો પણ આ તકે આભાર માનું છું.

આ ગ્રંથમાં આપવામાં આવેલાં તીર્થંકરો તથા દેવદેવીઓનાં ચિત્રોનો ઉપયોગ લેબલો, પોસ્ટરો અગર સીનેમા સ્ક્રીન ઉપર લાવીને જૈન કોમની ધાર્મિક લાગણી નહિ દુઃખાવવા વાચકોને નમ્ર વિનતિ છે.

મારા આ ગ્રંથના પ્રકાશનકાર્યમાં જે જે મુનિમહારાજો તથા વ્યક્તિઓ તરફથી પ્રત્યક્ષ અગર પરોક્ષ રૂપે મને સહાય મળી હોય તેઓનો પણ અત્રે હું આભાર માનું છું.

પ્રાન્તે, આ ગ્રંથ ગૂર્જરેશ્વર સર સયાજીરાવ ગાયકવાડને તેઓશ્રીના હીરક મહોત્સવના શુભ પ્રસંગે અર્પણ કરવાનો સંપાદકનો એક જ ઉદ્દેશ છે કે ગુજરાતની પ્રાચીન કળાના બાકી રહેલા બે વિભાગો 'ગુજરાતનાં લાકડકામો અને સ્થાપત્યકામો'ના ભવિષ્યના કાર્યમાં ઉત્તેજિત કરીને 'ગુજરાતના ઇતિહાસ'ના ઉપયોગી અંગોને તેઓશ્રી પ્રકાશમાં લાવવા માટે સહાયકર્તા થાય.

સારાભાઈ મણિલાલ નવાબ

માગશર સુદ ૧૦ શુક્રવાર સં. ૧૯૯૨
વડોદરા • આર્કિયોલૉજિકલ ઑફિસ

# FOREWORD

It is a bit difficult to write an introduction to a book of which one has seen none of the text, only a portion of the illustrations, and a table of contents that is frankly tentative. In the circumstances my comments can hardly extend beyond the general.

JAIN painting, in Mr. Nawab's illustrations, is confined to Svetambara manuscript painting. It covers the Early Western Indian style, sometimes called "Gujarat" or specifically "Jain", and the later styles of the great Rajput-Mughal complex, as these were utilized by that division of the Jains. For some reason which I do not know the Digambara Jains do not seem to have enriched their manuscripts with paintings until about the 18th century, although from as much as a thousand years earlier they had been using painting to decorate the walls and ceilings of their cave and structural temples.

The motivation of Mr. Nawab's book is primarily religious, yet the facts about miniature painting in India differ so much from those about architecture and sculpture that this book is a good album of the entire school of Early Western Indian miniatures from the 12th to the 16th century A.D. During the time when palm-leaf was the material for books there, only Svetambara Jains, so far as our preserved and known documents reveal, illustrated their manuscripts with paintings. After paper displaced palm-leaf, that same community still executed the bulk of the existing miniatures so long as the "Early Western Indian" style continued, and only a handful of manuscripts illustrated in that style are known to come from non-Jain sources. It was not until the "Rajput" painting developed that the Jains lost their pre-eminence. Yet even then they used the Rajput and Mughal styles, employing in one case a wellknown Mughal artist. These later developments of Jain paintings are, like the older, illustrated in Mr. Nawab's book, which indeed brings the story down almost to our own day.

We are indebted to the Svetambaras of Western India and the Buddhists of Eastern India for all our known Indian miniature paintings from before the 15th century A.D. The Buddhist specimens are older, the earliest coming from near the end of the 10th century. Among the Jains there is a palm-leaf manuscript of the Kalpasutra, bearing illustrations reproduced by Mr. Nawab, which bears the date of Vikrama Samvat 927, but for reasons which Mr. Nawab will doubtless advance this date must be considerd spurious, with the true date possibly being Vikrama Samvat 1427. We still know no older examples of the Early Western Indian school than those in the Shantinath temple bhandar, Cambay, dated Vikrama Samvat 1184.

Of the early Buddhist and Jain miniatures opinion may vary as to which are aesthetically superior; that both have been profoundly important is undeniable. The Buddhist tradition of manuscript painting in northern Bengal and Nepal continues there to the present day, and it was long since transported to Tibet where also it still persists. The Svetambara paintings of Gujarat and later Rajputana are the mother which the Persian styles impregnated to produce types now known as "Rajput". The somewhat slighting treatment accorded these two ancient schools by many writers on Indian miniature paintings who are blind until they look upon the end of the 15th century is due to those scholar's subjective aesthetic prepossessions rather than any intrinsic lack of importance in the two schools themselves.

The illustrations of Mr. Nawab's book have high value in presenting new material study of the history of Early Western Indian miniature painting and Svetambara iconography. During the latter part of the 14th century A. D. and the early part of the 15th century, that is to say, at the end of the "palm-leaf" period and beginning of the "paper", the paintings have a special delicacy and refinement unknown in the earlier examples and yet without the profuse embellishment and often degeneration of the late 15th and 16th centuries. At this time we find the best drawing of the whole school; and since the

drawing is the most important feature of these miniatures, we should perhaps plainly call the examples from that time the best paintings.

Equally interesting, but for different reasons, are the paintings taken from the Devashano pado bhandar manuscript of the Kalpasutra and Kalakacharyakatha, in which on the same page a miniature done in the Early Western Indian style will be supplemented with subsidiary side scenes of a Persian character. So pronounced are the Persian characteristics of the latter that even experts might be convinced that the paintings are something direct from Persia. This manuscript is the most elaborately decorated I have seen, and the very brilliance and abundance of the ornament would alone constitute the occasion for high interest, although ever remaining second to the unwelded association of styles; that is the manuscript's prime claim upon our attention.

The many variations of marginal ornamental arabesque and flower designs which Mr. Nawab has reproduced, especially those in full colour from the Kalpasutra manuscript of the Hamsavijayaji Jnana bhandar, Baroda, graphically reveal to us the mastery which the Gujarat artists of the 15th and 16th centuries had obtained over this means of enriching their pages.

Iconographically, this work shows us for the first time, in a 12th century manuscript, a set of illustrations of the sixteen Vidyadevis. Mr. Nawab tells me he has the sadhana verses for these deities, and doubtless he will publish them in his text.

On the technical side of painting and lettering, there should be much information in the article by Muni Punyavijayaji, whose profound knowledge of Jain literature should put him in possession of materials to throw important light upon early manuscript preparation and illustration.

This book represents a large expenditure of both labour and money by Mr. Nawab and his supporters. If it reveals to Jains alone

the extent of the treasures their community possesses in manuscript paintings and encourages them to publish more of them, the labour and money will have been well expended. Such amplification of this present work would be a worthy part of that great informal programme of publication with which modern Jains are continuing their ancient and distinguished tradition of learning.

W. Norman Brown

Benaras,
February 1, 1935

# INTRODUCTORY NOTE

MR. Sarabhai Nawab asks me to write a brief introductory note to his Jainachitrakalpadruma which has been prepared at a considerable cost and labour. The work is bound to prove useful not only to scholars interested in Jainism but to every lover of Indian art.

Mr. Sarabhai Nawab is being trained under me in the Archaeological office at Baroda. He has been deputed for this purpose by the trustees of Seth Anandji Kalyanji of Ahmedabad. His work has come under my observation and I can say that he is trying to be thorough in his pursuits. This work of his testifies to his enthusiasm and carefulness.

The Jainachitrakalpadruma, true to its title, gives highly interesting chitras or illustrations of ancient paintings most of which are Jaina and the rest Vaishnavite. They range between the years 1100 and 1913 after Christ. The earliest painting represented in this work is from a manuscript of the Nishithachurni of the Sanghvi's pado bhandar at Patan and is dated in the year 1157 of the Vikrama era. The latest is a painting by Yati Himmatvijayji of Patan. These illustrations are of various kinds and the manuscripts from which these are taken all belong to Western India, or we can say, Gujarat. They are either on palm-leaf or on paper. The earliest is on palm-leaf. The editor has divided the works he notices in this book into water-tight compartments and is himself responsible for his opinion in the matter. Apparently he follows Professor W. Norman Brown of America. In my opinion no such division is possible. Works on palm-leaves and on papers were written side by side. One of the palm-leaf manuscripts noticed in this book is a copy of the famous work named Kalpasutra of Bhadrabahu and of Kalaka Katha belonging to the Ujamphoi's Dharmas'ala bhandar of Ahmedabad and gives the year

927 of the Vikrama era at the end of the Kalpasutra Paintings and 1427 at the end of the Kalaka Katha (Plate XVIII, picture 68 to 72).

In connection with the date of the Kalpasutra portion viz. 927 V.S. a word might be said in passing. A view is held in certain quarters that this manuscript cannot be old and must be treated as a late copy of a manuscript which was written in this year i.e 927 V. S. This belief seemed to be based on the script and the technique of the paintings. It is also held that the script of this manuscript is of the fourteenth century and that the paintings found in this work are too fine to be of an earlier epoch, it was only in the 14th and the 15th centuries of the Christian era that such exquisite pictures were produced. In view of such considerations it is opined that this manuscript must be attributed to the 14th century, which is the date of the Kalaka Kathanaka portion. I must say: भिन्न रुचि र्हि लोकः: The Devanagari script of the tenth and the late centuries became stereo-typed and no conclusion can be based on it, as regards the age of a work written in it. That the paintings are well executed and therefore must be of late origin, will be arguing in a circle. It is not reasonable to believe that the art of painting in India reached perfection only under the Mohammedan influence or during Mohammedan rule only. Much finer paintings of considerably earlier days are known to us now. But this is not the place to discuss such points.

The Kalpasutra portion of the manuscript under notice is entirely different from the Kalaka Kathanaka piece. The colour of the palm-leaves in each case is also different. Both the works are written in different hand. The Kalaka Kathanaka portion is obviously later than the Kalpasutra. Besides, why did the copyist not say that it was a copy of an old work ? The Jain writers were, as far as I am aware, very particular in such matters. They gave exact details and dates. I have got a manuscript of the Kalpasutra which shows the date when it was given to a monk. Such being the case there is no reason why we should not take the date given in the manuscript as the date of

the manuscript itself. If we disbelieve it, to satisfy our own ideas (should I say preconceived ?) there will be no end; every such date will become spurious or untrust-worthy. This point I have also noticed in my memoir on "The art of painting as developed in India in book-illustraiions." To me there is nothing inherently impossible in this date and I am quite prepared to believe in its accuracy. Just as I am in the case of my own manuscript dated in 1125 V.S.

The most interesting illustrations in this publication pertain to the copy of the Kalpasutra of the late Muni Hamsavijayji's collection in the Atmaram Jnanamandira at Baroda and of Devashah's pado in Ahmedabad. They are pre-Moghul in origin and would show that the art of painting in Gujarat had reached a very high degree of perfection before the Moghul rule in India. The Devashaha's pado manuscript is quite unique in that gives illustrations of different attitudes and poses of dances described in the Natyas'astra of Bharata. Similar figures are to be seen in the Chidambaram temple where full descriptive stanzas are also given. These have been published in one of the annual Reports on South Indian Epigraphy, Madras. The Devshaha's pado manuscript where these pictures are drawn on the margins gives the labels showing the name of the pose or the dance represented.

These illustrations of the Ragas and the Raginis given in it are original and not copies. Evidently, it is very desirable that the manuscript is printed in its entirety and placed before scholars interested in Indian Music and Dancing soon. It was prepared in Gandhara–"श्रीगंधारपुरी सदाविजयतेगद्दूर्मस्मोंदया" which is evidently identical with the village near Cambay. It was a well known locality during the rule of Akbar for it was from here that the Jagadguru Hiravijayji was invited. Possibly the painters of the old Lata hailed from here. There will be no wonder if they had their share in the paintings of Ajanta even.

Several scholars have dilated upon the subjects connected with this publication hence I need not dilate upon them here.

Mr. Sarabhai Nawab and the colleagues are to be congratulated for bringing out this useful work. It throws a flood-light on the history of the art of painting in Gujarat and is sure to get a good reception, and it deserves it.

Hirananda Sastri



# અનુક્રમણિકા

## વિષયાનુક્રમ

## ચિત્રાનુક્રમ

# સંક્ષેપોની સમજ

હંસવિ૰ ૧—વડોદરામાં નરસિંહજીની પોળમાં આવેલા આત્માનંદ જૈન જ્ઞાનમંદિરમાંના શ્રીહંસવિજયજી શાસ્ત્રસંગ્રહની કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતઃ લિસ્ટ નંબર ૧૪૦૨.

હંસવિ૰ ૨—એ જ લિસ્ટ નંબર ૧૪૦૦ની કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રત.

હંસવિ૰ ૩—એ જ લિસ્ટ નંબર ૯૫૯ની ઉત્તરાધ્યયન સૂત્રની પ્રત.

કાંતિવિ૰ ૧—ઉપરોક્ત જ્ઞાનમંદિરમાં આવેલા પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજીના સંગ્રહની સુવર્ણાક્ષરી પ્રતઃ લિસ્ટ નંબર ૨૧૮૯.

કાંતિવિ૰ ૨—એ જ લિસ્ટ નંબર ૨૧૮૮ની કલ્પસૂત્રની પ્રતઃ અતિ જીર્ણ.

શાં. ભ.—શાંતિનાથ ભંડાર, ખંભાત.

સં. પા.—સંઘવીના પાડાનો ભંડાર, પાટણ.

મો. મો. ભં.—મોટા મોદીનો ભંડાર, પાટણ.

ઉ. શ્રી. વી. શા સં.—ઉપાધ્યાયજી શ્રીવીરવિજયજી શાસ્ત્રસંગ્રહ, છાણી.

ઉ. ફે. ધ.—ઉજમ ફોઇની ધર્મશાળાનો ઉપાશ્રય, અમદાવાદ.

દે. પા.ના દયાવિ.—દેવસાના પાડા (અમદાવાદ)નો દયાવિમલજી શાસ્ત્રસંગ્રહ.

જયસૂ.—આચાર્ય મહારાજ શ્રીજયસૂરીશ્વરજીના સંગ્રહની કલ્પસૂત્રની પ્રત.

મોહન.—ઉપાધ્યાયજી શ્રીમોહનવિજયજીના સંગ્રહની કલ્પસૂત્રની પ્રત.

વિ. સં.—વિક્રમ સંવત

ઇ. સ.—ઇસ્વી સન

દી. બ.—દીવાન બહાદુર

જૈન ગૂ. ક. ભા. ૧—જૈન ગૂર્જર કવિઓ ભા. ૧ લો.

# પ્રાક્કથન

પ્રસ્તુત 'જૈન ચિત્રકળા' વિષયક પુસ્તકમાં 'જૈન લેખનકળા'ને લગતો વિસ્તૃત નિબંધ જોઇ કોઇને એમ લાગ્યા સિવાય નહિ જ રહે કે આવા 'ચિત્રકળા' વિષયક ગ્રંથમાં 'લેખનકળા' વિષે આવડું વિસ્તૃત લખાણ શામાટે હોવું જોઇએ? આ પ્રશ્નના ઉત્તરમાં અમે ટૂંકમાં એટલું જ કહીશું કે પ્રસ્તુત્ જૈન ચિત્રકળા વિષયક પુસ્તકમાં આપેલાં ચિત્રો મુખ્યત્વે કરીને હસ્તલિખિત પુસ્તકોમાં આવતાં જ ચિત્રો છે. એ ચિત્રોની ચિત્રકળાનો વિકાસ જૈન લેખનકળાના વિકાસ સાથે સંકળાએલો હોઈ 'જૈન ચિત્રકળા' વિષયક આ પુસ્તકમાં 'જૈન લેખનકળા' વિષયક વિસ્તૃત નિબંધને સ્થાન આપવામાં આવ્યું છે.

જૈન લેખનકળા વિષયક અમારા આ નિબંધમાં અમે જૈન લેખનકળાનો અને તે સાથે સંબંધ ધરાવતાં દરેક અંગોનો જેટલો બને તેટલો ટૂંક છતાં વિશદ પરિચય આપ્યો છે. એ પરિચય આપવામાં અમે મુખ્યતયા જૈન ધર્માનુયાયી શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાય પૈકી શ્વેતાંબર સંપ્રદાયના જ્ઞાનભંડારોનાં વિસ્તૃત અવલોકન અને અભ્યાસને જ ધ્યાનમાં રાખ્યાં છે. શ્વેતાંબર સંપ્રદાય મૂર્તિપૂજક અને સ્થાનકવાસી એમ બે વિભાગમાં વહેંચાએલો હોવા છતાં અમારો આ લેખ અમે શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના જ્ઞાનભંડારોને લક્ષમાં રાખીને જ લખેલો છે કારણકે સ્થાનકવાસી સંપ્રદાય અતિ અર્વાચીન હોઈ તેમજ ફક્ત જૈન બત્રીસ આગમ મૂળમાત્રને જ માનતો હોઈ તેમના અર્વાચીન જ્ઞાનભંડારોમાં ભારતીય સાહિત્યની દષ્ટિએ કે લેખનકળાની દષ્ટિએ શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના જ્ઞાનભંડારોના જેવો ખાસ કશો યે પ્રાચીન વારસો નથી, તેમ નથી એ જ્ઞાનભંડારોમાં ખાસ નોંધવા લાયક કશી વિશેષતા. એ જ કારણથી અમે અમારા આ નિબંધમાં કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, રાજપૂતાના, પંજાબ આદિ દેશોમાંના વિદ્યમાન સ્થાનકવાસી સંપ્રદાયના જ્ઞાનભંડારોનો ઉલ્લેખ કર્યો નથી.

પ્રસ્તુત નિબંધમાં જોકે અમે દિગંબર સંપ્રદાયના જ્ઞાનભંડારોને લક્ષીને જૈન લેખનકળા વિષે ખાસ કશું કહેવા પ્રયત્ન સેવ્યો નથી, તેમ છતાં પ્રસંગોપાત્ દિગંબર સંપ્રદાયના જ્ઞાનભંડારોના સંબંધમાં અમારે અહીં સંક્ષેપમાં માત્ર એટલું જ કહેવાનું છે કે દિગંબર સંપ્રદાયના જ્ઞાનભંડારો મુખ્યતયા મુંબાઈ, ઇડર, નાગોર, જયપુર, સહરાનપુર, આરા તેમજ દક્ષિણ હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે છે. આ ભંડારોનો દૂર બેઠાં જે પરિચય મળ્યો છે એ ઉપરથી તેમાંની એક વસ્તુ આપણને સહેજે ખટકે તેવી છે. એ જ્ઞાનભંડારોના સંગ્રહમાં શ્વેતાંબર સંપ્રદાયના જ્ઞાનભંડારોની જેમ સાંપ્રદાયિકતાને કિનારે ન મૂકતાં તેને આગળ જ ધરવામાં આવી છે. શ્વેતાંબર જૈનાચાર્યોએ તેમજ તેમના અનુયાયી વર્ગે સાહિત્યના સર્જનમાં તેમજ તેના સંગ્રહણમાં સાંપ્રદાયિકતાને સદંતર એક બાજુએ રાખી છે, જ્યારે દિગંબર જૈનાચાર્યોએ અને તેમના અનુયાયી વર્ગે સાંપ્રદાયિકતાને મોખરે રાખી છે. શ્વેતાંબર જૈનાચાર્યોએ સાહિત્યના સર્જનમાં દિગંબર સંપ્રદાયના તેમજ જૈનેતર સંપ્રદાયના સંખ્યાબંધ ગ્રંથોને

છૂટથી અપનાવ્યા છે, સંખ્યાબંધ દિગંબરીય તેમજ જૈનેતર ગ્રંથો ઉપર ટીકાઓ રચી છે અને અતિ વિપુલ પ્રમાણમાં એ સંપ્રદાયોના સાહિત્યનો સંગ્રહ પોતાનાં પુસ્તકાલયોમાં કર્યો છે; ત્યારે દિગંબર આચાર્યોએ જૈનેતર સાહિત્ય વગેરે ઉપર ટીકાદિ રચવાં, તેનો ઉદારતાથી સાહિત્યસર્જનમાં ઉપયોગ કરવો તેમજ પોતાના ગ્રંથાલયોમાં એ સાહિત્યનો છૂટથી સંગ્રહ કરવો વગેરે તો દૂર રહ્યું પરંતુ સ્વસમાન શ્વેતાંબરીય સંપ્રદાયના સાહિત્યને અપનાવવું, તેના ઉપર ટીકા વગેરેનું સર્જન કરવું, પોતાને ત્યાં એ ગ્રંથોનો અધ્યયન–અધ્યાપન વગેરેમાં ઉપયોગ કરવો કે છેવટે અનેક દૃષ્ટિએ એ સાહિત્યનો સંચય કરવો એ આદિ પણ અતિ અલ્પ પ્રમાણમાં અથવા નહિ જેવું જ કર્યું છે. શ્વેતાંબર જૈનાચાર્યોએ પોતાના સાહિત્યમાં ગુણગ્રાહી તેમજ તત્ત્વગ્રાહી દૃષ્ટિએ જેટલા વિપુલ પ્રમાણમાં દિગંબર સાહિત્યનો ઉપયોગ કર્યો છે તેના શતાંશ જેટલો યે દિગંબરાચાર્યોએ પોતાના સાહિત્યમાં શ્વેતાંબરીય સાહિત્યનો ગુણગ્રાહી તેમજ તત્ત્વગ્રાહી દૃષ્ટિએ ઉપયોગ કર્યો નથી, એટલું જ નહિ પણ અધ્યયન–અધ્યાપનની નજરે શ્વેતાંબરીય સાહિત્યને પોતાના જ્ઞાનભંડારોમાં સ્થાન સુદ્ધાં પણ આપ્યું નથી. એ જ કારણ છે કે આજના શ્વેતાંબરીય જ્ઞાનભંડારોમાં સંખ્યાબંધ દિગંબરીય પુસ્તકોનો સંગ્રહ છે, જ્યારે દિગંબરીય જ્ઞાનભંડારોમાં શ્વેતાંબરીય પુસ્તકો ભાગ્યે જ જોવામાં આવે છે. અસ્તુ. આટલું કહ્યા પછી અહીં એક વાત ઉમેરી દઈએ કે લેખનકળાના વિષયમાં દિગંબર જૈનાચાર્યો અને દિગંબર પ્રજાનો ફાળો ગમે તેટલો વિશાળ હોય તેમ છતાં ગૂજરાત વગેરેમાં તેમનો ફાળો લગભગ નથી એમ કહેવામાં જરા યે અણઘટતું કે વધારેપડતું નથી.

ભારતીય સમગ્ર સાહિત્યના સંગ્રહની દૃષ્ટિએ તેમજ લેખનકળાના વિધાનની દૃષ્ટિએ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોના જ્ઞાનભંડારોમાં જે અને જેટલી વિવિધતા તેમજ અપૂર્વતા પરાપૂર્વથી ચાલી આવી છે એની જોડ આજના પાશ્ચાત્ય પ્રજાના પુસ્તક સંગ્રહાલયોને બાદ કરી લઈએ તો બીજે ક્યાં યે નથી અને પ્રાચીન કાળમાં ક્યાં યે ન હતી, એનો ખ્યાલ આજે પણ જૈન પ્રજા પાસે પુસ્તક–લેખનકળા, પુસ્તક–સંશોધનકળા તથા પુસ્તકો–જ્ઞાનભંડારો–ના સંરક્ષણની કળાનો અને એ દરેકને લગતાં વિવિધ પ્રકારનાં ઉપકરણો તેમજ સાધનોનો જે પ્રાચીન મહત્ત્વનો વારસો છે,—જેનો વિસ્તૃત પરિચય અમે અમારા 'જૈન લેખનકળા' વિષયક આ નિબંધમાં આપ્યો છે,— એ ઉપરથી સહેજે આવી શકશે.

પ્રસ્તુત નિબંધમાં અમે અમારા અલ્પ સ્વલ્પ અવલોકનને પરિણામે જૈન લેખનકળા અને તેનાં સાધન વગેરેના સંબંધમાં જે કાંઈ લખ્યું છે એ ઉપરથી સમજી શકાશે કે પ્રાચીન કાળમાં જૈન પ્રજા પાસે લેખનકળા અને તેનાં સાધન આદિના સંબંધમાં જે કળા અને વિજ્ઞાનનો આદર્શ હતો એ ભારતીય લેખનકળામાં અતિ મહત્ત્વનું અને બેનમૂન સ્થાન ભોગવનાર હતો.

આજના મુદ્રણયુગમાં ઓસરતી જતી લેખનકળાના જમાનામાં પણ શ્વેતાંબર જૈન પ્રજાનો એ કળા તેમજ સાહિત્ય તરફ કેટલો આદર—પ્રેમ છે એ જાણવા માટે માત્ર એટલો જ નિર્દેશ પૂરતો છે કે ચાલુ છેલ્લી સદીમાં જૈન મુનિઓ, જૈન યતિઓ અને જૈન શ્રીસંઘે મળી લગભગ બે લાખની સંખ્યામાં પુસ્તકો લખ્યાં-લખાવ્યાં છે અને હજુ પણ સંખ્યાબંધ પુસ્તકો લખાયે જાય છે. એ જ

કારણને લીધે આજની જૈન પ્રજા, ખાસ કરી જૈન શ્રમણો લેખનકળા અને તેના દરેકે દરેક સાધનના વિષયમાં વધારેમાં વધારે પરિચિત છે.

પ્રસ્તુત નિબંધ લખવામાં અમે કેવળ સાંપ્રદાયિક દૃષ્ટિ ન રાખતાં, અનેક દૃષ્ટિઓ અમારી નજર સામે રાખી છે, અને એ દૃષ્ટિએ લખાએલા અમારા આ નિબંધમાં અમે પ્રસંગવશાત્ અનેકાનેક વસ્તુઓ ચર્ચી છે.

આ નિબંધ લખવામાં અમને અમારા પૂજ્ય વૃદ્ધ ગુરુદેવ પ્રવર્તક શ્રી ૧૦૦૮ શ્રીકાંતિવિજયજી મહારાજ તથા પૂજ્ય ગુરુવર્ય શ્રી ૧૦૮ શ્રીચતુરવિજયજી મહારાજ તેમજ અન્ય મિત્રો અને સ્નેહીઓ તરફથી મદદ મળવા ઉપરાંત અનેક વિદ્વાનોના ગ્રંથોનો પણ અમે ઉપયોગ કર્યો છે જેનો નિર્દેશ અમે તે તે સ્થળે કર્યો છે. એ સૌનો અહીં આભાર માનવાનું અમે વીસરી શકતા નથી.

આ બધાયના કરતાં, બનારસ હિંદુ યુનિવર્સિટી જૈન ચેરના અગ્રગણ્ય પ્રોફેસર શ્રીયુત સુખલાલજીના નામને અમે ખાસ કરી વીસરી શકતા નથી, કે જેમણે સન્મતિતર્કની પાંડિત્યપૂર્ણ પ્રસ્તાવના લખતી વેળા પ્રસંગોપાત જૈન લેખનકળાને લગતી એક વિસ્તૃત પ્રશ્નમાળા અમારા ઉપર મોકલી હતી, જેને અમે અમારા પ્રસ્તુત નિબંધને છેડે પરિશિષ્ટ રૂપે આપી છે. એ પ્રશ્નમાળાએ અમને પ્રસ્તુત નિબંધને વિભાગશઃ તેમજ વિસ્તૃત સ્વરૂપમાં લખવા માટે ખૂબ જ સરળતા કરી આપી છે.

ભાઈ સારાભાઈ નવાબ, જેમની સ્નેહભરી પ્રેરણાથી અમે પ્રસ્તુત નિબંધ તૈયાર કર્યો છે તેમજ જેમણે પ્રસ્તુત નિબંધને લગતાં ચિત્ર વગેરે સાધનો માટે ખર્ચનો હિસાબ ગણ્યો નથી તેમને અને રા. રા. શ્રીયુત બચુભાઈ જેમણે પ્રસ્તુત નિબંધને ભાષાસરણી વગેરેમાં સંસ્કારયુક્ત કરી શોભાવ્યો છે તેમને અમારો હાર્દિક ધન્યવાદ છે.

અંતમાં, અમે આશા રાખીએ છીએ કે આજના જૈન શ્રમણોમાં પ્રાચીન લિપિનું અજ્ઞાન, લિખિત પુસ્તક વાંચવા પ્રત્યે કંટાળો, પુસ્તકરક્ષા માટેની બેદરકારી વગેરે દિનપ્રતિદિન જે વધતાં જાય છે તે સદંતર દૂર થવા ઉપરાંત પ્રાચીન જૈનાચાર્યોએ લૂખી સાંપ્રદાયિકતાના વાડામાં પુરાઈ ન રહેતાં વિશ્વના મેદાનમાં ઊભા રહી ભારતીય કલા, સંસ્કૃતિ અને સ્થાપત્યનાં પ્રત્યેક અંગોમાં વ્યાપકદૃષ્ટિએ વિકાસ અને પવિત્રતાના રંગો પૂરવા માટે જે પ્રકારની સૂક્ષ્મેક્ષિકાનો ઉપયોગ કર્યો છે તે પ્રકારની સૂક્ષ્મેક્ષિકાનો ઉપયોગ આજનો જૈન સંઘ પ્રત્યેક કાર્યમાં કરો; એટલું ઇચ્છી અમે વિરમીએ છીએ.

મુનિ પુણ્યવિજય



# વિષયાનુક્રમણિકા

# અવાંતર વિષયોની અનુક્રમણિકા

# આવશ્યક સુધારો

પૃષ્ઠ ૭ પંક્તિ ૧૮માં 'અમારી પા    વત'ને બદલે 'અમારી પાસે સંવત' વાંચવું.

પૃષ્ઠ ૧૪ ટિપ્પણી ૧૪માં નિન્દીચૂર્ણીને બદલે નન્દીચૂર્ણી વાંચવું.

પૃષ્ઠ ૨૭ પં. ૭ માં 'કાંસ્યપાત્ર'ને બદલે 'કાંસ્યપત્ર' વાંચવું.

પૃષ્ઠ ૪૭ પં. ૧૪માં 'વાપરવામ'ને બદલે 'વાપરવામાં' વાંચવું.

પૃષ્ઠ ૫૪ પં. ૩૧માં 'દ્રવ્યગુણપર્યાયરાસ સ્વોપજ્ઞ ટીકા'ને બદલે 'દ્રવ્યગુણપર્યાયરાસ સ્વોપજ્ઞ ટબા' વાંચવું.

પૃષ્ઠ ૯૨ ટિપ્પણી ૧૦૧ અ માં 'ચિત્ર નં. ૧૦૨'ને બદલે 'ચિત્ર નં. ૧૦૫' વાંચવું.

પૃષ્ઠ ૧૦૭ ટિપ્પણી ૧૨૨ (क) નીચે भगवतीवृत्तिः अभयदेवीया છે તેને બદલે श्रेयांसनाथ-चरित्र प्राकृत વાંચવું.

પૃષ્ઠ ૧૦૮ ટિપ્પણી ૧૨૮ (क) નીચે भगवतीवृत्तिः अभयदेवीया એટલું ઉમેરવું.



॥ जयति वीर वर्धमानस्य प्रवचनम् ॥

# ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા

### ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને તેનો વિકાસ

વિશ્વતોમુખી જૈન શ્રમણસંસ્કૃતિએ ભારતીય આર્ય સંસ્કૃતિના સાર્વભૌમ વિકાસમાં કેવો અને કેટલો વિશાળ ફાળો આપ્યો છે, એની વિવેચના કરવાનું આ સ્થાન નથી; તેમ છતાં પ્રસંગોપાત એટલું જણાવવું ઉચિત મનાશે કે જનસંખ્યાની દૃષ્ટિએ ઇતર સંસ્કૃતિઓ કરતાં સદાને માટે ટૂંકા પ્રમાણમાં રહેવા સરજાએલી જૈન સંસ્કૃતિએ જગત સમક્ષ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખ્યું છે એ એના સર્વદેશીય વિકાસને આભારી છે.

ત્યાગમાર્ગના પવિત્ર આદર્શની ઉપાસના કરનાર જૈન શ્રમણસંસ્કૃતિએ એક કાળે સમગ્ર ભારતમાં પોતાનો પસારો કર્યો હતો, અને ત્યારે, કહેવામાં આવે છે કે, એની જનસંખ્યા ચાલીસ કરોડની આસપાસ પહોંચી હતી. અમને લાગે છે કે આ માન્યતામાં એક મીંડું વધી ગયું છે. જો અમારું આ કથન સંગત હોય તો, જૈન ધર્મના વિસ્તાર માટે મહારાજા [1]શ્રીસંપ્રતિરાજ અને

---

१ 'कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा पुरत्थिमेणं जाव अंग-मगहाओ एत्तए, दक्खिणेणं जाव कोसंबीओ, पच्चत्थिमेणं जाव थूणाविसयाओ, उत्तरेणं जाव कुणालाविसयाओ एत्तए । एताव ताव कप्पइ । एताव ताव आरिए खेत्ते । णो से कप्पइ एत्तो बाहिं । तेण परं जत्थ नाण-दंसण-चरित्ताइं उस्सप्पंति-त्ति बेमि ५०॥'

ઉપરોક્ત बृहत्कल्पसूत्रના ઉદ્દેશ ૧માંના ૫૦ મા સૂત્રમાં જૈન નિર્ગ્રંથ નિર્ગ્રંથીઓના વિહારયોગ્ય આર્યક્ષેત્રનો વિભાગ દર્શાવવામાં આવ્યો છે, એ શ્રમણ ભગવાન મહાવીરના સમયને લક્ષીને છે. તે પછી અર્થાત્ મહારાજા શ્રીસંપ્રતિના જમાના પછી એ વ્યવસ્થા બદલાઈ છે અને 'બદલાઇ શકે' એ દર્શાવવા માટે સૂત્રકારે तेण परं० ઇત્યાદિ સૂત્રાંશ ઉમેર્યો છે, જેની વ્યાખ્યામાં ટીકાકારે નીચે પ્રમાણે જણાવ્યું છે:

'ततः परं' बहिर्देशेष्वपि सम्प्रतिनृपतिकालादारभ्य यत्र ज्ञान-दर्शन-चारित्राणि 'उत्सर्पन्ति' स्फातिमासादयन्ति तत्र विहर्त्तव्यम् । અર્થાત્–ભગવાન મહાવીરે જે આર્યક્ષેત્રની વ્યવસ્થા કરી છે તેથી બહારના દેશોમાં પણ, સંપ્રતિરાજથી લઈ, જ્યાં જ્ઞાન દર્શન અને ચારિત્રમાં વધારો થાય છે ત્યાં પણ વિહરી શકાય." વિભાગ ૩ પત્ર ૯૦૭.

આ સૂત્રાંશને ધ્યાનમાં રાખી ભાષ્યકારે—

'आगाढिणो य दोसा, विराहणा खंदएण दिट्ठंतो ।
एतेण कारणेणं, पडुच्च कालं तु पण्णवणा ॥ ३२७१ ॥

वृत्तिः—आज्ञादयश्च दोषाः । विराधना चात्मसंयमविषया । तत्र च स्कन्दकाचार्येण दृष्टान्तः कर्त्तव्यः । अत एतेन कारणेन बहिर्न गन्तव्यम् । एतद् भगवद्वर्द्धमानस्वामिकालं प्रतीत्योक्तम् । इदानीं तु सम्प्रतिनृपतिकालं

તે જમાનાના સમર્થ ધર્મપ્રચારક જૈન શ્રમણોના સાર્વત્રિક પ્રયત્નોને અંતે તેની જનસંખ્યા ચાર કરોડ સુધી પહોંચી હશે એમાં આશ્ચર્ય કે અતિશયોક્તિ જેવું કશું જ નથી. કેવળ ત્યાગમાર્ગ ઉપર પોતાની સંસ્કૃતિની ઇમારત ખડી કરનાર જૈન સંસ્કૃતિની આટલી વિશાળ જનસંખ્યા, એ ખરે જ આપણને એના પ્રભાવશાળી ધર્મપ્રણેતાઓ અને એના પ્રચારકોના નિર્મળ આંતરત્યાગ તથા તપની ઝાંખી કરાવે છે.

પરંતુ સમયના વહેવા સાથે જનતાના માનસમાંથી ઉપર જણાવેલાં આંતરત્યાગ અને તપનાં માન ઓછાં થવા ઉપરાંત દાર્શનિક, ધાર્મિક અને સામાજિક સ્પર્ધા તેમ જ સંઘર્ષણ વધી પડતાં, જૈન સંસ્કૃતિને પોતાની અસ્મિતા તથા ગૌરવને કાયમી ટકાવી રાખવા માટે પોતાનું દૃષ્ટિબિંદુ બદલવું પડ્યું અને ત્યાગમાર્ગની ઉપાસના સાથે વિજ્ઞાન, સાહિત્ય, કળા વગેરે જુદાંજુદાં ક્ષેત્રોનો આશ્રય લેવો પડ્યો. એ આશ્રય લીધા પછી જૈન સંસ્કૃતિએ અતિ ટૂંક સમયમાં તેના પ્રત્યેક અંગમાં કેવી કેટલી અને કઈ રીતે પ્રગતિ સાધી એને લગતી નોંધ કે વર્ણન ન આપતાં, અહીં માત્ર સાધારણ જેવી જણાતી 'લેખનકળા'ના વિષયમાં જ કાંઇક લખવાનો અમે વિચાર રાખ્યો છે; જે ઉપરથી સહેજે ખ્યાલ આવી શકશે કે એક મામૂલી જેવી લાગતી લેખનકળાના વિષયમાં પણ જૈન શ્રમણસંસ્કૃતિએ આટલો ઊંડો અને ઝીણવટભર્યો વિકાસ સાધ્યો છે તો એ સંસ્કૃતિએ ઇતર મહત્ત્વનાં વિજ્ઞાન, સાહિત્ય, કળા આદિનાં ક્ષેત્રોમાં કેટલો પ્રચુર અને આશ્ચર્યજનક વિકાસ સાધ્યો હશે જે ક્ષેત્રો આજ સુધી બહુ જ ઓછાં ખેડાયાં છે અને જે ખેડાયાં છે તેમાં તેને વાસ્તવિક ન્યાય મળ્યો જ નથી, જેની સાબિતી પ્રસ્તુત ગ્રંથ પૂરી પાડશે.

---

प्रतीत्य प्रज्ञापना क्रियते—यत्र यत्र ज्ञानदर्शनचारित्राणि उत्सर्पन्ति तत्र तत्र विहर्त्तव्यम् ॥' વિભાગ ૩ પત્ર ૯૧૫.

અર્થાત્—"આર્યક્ષેત્રની બહાર વિહાર કરવામાં સંયમધર્મને હાનિ પહોંચે છે માટે બહાર ન જવું. આ નિયમ ભગવાન્ વર્ધમાનસ્વામિના જમાનાને લક્ષીને છે. સંપ્રતિરાજના જમાનાથી આર્યક્ષેત્રની બહાર જ્યાં જ્ઞાનાદિની વૃદ્ધિ થાય છે ત્યાં વિહરી શકાય છે."

—એમ જણાવી સંપ્રતિરાજનું દૃષ્ટાંત આપ્યું છે તેમાં જણાવ્યું છે કે—

"અવન્તીપતિ રાજા સંપ્રતિએ પોતાના સીમાડાના રાજાઓને બોલાવી તેમના દ્વારા તેમજ પોતાના વિશ્વાસપાત્ર ધર્મપ્રિય સેવકો દ્વારા દેશવિદેશમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો; જેને પ્રતાપે જૈન સાધુઓ કોઈપણ જાતની હરકત સિવાય વૈદિક સંસ્કૃતિ-પ્રધાન આંધ્ર અને દ્રવિડ જેવા દૂર દેશોમાં ફરી શકયા અને જૈન ધર્મનો સવિશેષ પ્રચાર કરી શકયા."

सो रायाऽवंतिवती, समणाणं सावतो सुविहियाणं । पच्चंतियरायाणो, सव्वे सद्दाविया तेणं ॥ ३२८३ ॥
कहिओ य तेसि धम्मो, वित्थरतो गाहिता य सम्मत्तं । अप्पाहिता य बहुसो, समणाणं भद्दगा होह ॥ ३२८४ ॥
वीसज्जिया य तेणं, गमणं घोसावणं सरज्जेसु । साहूण सुहविहारा, जाता पच्चंतिया देसा ॥ ३२८७ ॥
समणभडभाविएसुं, तेसू रज्जेसु एसणादीसु । साहू सुहं विहरिया, तेणं चिय भद्दगा ते उ ॥ ३२८८ ॥
उदिण्णजोहाउलसिद्धसेणो, स पत्थिवो णिज्जियसत्तुसेणो ।
समंततो साहुसुहप्पयारे, अकासि अंधे दमिले य घोरे ॥ ३२८९ ॥

મુદ્રિત વિભાગ ૩ પત્ર ૯૧૯-૨૦-૨૧

**ઉદ્દેશ**

આજે અમે 'લેખનકળા'ના વિષયમાં કાંઇક લખવાનો નિરધાર કર્યો છે તેનો મુખ્ય ઉદ્દેશ એ છે કે આજે સૈકાઓ થયાં ચાલુ પતનને અંતે ભારતવર્ષે પોતાના પુનરુત્થાનનો આરંભ કર્યો છે. એ આરંભ કોઇ અમુક એક અંગ કે દિશાને લક્ષીને છે એમ નથી, પરંતુ એનું એ પુનરુત્થાન રાષ્ટ્રીય, સામાજિક, ધાર્મિક તેમજ વિજ્ઞાન, સાહિત્ય, કળા આદિ પ્રત્યેક વિભાગને લક્ષમાં રાખીને થઇ રહ્યું છે. સૈકડો વર્ષોથી ભારતવર્ષમાં પ્રવર્તી રહેલ ભીષણ રાજકીય વિપ્લવ આદિને પરિણામે નાશ પામેલ પ્રત્યેક વિજ્ઞાન, સાહિત્ય, કળા વગેરેને જીવંત કરવા માટે જેમ અનેકાનેક પ્રયત્નો ચાલી રહ્યા છે એ જ રીતે વર્તમાન મુદ્રણયુગને લીધે અદૃશ્ય થતી આપણી પરાપૂર્વથી ચાલી આવતી વિશિષ્ટ 'લેખનકળા, તેનાં સાધનો અને કલાધર લેખકો' એ સૌનો પુનરુદ્ધાર કરવાનો પણ એક જમાનો આવવાનો છે એમાં જરા પણ શંકા નથી. તેવે સમયે આવી નિબંધરૂપે સંગ્રહ કરાએલી સાધન વગેરેને લગતી નોંધો કાર્યસાધક બને એ મુખ્ય ઉદ્દેશને ધ્યાનમાં રાખીને અમે 'લેખનકળા'ના સંબંધમાં કાંઇક લખવા પ્રેરાયા છીએ.

**નામ અને વિષય**

ભારતવર્ષની ત્રણ મુખ્ય સંસ્કૃતિઓઃ જૈન શ્રમણસંસ્કૃતિ, બૌદ્ધ શ્રમણસંસ્કૃતિ અને વૈદિક સંસ્કૃતિ. આ ત્રણે મહાન સંસ્કૃતિઓએ આર્ય પ્રજાના આંતર અને બાહ્ય જીવનના વિકાસ માટે જેમ સતત અનેકવિધ પ્રયત્નો સેવ્યા છે એ જ પ્રમાણે પ્રસ્તુત લેખનકળાના વિકાસ માટે ભારતની ત્રણે સંસ્કૃતિઓએ સંયુક્ત પ્રયત્ન કરેલા હોવા છતાં જૈન શ્રમણસંસ્કૃતિએ એ કળા તેમજ તેનાં સાધન આદિના વિકાસ અને સંગ્રહમાં કેવી અનોખી ભાત પાડી છે એ વિષયને દર્શાવતો પ્રસ્તુત નિબંધ હોઈ એનું નામ અમે 'ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા' એવું આપ્યું છે.

## ભારતીય લેખનકળા[૨]

**ભારતીય લિપિઓની ઉત્પત્તિ**

પ્રસ્તુત નિબંધમાં 'જૈન લેખનકળા'ના સંબંધમાં કાંઇક લખવા પહેલાં 'ભારતીય લિપિ અને લેખનકળા'ની ઉત્પત્તિના વિષયમાં થોડું લખવું યોગ્ય છે. ભારતીય પ્રજાની લિપિ–વર્ણમાલા ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થઈ, એ સંબંધમાં પાશ્ચાત્ય વિદ્વાનોના અનેક મતો હોવા છતાં રાયબહાદુર શ્રીયુક્ત ગૌરીશંકર હીરાચંદ ઓઝાજીએ પોતાના 'ભારતીય પ્રાચીન લિપિમાલા' નામના પુસ્તકમાં એમ નક્કી કર્યું છે કે ભારતીય આર્ય સભ્યતા અતિ પ્રાચીન હોઈ એની લિપિ અત્યંત પ્રાચીન તેમજ સ્વતંત્ર છે. એની ઉત્પત્તિ ક્યારે અને શામાંથી થઈ એ કહેવું શક્ય નથી, તેમ છતાં ચાલુ ઐતિહાસિક પદ્ધતિ મુખ્યત્વે કરીને દૃષ્ટ પ્રમાણો ઉપર આધાર રાખતી હોઈ, ઉપલબ્ધ થતાં પ્રમાણોને

---

૨ આ વિભાગ લગભગ અક્ષરશઃ भारतीय प्राचीन लिपिमाला માંથી ફકરાઓ લઈને જ લખવામાં આવ્યો છે. જેઓ ભારતીય પ્રાચીન–અર્વાચીન લિપિઓ, તેની ઉત્પત્તિ, આદિનો વિસ્તૃત અને વિશિષ્ટ પરિચય તેમ જ અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેમણે ભા૦ પ્રા૦ લિ૦ પુસ્તક જ જોવું જોઇએ.

આધારે એટલું નિર્વિવાદ રીતે કહી શકાય છે કે[3] ઈ. સ. પૂર્વે પાંચ સૈકા પહેલાં ભારતીય લિપિ પૂર્ણતાને પ્રાપ્ત કરી ચૂકી હતી. ઘણાખરા પાશ્ચાત્ય વિદ્વાનોએ ભારતીય લિપિમાત્રને 'સેમેટિક'[4] લિપિમાંથી ઉત્પન્ન થયાનું મનાવવા પ્રયત્ન કર્યો છે, પરંતુ એ વાતને તેઓએ સચોટ દલીલો દ્વારા અસત્ય પુરવાર કરી છે.

ચાઈનીઝ ભાષામાં રચાએલા 'ફા યુઅન્ ચુ લિન્' નામના બૌદ્ધ વિશ્વકોશમાં બ્રાહ્મી, ખરોષ્ઠી આદિ લિપિઓની ઉત્પત્તિ વિષે લખતાં તેમાં બૌદ્ધ ગ્રંથ 'લલિતવિસ્તર' પ્રમાણે ૬૪ લિપિ[5]-ઓનાં નામ આપ્યાં છે, જેમાં પહેલું બ્રાહ્મી અને બીજું ખરોષ્ઠી (કિઅ-લુ-સે-ટો=ક-લુ-સે-ટો=ખરો-સ-ટ=ખરોષ્ઠ) છે. 'ખરોષ્ઠ'ના વિવરણમાં લખ્યું છે કે 'લખવાની કળાની શોધ ત્રણ દૈવી શક્તિવાળા આચાર્યોએ કરી છે. તેમાં સૌથી પ્રસિદ્ધ બ્રહ્મા[6] છે, જેમની લિપિ (બ્રાહ્મી) ડાબી

---

૩ અત્યાર સુધીમાં અશોકથી પહેલાંના માત્ર બે નાનાનાના શિલાલેખો મળ્યા છે. જેમાંનો એક અજમેર જિલ્લાના 'વડલી' ગામથી શ્રીયુક્ત ગૌ. હી. ઓઝાજીને મળ્યો છે અને બીજો નેપાલમાંના 'પિપ્રાવા' નામના સ્થાનમાં આવેલ એક સ્તૂપની અંદરથી મળેલ પાત્ર ઉપર ખોદાએલો છે, જેમાં બુદ્ધદેવનાં અસ્થિ છે. આમાંનો પહેલો એક થાંભલા ઉપર ખોદાએલા લેખનો ટુકડો છે, જેની પહેલી પંક્તિમાં 'वीर[ा]य भगव[त]' અને બીજી પંક્તિમાં 'चतुरासितिव[स]' ખોદાએલ છે. આ લેખનું ચોરાસીમું વર્ષ જૈનોના છેલ્લા તીર્થંકર વીર (મહાવીર)ના નિર્વાણ સંવતનું છે. એટલે આ લેખ ઈ. સ. પૂર્વે ૪૪૩નો છે. બીજો પિપ્રાવાના સ્તૂપમાંનો લેખ બુદ્ધના નિર્વાણસમય અર્થાત્ ઈ.સ. પૂર્વે ૪૮૭થી કાંઇક પછીનો હોવો જોઇએ. પહેલો શિલાલેખ અજમેરના 'રાજપૂતાના મ્યુઝીઅમ'માં છે અને બીજો કલકત્તાના 'ઇન્ડિયન મ્યુઝીઅમ'માં છે. ભા. પ્રા. લિ. પૃ. ૨-૩.

૪ અરબી, ઈથિઓપિક્, અરમઈક્, સીરીઅક્, ફિનિશીઅન, હિબ્રુ આદિ પશ્ચિમી એશિયા અને આફ્રિકા ખંડની ભાષાઓ તથા તેમની લિપિઓને 'સેમેટિક' અર્થાત્ બાઈબલપ્રસિદ્ધ નૂહના પુત્ર શેમનાં સંતાનોની ભાષા અને લિપિઓ કહે છે.

૫ ब्राह्मी, खरोष्ठी, पुष्करसारी, अंगलिपि, वंगलिपि, मगधलिपि, मांगल्यलिपि, मनुष्यलिपि, अंगुलीयलिपि, शकारिलिपि, ब्रह्मवल्लीलिपि, द्राविडलिपि, कनारिलिपि, दक्षिणलिपि, उग्रलिपि, संख्यालिपि, अनुलोमलिपि, ऊर्ध्वधनुर्लिपि, दरदलिपि, खास्यलिपि, चीनलिपि, हूणलिपि, मध्याक्षरविस्तरलिपि, पुष्पलिपि, देवलिपि, नागलिपि, यक्षलिपि, गन्धर्वलिपि, किन्नरलिपि, महोरगलिपि, असुरलिपि, गरुडलिपि, मृगचक्रलिपि, चक्रलिपि, वायुमरुलिपि, भौमदेवलिपि, अंतरिक्षदेवलिपि, उत्तरकुरुद्वीपलिपि, अपरगौडादिलिपि, पूर्वविदेहलिपि, उत्क्षेपलिपि, निक्षेपलिपि, विक्षेपलिपि, प्रक्षेपलिपि, सागरलिपि, वज्रलिपि, लेखप्रतिलेखलिपि, अनुद्रुतलिपि, शास्त्रावर्त्तलिपि, गणावर्त्तलिपि, उत्क्षेपावर्त्तलिपि, विक्षेपावर्त्तलिपि, पादलिखितलिपि, द्विरुत्तरपदसन्धिलिखितलिपि, दशोत्तरपदसन्धिलिखितलिपि, अध्याहारिणीलिपि, सर्वरुत्संग्रहणीलिपि, विद्यानुलोमलिपि, विमिश्रितलिपि, ऋषितपस्तप्तलिपि, धरणीप्रेक्षणालिपि, सर्वौषधनिष्यंदलिपि, सर्वसारसंग्रहणीलिपि અને सर्वभूतरुद्ग्रहणीलिपि.

—ललितविस्तर अध्याय १०

ભા૦ પ્રા૦ લિ૦ પૃ. ૧૭ ટિ. ૩માં ઉપરોક્ત નામો આપીને છેવટે ઉમેરવામાં આવ્યું છે કે 'આમાંનાં ઘણાંખરાં નામો કલ્પિત છે.'

૬ બ્રાહ્મીલિપિની ઉત્પત્તિના સંબંધમાં જૈન માન્યતા આ પ્રમાણે છે:

(क) ભગવાન ઋષભદેવે પોતાની પુત્રી બ્રાહ્મીને સૌ પહેલાં લિપિ લખવાનું જ્ઞાન આપ્યું હતું તેથી એનું નામ 'બ્રાહ્મી લિપિ' કહેવામાં આવે છે. लेहं लिवीविहाणं, जिणेण बंभीइ दाहिणकरेणं । (आवश्यकनिर्युक्ति–भाष्य गाथा १३.)

બાજુથી જમણી બાજુ લખી વાંચી શકાય છે. તેના પછી કિઅં-લુ (કિઅ-લુ-સે-ટો=ખરોષ્ઠનું ટૂંકુ રૂપ) છે, જેની લિપિ જમણી બાજુથી ડાબી બાજુ વાંચી શકાય છે. સૌથી ઓછા મહત્ત્વનો ત્સં-કી છે, જેની લિપિ (ચીની) ઉપરથી નીચે અર્થાત્ ઊભી વાંચી શકાય છે. બ્રહ્મા અને ખરોષ્ઠ ભારતવર્ષમાં થયા છે અને ત્સં-કી ચીનમાં થએલા છે. બ્રહ્મા અને ખરોષ્ઠે તેમની લિપિઓ દેવલોકમાંથી મેળવી છે અને ત્સં-કીએ પક્ષી વગેરેનાં પગલાંના ચિહ્ન ઉપરથી તૈયાર કરી છે.'

## ભારતીય લિપિઓ

પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મી[૭] અને ખરોષ્ઠી એ બે લિપિઓ જ પ્રચલિત

---

(ख) समवायांगसूत्रनी टीकामां आचार्य श्रीअभयदेवे नीचे मुजब जणाव्युं छेः

'तया 'बंभि' त्ति ब्राह्मी–आदिदेवस्य भगवतो दुहिता ब्राह्मी वा–संस्कृतादिभेदा वाणी तामाश्रित्य तेनैव या दर्शिता अक्षरलेखनप्रक्रिया सा ब्राह्मी लिपिः।' पत्र ३६।

આ ઉલ્લેખમાં એક વાત એ ઉમેરવામાં આવી છે કે 'બ્રાહ્મી એટલે સંસ્કૃત આદિ ભારતીય ભાષાઓને લખવા માટે અનુકૂળ લિપિ તે બ્રાહ્મી લિપિ.'

(ग) भगवतीसूत्रना 'नमो बंभीए लिवीए'सूत्रनी व्याख्या करतां आचार्य श्रीअभयदेवे जणाव्युं छे के

'लिपिः–पुस्तकादावक्षरविन्यासः, सा चाष्टादशप्रकाराऽपि श्रीमन्नाभेयजिनेन स्वसुताया ब्राह्मीनामिकाया दर्शिता ततो ब्राह्मीत्यभिधीयते। आह च—'लेहं लिवीविहाणं, जिणेण बंभीए दाहिणकरेणं॥' इति, अतो ब्राह्मीति स्वरूपविशेषणं लिपेरिति।' पत्र ५।

આમાં આચાર્યશ્રી જણાવે છે કે 'અહીં "બ્રાહ્મી" એ નામમાં બ્રાહ્મી આદિ અઢારે લિપિઓનો સમાવેશ કરવાનો છે. સ્વતંત્ર બ્રાહ્મી લિપિ તરીકે આ નમસ્કાર નથી.'

[અહીં પ્રસંગોપાત જણાવવું જોઈએ કે ભારતવર્ષમાં પ્રાચીન લિપિઓના વાચનનું વિસ્મરણ આચાર્ય શ્રીમાન અભયદેવ પહેલાં અર્થાત વિક્રમની અગીઆરમી સદી પૂર્વે થઇ ચૂક્યું હતું. જો તે સમયે પ્રાચીન લિપિઓના વાચકો કે જાણકાર હોત તો શ્રીમાન અભયદેવસૂરિને સમવાયાંગસૂત્રની ટીકામાં અઢાર લિપિઓનું વ્યાખ્યાન કરતાં 'एतत्स्वरूपं न दृष्टमिति न दर्शितम्। અર્થાત્ આ લિપિઓનું સ્વરૂપ ક્યાંય જોયું જાણ્યું નથી માટે બતાવ્યું નથી' એમ લખવું ન પડત. આ જ કારણથી કેવળ શાબ્દિક અર્થઘટના ખાતર કરેલી ટીકામાંથી નીકળતા આશયો ઉપર ખાસ કશું જ વજન રાખી ન શકાય; એટલે અમે માનીએ છીએ કે આચાર્ય શ્રીઅભયદેવ આદિ વ્યાખ્યાકારોએ બ્રાહ્મી, યવનાની, દોષાપુરિકા, ખરોષ્ઠી આદિ લિપિઓને બ્રાહ્મી લિપિના ભેદ તરીકે જણાવી છે, પરંતુ વસ્તુતઃ તેમ ન હોતાં ફક્ત સૂત્રકારના સમયમાં પ્રસિદ્ધ બ્રાહ્મીપ્રધાન અઢાર લિપિઓનાં નામોનો અથવા પ્રકારોનો જ એ સંગ્રહ છે. અલબત્ત એ ખરું છે કે આ અઢાર નામોમાં બ્રાહ્મીલિપિના કેટલાક ભેદોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ભગવતીસૂત્રના આરંભમાં नमो बंभीए लिवीए એમ મૂકવામાં આવ્યું છે એ, જૈન આગમોનું લેખન બ્રાહ્મીલિપિમાં થએલું હોઈ એની યાદગીરી તરીકે બ્રાહ્મીલિપિને નમસ્કાર કરવામાં આવ્યો છે, નહિ કે માત્ર સામાન્ય લિપિ તરીકે.]

૭ મહારાજા અશોક પહેલાના જૈન સમવાયાંગસૂત્રમાં અને તે પછી રચાએલા લલિતવિસ્તરમાં બ્રાહ્મી ને ખરોષ્ઠી સિવાયની બીજી ઘણી લિપિઓનાં નામ મળે છે, પરંતુ તે લિપિઓના કોઇ શિલાલેખો અત્યાર સુધી મળ્યા નથી. આનું કારણ એમ માનવામાં આવે છે કે એ બધી યે લિપિઓ પ્રાચીન સમયથી જ લુપ્ત થઇ ગઈ હશે અને એ બધીનું સ્થાન બ્રાહ્મી લિપિએ લીધું હશે. અને એ જ કારણે લિપિઓની નામાવલિમાં બ્રાહ્મીલિપિને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું હોવું જોઈએ.

હતી. બ્રાહ્મી લિપિ ડાબી બાજુથી જમણી બાજુ લખાતી અને ખરોષ્ઠી લિપિ ઉર્દૂ, અરબી, ફારસી આદિ લિપિઓની જેમ જમણી બાજુથી ડાબી બાજુ લખાતી હતી. ખરોષ્ઠી લિપિ જમણી બાજુથી ડાબી બાજુ લખાતી હોઈ 'સેમેટિક' વર્ગની છે. એનો પ્રચાર ઈ.સ.ની ત્રીજી શતાબ્દી સુધી પંજાબમાં હતો. તે પછી એ લિપિ ભારતવર્ષમાંથી સદાને માટે અદૃશ્ય થઇ ગઈ અને તેનું સ્થાન બ્રાહ્મી

---

(क) લલિતવિસ્તરનો ઉલ્લેખ અમે ટિ૦ ૫ માં આપી ચૂક્યા છીએ; સમવાયાંગસૂત્રનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે:

बंभीए णं लिवीए अट्ठारसविहे लेखविहाणे पं० तं०---बंभी, जवणालिया (जवणाणिया), दोसाउरिआ, खरोट्ठिआ, पुक्खरसारिया, पहाराइया (पहराइया), उच्चत्तरिया, अक्खरपुट्ठिया, भोगवयता, वेणतिया, गिण्हइया, अंकलिवी, गणिअलिवी, गंधव्वलिवी-भूयलिवी, आदंसलिवी, माहेसरीलिवी, दामिलीलिवी, पोलिंदिलिवी।

—समवायांग १८ समवाये ॥

पन्नवणासूत्रની જુદીજુદી પ્રતોમાં उच्चत्तरियाને બદલે अंतक्खरिया, उयअंतरिक्खिया અને उयंतरकरिया એવાં નામો પણ મળે છે અને आदंसलिवीને બદલે आयासलिवी એવું નામ પણ મળે છે.

(ख) વિશેષાવશ્યક ગા૦ ૪૬૪ની ટીકામાં અઢાર લિપિનાં નામ નીચે પ્રમાણે છે:

"अष्टादश लिपयः—

हंसलिवी(१) भूअलिवी(२), जक्खी(३) तह रक्खसी(४) य बोधव्वा। उड्डी(५) जवणि(६) तुरुक्की(७), कीरी(८) दविडी(९) य सिंधविया(१०)॥
मालविणी(११) नडि(१२) नागरि(१३), लाडलिवी(१४) पारसी(१५) य बोधव्वा। तह अनिमित्ती(१६) य लिवी, चाणक्की(१७) मूलदेवी(१८) य॥"

(ग) સમવાયાંગસૂત્રમાં અને વિશેષાવશ્યકટીકામાં આવતાં અઢાર લિપિઓનાં નામોમાં મોટો ફરક છે. સમવાયાંગસૂત્રમાં બ્રાહ્મી ને ખરોષ્ઠી લિપિનાં નામ છે જ્યારે વિશેષાવશ્યકટીકામાં તે બીલકુલ છે જ નહિ. વિશેષાવશ્યકટીકામાં આવતાં નામોમાં એશિયાઈ અને ભારતીય પ્રદેશોનાં તેમજ ચાણક્ય, મૂલદેવ જેવા ભારતીય વિદ્વાનોનાં નામોની ઝાંખી વધારે થાય છે જ્યારે સમવાયાંગસૂત્રમાં આવતાં નામો માટે તેમ નથી.

સમવાયાંગસૂત્ર, લલિતવિસ્તર અને વિશેષાવશ્યકટીકામાં દર્શાવેલ લિપિઓ બધી યે કોઇ સ્વતંત્ર સંકેતજનિત લિપિઓ જ હશે એમ માનવાને કશું જ કારણ નથી કેટલીક લિપિઓ અમુક વસ્તુને ગુપ્ત રાખવા ખાતર કે ટુંકાવવા ખાતર વૈદ, જોષી, મંત્રવાદી આદિએ કરેલા એક જ લિપિના માત્ર વર્ણપરિવર્તનરૂપ ફેરફારમાંથી પણ જન્મી છે. ઉ. ત. વિશેષાવશ્યકટીકામાંનાં અઢાર લિપિઓનાં નામોમાં આવતી 'ચાણક્યી' લિપિ અને 'મૂલદેવી' લિપિ એ 'નાગરી' લિપિના વર્ણપરિવર્તન માત્રથી ઉત્પન્ન થઇ છે. આ જાતની લિપિઓને વાત્સ્યાયનીય कामसूत्रમાં ૬૪ કલાઓમાં म्लेच्छितविकल्पाः અર્થાત્ 'મ્લેચ્છિત' લિપિઓના ભેદ તરીકે ઓળખાવેલી છે. આ 'કલા'વાક્યની જયમંગલા ટીકામાં ટીકાકારે—

'म्लेच्छितविकल्पाः' इति, यत् साधुशब्दोपनिबद्धमप्यक्षरव्यत्यासादस्पष्टार्थं तद् म्लेच्छितं गूढवस्तुमन्त्रार्थम्।
અર્થાત્—જે શુદ્ધ શબ્દરચનાવાળું હોવા છતાં અક્ષરોનો ફેરફાર કરવાથી–કરીને લખવા-બોલવાથી અસ્પષ્ટ અર્થવાળું હોય તે મ્લેચ્છિત. એનો ઉપયોગ સંતાડવા લાયક વાત કે મંત્રાદિમાટે થાય છે."

—એમ જણાવી 'કૌટિલીય=ચાણક્યી' અને 'મૂલદેવી' લિપિનો ઉલ્લેખ કર્યો છે કે

'तद्यथा कौटिलीयम्—

दादेः क्षान्तस्य कादेश्च, स्वरयोर्ह्रस्व-दीर्घयोः।
बिन्दूष्मणोर्विपर्यासाद्, दुर्बोधमिति सञ्ज्ञितम्॥

**ભારતવર્ષમાં ખરોષ્ઠી લિપિનો પ્રવેશ**

ઈતિહાસવેત્તાઓની એ માન્યતા છે કે ઈરાનવાસીઓ સાથે હિંદુસ્તાનના વ્યાપારિક સંબંધને લીધે તેમજ તેમના રાજત્વકાળમાં તેમની સત્તા નીચે રહેલ હિંદુસ્તાનના ઈલાકાઓમાં તેમની રાજકીય લિપિ 'અરમઈક'નો પ્રવેશ થયો હશે અને તેમાંથી ખરોષ્ટી લિપિની ઉત્પત્તિ થઈ હોવી જોઈએ. દાખલા તરીકે જેમ મુસલમાનોના રાજ્ય દરમિયાન તેમની ફારસી લિપિ આ દેશમાં દાખલ થઈ અને તેમાં કેટલાક અક્ષરો ઉમેરાઈ ઉર્દૂ લિપિ બની.

'અરમઈક' લિપિમાં ફક્ત ૨૨ અક્ષરો હોઈ તેમાં સ્વરોની અપૂર્ણતા અને હ્રસ્વદીર્ઘના ભેદનો અભાવ તેમજ સ્વરોની માત્રાઓનો સદંતર અભાવ હોવાથી એ લિપિ ભારતવર્ષની ભાષાને માટે યોગ્ય ન હતી. તેથી ઈ.સ. પૂર્વે પાંચમી શતાબ્દીની આસપાસ તેમાં અક્ષરોની સંખ્યા વધારીને તેમજ કેટલાક અક્ષરોને આવશ્યકતા પ્રમાણે બદલીને અને સ્વરોની માત્રાઓની યોજના કરીને તેના ઉપરથી 'ખરોષ્ટી' લિપિ તૈયાર કરી હોય. સંભવ છે કે આ લિપિને વ્યવસ્થિત રીતે તૈયાર

---

गण्यते । पश्चात् मात्रा गण्यते । अङ्को लिख्यते ॥ इति अङ्कपल्लवी ॥

७२३ । ८२३ । ८३९ । ६५ । ३३४ । ७३३ । ८२२ । ५१-११ ॥ श्रीः ॥

અહીં અંકમાં જણાવ્યું છે કે रिपिसोमजीलिखितं

અંકલિપિ પછી 'શૂન્યલિપિ' અને 'રેખાલિપિ' આપવામાં આવી છે:

अनेन प्रकारेण शून्यपल्लवी शून्यानि कार्याणि । रेखापल्लवी रेखाः कार्याः ॥

જૈન છેદ આગમોમાં ચૂર્ણિકારોએ પ્રાયશ્ચિત્તોના પ્રસંગમાં જે અંકલિપિ અને શૂન્યલિપિનો ઉપયોગ કર્યો છે એનો પરિચય આગળ ઉપર અંકોના પરિચય પ્રસંગે આપીશું.

આ સિવાય આ પાનામાં ઔષધલિપિ, દાતાસીલિપિ અને સહદેવીલિપિ પણ આપવામાં આવી છે, જેનો ઉતારો અહીં આપવામાં આવે છે:

औषधपल्लवी यथा—अगर १ कपूर २ चेलूर ३ टंकण ४ तगर ५ पींपरि ६ यावित्री ७ सूंठि ८ । जे वर्गनो अक्षर ते औषधनाम । जे वर्गनुं जेतमु अक्षर तेतलां टांक । जेतमु स्वर तेतला वाल ॥ इति औषधपल्लवी ॥ श्रीरस्तुः ॥

दाता धण कोस भावं, वाला महं खगं घटा ।
आशा पीठं जढे षंडे, चयं रिंच्छं थनं झफा ॥ १ ॥ इति दातासी ॥

अ प । फ व । भ म । क च । ख छ । ग ज । घ झ । ङ ञ । ट त । ठ थ । ड द । ढ ध । ण न । ह य । श व । र स । ल प ॥ इति सहदेवी ॥

ભાઈ સારાભાઈ નવાબ પાસેના "१८९७ रा का । सु । १२॥" ના લખેલ પાનામાં 'દાતાસી' અને 'સહદેવી' લિપિ આ પ્રમાણે આપવામાં આવી છે:—

१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२ १३ १४ १५ १६
'दा-ता ध-न को-स भा-वो, वा-ल म-हि-ष गो घ-टा।
१७ १८ १९ २० २१ २२ २३ २४ २५ २६ २७ २८ २९ ३० ३१ ३२
आ-इ पू-छ ज-डा थ-डा, उ-च-री-य ठ-ण झ-फू ॥१॥'

કરનાર, 'ચાઇનીઝ બૌદ્ધ વિશ્વકોશ'માં લખ્યા મુજબ, 'ખરોષ્ઠ' નામનો આચાર્ય (બ્રાહ્મણ) હોય, જેના નામથી લિપિનું નામ 'ખરોષ્ઠી' પડ્યું હોય. તેમજ એ પણ સંભવ છે કે તક્ષશિલા જેવા ગાંધારના કોઇ પ્રાચીન વિદ્યાપીઠમાં આ લિપિનો પ્રાદુર્ભાવ થયો હોય.

**બ્રાહ્મી લિપિ**

ઈ.સ. પૂર્વે ૫૦૦થી લઈ ઈ.સ. ૩૫૦ સુધીની ભારતવર્ષની તમામ લિપિઓની સંજ્ઞા 'બ્રાહ્મી' છે. તે પછી તેની લેખનપ્રણાલી બે વિભાગમાં વહેંચાય છે, જેને 'ઉત્તરી' અને 'દક્ષિણી' નામથી ઓળખવામાં

---

અહીં 'સહદેવી' લિપિમાં લખ્યું છે કે

"ओ-दी-से-रं पं-हिं-लौ नं-मुं, अनुक्रमे अक्षर अंक ।
क मिंडुं ० रव चोकडी+, गगें विवणो वंक ℘ ॥१॥
चचिं आधो चंदलो ‿, ततें लीह तराल ≡ ।
जजें साथीओ जाणीइं 卐, ववि मिंडुं याड ⊙ ॥२॥
छछें दो लीटी रवडी ॥, टटें उभी च्यार ।||| ।
भभें मिंडुं आंकडो ८, ढढें त्रिखुण विचार △ ॥३॥

एता अक्षर एणें रूपें करवा । तेहना काना मात्र जे अक्षरना बोलता होय ते करवा । बीजा अक्षर बाकी रह्या ते अक्षर करवा । इति सहदेवी जाणवी ॥

डि।+।≡।पं।णे।≡ी।चं।२॥

पाः४ः३ःछाःथः ठेः छाःएः३ंः, ३ःनः३ंः०ः॥ःएीः॥ः卐ाः१ः।
एःछःुः३ःधेंः३ेः ०ाः०ःषेंः,≡ाःघःषेंः ७ः॥ीः ुःहाः१ः ॥१॥"

लिखितं पं० मोतीचंद ॥

पारसनायके नांमनें, सब संकट मीट जाअ ।
मनसुधें सेवा करें, ता घरें लछी सुहाअ ॥१॥

બાઈ સાકાબાઈ પાસેના પાનામાંની 'સહદેવીલિપિ' બાદના દુહાઓ અને તેની ભાષા જોતાં એ લિપિ કોઇ યતિએ બનાવેલી હોય તેમ લાગે છે. સંભવ છે કે તેના લેખક પં૦ મોતીચંદ યતિની જ એ બનાવેલી હોય.

ઉપર્યુક્ત અમારી પાસેના પાનાના અંતમાં संवत् १६६३ वर्षे । मु० सोमश्रीलिपीकृतं એવો ઉલ્લેખ છે

આવે છે. ઉત્તરી શૈલીનો પ્રચાર વિંધ્યાચલથી ઉત્તરના દેશોમાં અને દક્ષિણી શૈલીનો પ્રચાર દક્ષિણ તરફના દેશોમાં રહ્યો છે, તેમ છતાં ઉત્તરના દેશોમાં દક્ષિણી શૈલીના અને દક્ષિણના દેશોમાં ઉત્તરી શૈલીના શિલાલેખો કોઇ કોઇ ઠેકાણે મળી આવે છે. ઉત્તરી શૈલીની લિપિઓમાં ગુપ્તલિપિ, કુટિલલિપિ, નાગરી, શારદા, બંગલાલિપિનો સમાવેશ થાય છે અને દક્ષિણી શૈલીની લિપિઓમાં પશ્ચિમી, મધ્યપ્રદેશી, તેલુગુ, કનડી, ગ્રંથલિપિ, કલિંગલિપિ, તામિલલિપિ, અને વટ્ટેળુત્તુલિપિઓનો સમાવેશ થાય છે. જેમને પ્રાચીન લિપિઓનો પરિચય નહિ હોય તેઓ તો એકાએક માનશે પણ નહિ કે આપણા દેશની ચાલુ નાગરી, શારદા (કાશ્મીરી), ગુરુમુખી (પંજાબી), બંગલા, ઉડિયા, તેલુગુ, કનડી, ગ્રંથ, તામિલ આદિ દરેક લિપિ એક જ મૂળ લિપિ બ્રાહ્મીમાંથી નીકળી છે; તેમ છતાં એ વાત તદ્દન જ સાચી છે કે અત્યારની પ્રચલિત તમામ ભારતીય લિપિઓનો જન્મ 'બ્રાહ્મી' લિપિમાંથી થયો છે.

**ભારતની મુખ્ય લિપિ**

ઉપર જણાવવામાં આવ્યું એ ઉપરથી સમજી શકાય છે કે ભારતવર્ષમાં ખરોષ્ઠી લિપિનો પ્રચાર ઈરાનવાસીઓના સહવાસથી જ થયો છે. ખરૂં જોતાં ભારતવાસીઓની પોતાની લિપિ તો બ્રાહ્મી જ છે. બ્રાહ્મી લિપિ ભારતવર્ષની સ્વતંત્ર તેમજ સાર્વદેશિક લિપિ હોવાથી જૈન સંસ્કૃતિ અને બૌદ્ધ સંસ્કૃતિએ પોતાના ગ્રંથો પણ એમાં લખ્યા છે અને લિપિઓની નામાવલિમાં એનું નામ પણ[૮] પહેલું મૂક્યું છે.

**ભારતીય લિપિની વિશિષ્ટતા**

ભારતીય આર્ય પ્રજાએ બુદ્ધિમત્તાભર્યાં અને સૌથી મહત્ત્વનાં બે કાર્યો કર્યાં છે. એક બ્રાહ્મી લિપિની રચના અને બીજું ચાલુ પદ્ધતિના અંકોની કલ્પના. દુનિયાભરની પ્રગતિશીલ જાતિઓની લિપિઓ તરફ નજર કરતાં તેમાં ભારતીય આર્ય લિપિના વિકાસની ગંધ સરખી નથી દેખાતી. ક્યાંક તો ધ્વનિ અને ચિહ્ન–અક્ષરોમાં સામ્યતા ન હોવાને લીધે એક જ ચિહ્ન–અક્ષરમાંથી એક કરતાં અનેક ધ્વનિઓ પ્રગટ થાય છે અને કેટલાએક ધ્વનિઓ માટે એક કરતાં અધિક ચિહ્નો વાપરવાં પડે છે, એટલું જ નહિ પણ એ વર્ણમાલામાં કોઇ વાસ્તવિક શાસ્ત્રીય ક્રમ જ દૃષ્ટિગોચર થતો નથી. કોઇક ઠેકાણે લિપિ વર્ણાત્મક ન હોતાં ચિત્રાત્મક છે. આ બધીએ લિપિઓ માનવજાતિના જ્ઞાનની પ્રારંભિક દશાની નિર્માણસ્થિતિમાંથી આજસુધીમાં જરા પણ આગળ વધી શકી નથી; જ્યારે ભારતીય આર્ય પ્રજાની બ્રાહ્મી લિપિ હજારો વર્ષ પૂર્વે જ એટલી ઉચ્ચ હદે પહોંચી ગઇ હતી કે એની સરસાઈ જગતભરની લિપિઓમાંની કોઇ પણ લિપિ આજ સુધી કરી શકી નથી. આ લિપિમાં ધ્વનિ અને અક્ષરનો સંબંધ બરાબર ફોનોગ્રાફના ધ્વનિ અને તેની ચૂડીઓ ઉપરનાં ચિહ્નો જેવો છે. આમાં પ્રત્યેક આર્ય ધ્વનિને માટે જુદાંજુદાં ચિહ્નો હોવાને લીધે જેવું બોલવામાં આવે છે તેવું જ લખાય છે અને જેવું લખવામાં આવે છે તેવું જ બોલાય છે, તેમજ વર્ણમાલા–અક્ષરોનો ક્રમ પણ બરાબર

---

૮ જુઓ ટિપ્પણ ન. ૫ અને ૭ (क).

જૈન આગમ ભગવતીસૂત્રમાં 'नमो बंभीए लिवीए' એ પ્રમાણે બ્રાહ્મીલિપિને નમસ્કાર કરવામાં આવ્યો છે.

વૈજ્ઞાનિક પદ્ધતિએ ગોઠવાએલો છે. આ વિશિષ્ટતા બીજી કોઈ લિપિમાં નથી.

આ જ પ્રમાણે પ્રાચીન કાળમાં સમગ્ર સંસારની અંકવિદ્યા પણ પ્રારંભિક દશામાં હતી. ક્યાંક તો અક્ષરોને જ ભિન્નભિન્ન અંકો માટે કામમાં લેતા તો ક્યાંક એકમ, દશક, સો, હજાર ઇત્યાદિ માટે ૧ થી ૯ સુધીના અંકો માટે જુદાંજુદાં ચિહ્નો કરવામાં આવતાં; એટલું જ નહિ પણ એ ચિહ્નો દ્વારા ફક્ત લાખ નીચેની જ સંખ્યા જણાવી શકાતી. પ્રાચીન ભારતમાં પણ અંકો માટે આ જ જાતનો ક્રમ હતો, પરંતુ આ ગૂંચવણભર્યા અંકોથી ગણિતવિદ્યામાં વિશેષ વિકાસ થવાનો સંભવ ન લાગવાથી ભારતવાસીઓએ વર્તમાન અંકક્રમ શોધી કાઢ્યો, જેમાં ૧ થી ૯ સુધીના નવ અંકો અને ખાલી સ્થાનસૂચક શૂન્ય (૦) આ દશ ચિહ્નોથી અંકવિદ્યાનો સંપૂર્ણ વ્યવહાર ચાલી શકે છે. આ અંકોનો ક્રમ જગતે ભારતવર્ષ પાસેથી જ જાણ્યો છે અને વર્તમાન સમયમાં ગણિત તથા એનાથી સંબંધ ધરાવનાર બીજાં શાસ્ત્રોમાં પ્રગતિ થઇ છે એ આ અંકોની શોધને આભારી છે.

આ બે બાબતો ઉપરથી પ્રાચીન ભારતીય આર્ય પ્રજાની બુદ્ધિ અને વિદ્યા સંબંધીની ઉન્નત દશાનું અનુમાન થાય છે.

### ભારતીય સભ્યતા અને લેખનકળા

ભારતવર્ષના આદ્ય લેખકો અને સાહિત્યકારો સામે જે જે વસ્તુઓ હતી તેમાં વૃક્ષો મુખ્ય હતાં. તેઓએ લખવાની પ્રેરણા થતાં વૃક્ષોનાં પાંદડાંનો ઉપયોગ કર્યો હતો. જેના ઉપર લખાતું તે સાધનના અર્થમાં 'પર્ણ' કે 'પત્ર' શબ્દનો ઉપયોગ કરાતો હતો, જે આજસુધી 'પાનું' કે 'પત્તું' શબ્દમાં જળવાએલો છે. એ પર્ણ કે પત્ર શબ્દ જ સૂચવે છે કે આપણે ત્યાં પ્રાચીન સમયમાં એના વાચ્યાર્થનો જ લખવાના વાહન તરીકે ઉપયોગ થતો હતો. તદુપરાંત લેખ્ય અંશોના જુદાજુદા વિભાગો જણાવવા માટે તે તે અંશોને સ્કંધ, કાંડ, શાખા, વલ્લી, સૂત્ર વગેરે નામો આપ્યાં, જે વૃક્ષના અંશવિશેષોને ઓળખાવવા માટે પહેલેથી પ્રસિદ્ધ હતાં. આ રીતે 'એક યુગમાં ભારતીય વનનિવાસસભ્યતા અને લેખનકળા વચ્ચે ગાઢ સગાઈ જામી હતી' એ વાત ભૂલી શકાય તેમ નથી.

### ભારતીય લેખનસામગ્રી

પ્રાચીન સમયમાં ભારતવર્ષના જેટલી લેખનસામગ્રી કોઇપણ દેશમાં ન હતી. કુદરતે અહીં તાડપત્ર અને ભોજપત્ર વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન કર્યાં છે. મિસરના 'પેપાયરસ'ની[૯] જેમ તેમને ઉગાડવાં

---

૯ 'પેપાયરસ' એક જાતના છોડનું નામ છે. તેનો પાક 'મિસર'માં ઘણા પ્રાચીન કાળથી થતો હતો. આ છોડ ચાર હાથ ઊંચો અને એના થડિઆની સાંખડીનો ભાગ ત્રિકોણ આકૃતિનો થતો હતો, જેમાંથી ૪॥ ઇંચથી લઈ ૧॥ ઇંચ સુધીની લંબાઇના ટુકડાઓ કાપવામાં આવતા હતા. એની છાલની બહુ જ સાંકડી ચીપો નીકળતી હતી, એને ચોખાની લાહી આદિથી એકબીજી સાથે ચોંટાડીને પાનાં બનાવવામાં આવતાં હતાં. આ પાનાંઓને દબાવીને સૂકવતા હતા. જ્યારે એ તદ્દન સુકાઇ જતાં ત્યારે તેમને હાથીદાંત અથવા શંખ આદિથી ઘૂંટીને સુંવાળાં અને સરખાં બનાવતા હતા. તે પછી એ લખવા લાયક બનતાં હતાં. આ રીતે તૈયાર કરેલાં પાનાંઓને યુરોપવાસીઓ 'પેપાયરસ' કહે છે. આના ઉપર જ તેઓ પુસ્તક, ચિઠ્ઠી વગેરે લખતા હતા, કેમકે તે જમાનામાં કાગળ તરીકે આ જ કામ આવતાં હતાં. આ રીતે તૈયાર થએલાં પેપાયરસો અત્યંત ટૂંકાં થતાં હોઈ તેનાં કેટલાં યે પાનાંને એકબીજા સાથે ચોંટાડીને લાંબાં લાંબાં પેપાયરસો પણ બનાવતા હતા, જે મિસરની પ્રાચીન કબરોમાં મળી

પડતાં ન હતાં. ભારતવાસીઓ રૂમાંથી કાગળ બનાવવાનું ઈ.સ. પૂર્વે ત્રીજા ચોથા સૈકાથી જાણી ગયા હતા. પુરાણોમાં પુસ્તકો લખાવીને દાન કરવાનું મોટું પુણ્ય માનવામાં આવ્યું છે. ચીની યાત્રી હ્યુએન્ત્સંગ અહીંથી ચીન પાછો ફરતી વખતે વીસ ઘોડાઓ ઉપર પુસ્તકો લાદીને પોતાની સાથે લઇ ગયો હતો, જેમાં ૬૫૭ જુદાજુદા ગ્રંથો હતા. મધ્યભારતનો શ્રમણ પુણ્યોપાય ઈ.સ. ૬૫૫માં પંદરસો કરતાં વધારે પુસ્તકો લઈ ચીન ગયો હતો. આ બૌદ્ધ ભિક્ષુઓ યુરોપ કે અમેરિકાના લક્ષ્મીપતિઓ ન હતા કે રૂપીઆની થેલીઓ ખોલીને પુસ્તકો ખરીદે. એ બધાં પુસ્તકો તેમને ગૃહસ્થો, ભિક્ષુઓ, મઠો અથવા રાજાઓ તરફથી દાન જ મળ્યાં હશે. જ્યારે માત્ર દાનમાં ને દાનમાં જ આટલાં પુસ્તકો આપવામાં આવ્યાં તો સહેજે અનુમાન કરી શકાય છે કે લિખિત પુસ્તકો અને વિવિધ પ્રકારની લેખનસામગ્રીની ભારતવર્ષમાં કેટલી પ્રચુરતા હશે!

## જૈન લેખનકળા

પ્રસંગોપાત ભારતીય આર્ય સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવતી લેખનકળાનો સંક્ષિપ્ત પરિચય આપ્યા પછી હવે 'જૈન લેખનકળા'ના મુખ્ય વિષય તરફ આપણે આવીએ. પરંતુ એને અંગે અમારૂં વક્તવ્ય રજુ કરતાં પહેલાં જૈન શ્રમણસંસ્કૃતિએ લેખનકળા ક્યારે અને શા માટે સ્વીકારી અને એનો સ્વીકાર કર્યા અગાઉ જૈન શ્રમણોની પોતાના પઠનપાઠનને અંગે શી વ્યવસ્થા હતી એ આપણે જોઇએ.

**લેખનકળાના સ્વીકાર પહેલાં જૈન શ્રમણોનું પઠન-પાઠન**

ત્યાગધર્મની ઉચ્ચ કક્ષાને સાધનાર જૈન શ્રમણો પરિગ્રહભીરુ હોઈ જેમ બને તેમ ઓછામાં ઓછા વસ્તુના પરિગ્રહથી અથવા સાધનોથી પોતાનો નિર્વાહ કરી લેતા હતા, તેમજ તે જમાનામાં પ્રત્યેક વિષયને મુખપાઠ રાખવાની ને મુખપાઠ ભણવા-ભણાવવાની પદ્ધતિ સમગ્ર ભારતવર્ષમાં હોવા ઉપરાંત જૈનશ્રમણોની પરિગ્રહને લગતી વ્યાખ્યા પણ અતિ ઝીણવટભરી હતી કે અધ્યયન-અધ્યાપન માટેનાં પુસ્તકાદિ જેવાં સાધનો લેવાં એ પણ અસંયમરૂપ અર્થાત્ ત્યાગધર્મને હાનિ પહોંચાડનાર તેમજ પાપરૂપ[10] મનાતું. કારણ એ હતું કે જૈન શ્રમણો બુદ્ધિસંપન્ન તેમજ અદ્ભુત સ્મરણશક્તિવાળા

---

આવે છે. આ પેપાયરસો કાં તો લાકડાની પેટીમાં સુરક્ષિત રીતે રાખેલા મૃતકોના હાથમાં રાખેલા હોય છે અથવા તેમના શરીર ઉપર લપેટેલાં હોય છે. મિસરમાં ઈ.સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ લગભગનાં એવાં પેપાયરસો મળે છે. લખવાની કુદરતી સામગ્રી સુલભ ન હોવાને કારણે યુરોપવાસીઓ ખૂબ પરિશ્રમપૂર્વક ઉપરોક્ત છોડની છાલને ચોંટાડીચોંટાડીને પાનાં બનાવતા હતા. ભા. પ્રા. લિ. પૃ. ૧૬ ટિ. ૧.

૧૦ (क) निशीथभाष्य તથા कल्पभाष्यમાં જણાવ્યું છે કે

'पोत्थग जिण दिट्ठंतो, वग्गुर लेवे य जाल चक्के य।'

અર્થાત્—"શિકારીઓના ફાસલામાં સપડાએલું હરણ, તેલ વગેરેમાં પડેલી માખ, જાળમાં પકડાએલા માછલાં વગેરે તેમાંથી છટકી જઈ બચી શકે છે, પણ પુસ્તકના વચમાં ફસાઇ ગએલા જીવો બચી શકતા નથી. તેથી પુસ્તક રાખનાર શ્રમણોના સંયમને હાનિ પહોંચે છે."

આ પછી આગળ ચાલતાં કેવળ મોહને ખાતર પુસ્તકનો સંગ્રહ કરનાર, લખનાર, પુસ્તકોની બાંધછોડ કરનાર

હોઈ તેમને પુસ્તકાદિનો પરિગ્રહ કરવાનું કશું જ કારણ નહોતું. અને જો આ દશામાં તેઓ પુસ્તકાદિનો સંગ્રહ કરે તો તેમને માટે કેવળ મમત્વ સિવાય બીજું કશું જ કારણ કલ્પી ન શકાય. અહીં એમ પૂછવામાં આવે કે 'શું તે જમાનામાં બધા યે જૈન શ્રમણો એકસરખા બુદ્ધિશાળી તેમજ યાદશક્તિવાળા હતા?' તો અમે કહીશું કે 'નહિ'; પરંતુ તે માટે તે જમાનામાં જૈન શ્રમણસંસ્કૃતિના સૂત્રધાર સ્થવિરોએ જૈન શ્રમણસંઘનું બંધારણ કુલ-ગણ-સંઘને[11] લગતી વિશાળ યોજનારૂપે વ્યવસ્થિત કરેલું હોઈ તેના આશ્રય નીચે અલ્પ-મધ્યમ બુદ્ધિવાળા શ્રમણોનાં પઠન-પાઠનને લગતી વ્યવસ્થા, પુસ્તકાદિનો પરિગ્રહ કર્યા સિવાય પણ, અખંડ રીતે ચાલતી હતી. આ સિવાય જૈન સ્થવિરોએ 'ભિક્ષુસંઘાટક'ની અર્થાત્ 'ભિક્ષુયુગલ'ની અથવા 'ભિક્ષુસમૂહ'ની વ્યવસ્થાને પણ સ્થાન આપ્યું હતું, એટલેકે અલ્પબુદ્ધિવાળા શ્રમણને મળતાવડા સ્વભાવવાળા શાંત બુદ્ધિમાન ભિક્ષુને સોંપી દેતા. દરેકને યુગલરૂપે વહેંચવામાં આવતા એમ જ ન હતું. પ્રસંગ જોઈ યોગ્યતાનુસાર વધારે પણ સોંપવામાં આવતા અને ત્યારે એ 'સાધુસંઘાટક'માં આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર વગેરે જેવા જોખમદાર પદવીધરોની યોજના કરવામાં આવતી હતી. સામાન્ય રીતે 'ભિક્ષુસંઘાટક'ની[12] વ્યવસ્થા એવી રીતની રહેતી કે જ્યારે કોઇ પણ ભિક્ષુને કાંઇ પણ કામ કરવું હોય,—અર્થાત્ સ્વાધ્યાય, ધ્યાન, પઠન-પાઠન, બહાર જવું-આવવું, આચાર્ય-ઉપાધ્યાય-સ્થવિર આદિના હુકમને પહોંચી વળવું ઇત્યાદિ પૈકી કાંઇ પણ કરવું હોય,—ત્યારે તેણે ઓછામાં ઓછા યુગલરૂપે રહીને કરવું જોઇએ, જેથી એક-

---

જૈન શ્રમણ માટે પ્રાયશ્ચિત્તો કહેલાં છેઃ

'जत्तियमेत्ता वारा, मुंचति बंधति व जत्तिया वारा ।
जति अक्खराणि लिहति व, तति लहुगा जं च आवज्जे ॥'

(ख) दशवैकालिकचूर्णीમાં જણાવ્યું છે કે 'પુસ્તકો રાખવાથી અસંયમ થાય છે.'

'पोत्थएसु घेप्पंतएसु असंजमो भवइ ।'—पत्र २१

૧૧ જૈન શ્રમણસંસ્થાનું સૂત્ર વ્યવસ્થિત રીતે ચલાવવા માટે તેમાં કુલ, ગણ અને સંઘને લગતી વ્યવસ્થા હતી અને સંઘાટકની યોજના પણ ઘડવામાં આવી હતી. સંઘાટકની યોજના યુગલરૂપે પણ હતી અને સમુદાયરૂપે પણ હતી. સમુદાયરૂપ 'સાધુ-સંઘાટક'ને 'ગચ્છ' એ નામથી ઓળખતા. પરસ્પર સંબંધ ધરાવતા ગચ્છો, કુલો અને ગણોને અનુક્રમે કુલ, ગણ અને સંઘ એ નામથી ઓળખતા. એ ગચ્છો, કુલો અને ગણો ઉપર કાબુ રાખવા માટે એક એક સ્થવિર શ્રમણની નીમણૂક થતી, જેમને અનુક્રમે કુલાચાર્ય, ગણાચાર્ય અને સંઘાચાર્ય તરીકે માનવામાં આવતા. સમગ્ર શ્રમણસંસ્થા ઉપર છેવટની સત્તા ધરાવનાર સમર્થ મહાપુરુષ 'સંઘાચાર્ય' છે. એમની સત્તા અને આજ્ઞા સમસ્ત શ્રમણસંસ્થા ઉપર પ્રવર્તતાં અને મહત્ત્વનાં કાર્યોના અંતિમ નિર્ણયો તેમના હાથમાં રહેતા. એટલું જ નહિ પણ એમના એ નિર્ણયો સર્વમાન્ય કરવામાં આવતા.

૧૨ (क) 'नेपालवत्तणीए य भद्दबाहुसामी अच्छंति चोद्दसपुव्वी, तेहिं संघेण पत्थवितो संघाडओ 'दिट्ठिवायं वाएहि' त्ति । × × × × × पडिनियत्तेहिं संघस्स अक्खातं । तेहिं अण्णो वि संघाडओ विसज्जितो ।'

—आवश्यकचूर्णि भाग २ पत्र १८७.

(ग) 'तत्थ एगो संघाडगो महुराए णिड्डिभगमाए घरे णिगलोगो अगितो ॥'

आवश्यकचूर्णी भाग २ पत्र १५७.

બીજાને કાર્ય કરવામાં સરળતા રહે અને તે સાથે કોઇનામાં કોઇ પણ જાતની શિથિલતા પ્રવેશવા પામે નહિ.

**જૈન શ્રમણસંસ્કૃતિ દ્વારા લેખનકળાનો સ્વીકાર**

**જ્યાં** સુધી જૈન શ્રમણો બુદ્ધિશાળી અને યાદશક્તિવાળા હતા તેમજ તેમનામાં ઉપર ટૂંકમાં જણાવ્યા પ્રમાણેની સંઘ અને સંઘાટકની વ્યવસ્થા વ્યવસ્થિતપણે ચાલુ હતી ત્યાંસુધી તેમને પુસ્તકોનો પરિગ્રહ કરવાની કે લેખનકળા તરફ નજર દોડાવવાની લેશ પણ જરૂરીઆત જણાઇ નહોતી; પરંતુ એક પછી એક ઉપસ્થિત થતા બારબાર વર્ષી ભયંકર દુકાળોને લીધે[13] જૈન શ્રમણોને ભિક્ષા વગેરે મળવાં અશક્ય થયાં અને પરિણામે તેમનામાં સ્વાધ્યાય, પઠન-પાઠન આદિ વિષયક શિથિલતા દાખલ થતાં તેઓ જૈન આગમોને ભૂલવા લાગ્યા. આ સ્થિતિમાં પણ જૈન શ્રમણોએ સંઘસમવાય—સંઘના મેળાવડાઓ કરી ભૂલાઇ જતાં જૈન આગમોને વાચના દ્વારા કેટલી યે વાર પૂર્ણ કરી લીધાં અથવા સાંધી લીધાં. તેમ છતાં કાળના પ્રભાવે જૈન શ્રમણોની યાદદાસ્તી મોટા પાયા પર ઘસાતી ચાલી, એટલું જ નહિ પણ તે સાથે દૈવની પ્રતિકૂલતાને લઇ તે યુગમાં એક પછી એક એમ અનેક શ્રુતધર સ્થવિર આચાર્યો એકીસાથે પરલોકવાસી[14] થતા ચાલ્યા, ત્યારે વીર સંવત ૯૮૦ માં સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ આદિ સ્થવિરોના આધિપત્ય નીચે વલ્લભીપુર—વળામાં જૈન આગમોના સાર્વત્રિક લેખનને અંગે વિચાર કરવા માટે 'સંઘસમવાય' કરવામાં આવ્યો.[15] આ સંઘ-સમિતિમાં તે યુગના સમર્થ ભિક્ષુસ્થવિરો અને સંભવ પ્રમાણે દેશ-વિદેશના માન્ય શ્રમણોપાસકો[16] પણ સામેલ હતા. આ એકત્રિત થએલા 'સંઘસમવસરણ'માં પરસ્પર મંત્રણા કરી જૈન આગમોને

---

૧૩ જૈન આગમો પુસ્તકારૂઢ થયા પહેલાં ચાર બારવર્ષી દુકાળ પડયાની નોંધ જૈન સાહિત્યમાં મળે છેઃ એક સ્થવિર આર્ય-ભદ્રબાહુના સમયમાં, બીજો સ્થવિર આર્યમહાગિરિ-આર્યસુહસ્તિના વખતમાં, ત્રીજો વજ્રસ્વામિના મૃત્યુ સમય દરમિયાન અને ચોથો સ્કંદિલાચાર્ય-નાગાર્જુનાચાર્યના જમાનામાં.

'इतो य वइरसामी दक्खिणावहे विहरति, दुब्भिक्खं च जायं बारसवरिसगं, सव्वतो समंता छिन्नपंथा, निराधारं जातं । ताहे वइरसामी विज्जाए आहडं पिंडं तद्दिवसं आणेति ॥'—आवश्यकचूर्णी भाग १ पत्र ४०४.

દુકાળના બીજા ઉલ્લેખો માટે જુઓ ટિ૦ ૧૪, ૧૬, ૧૮, ૧૯.

૧૪ 'अण्णे भणंति—जहा सुतं णो णट्ठं तम्मि दुब्भिक्खकाले, जे पहाणा अणुओगधरा ते विणट्ठा ॥'

—नन्दीचूर्णी पत्र ८.

૧૫ वल्लहिपुरम्मि णयरे, देवड्ढिपमुहसयलसंघेहिं ।
पुत्थे आगम लिहिओ, नवसयअसियाओ वीराओ ॥

૧૬ 'પાટલિપુત્રી' વાચના પ્રસંગે શ્રાવકો હાજર હોવાની વાત જીવાનુશાસન ગાથા ૮૪ની ટીકામાં છે—

'श्रीवीरस्वामिनो मोक्षंगतस्य दुष्कालो महान् संवृत्तः । ततः सर्वोऽपि साधुवर्ग एकत्र मिलितः, भणितं च परस्परम्—कस्य किमागच्छति ? । यावन्न कस्यापि पूर्वाणि समागच्छन्ति । ततः श्रावकैर्विज्ञाते भणितं तैः, यथा—कुत्र साम्प्रतं पूर्वाणि सन्ति ? । तैर्भणितम्—भद्रबाहुस्वामिनि । ततः सर्वसंघसमुदायेन पर्यालोच्य प्रेषितः तत्समीपे साधुसंघाटकः' इत्यादि ।

લિપિબદ્ધ કરવાનો અર્થાત્ પુસ્તકારૂઢ કરવાનો નિરધાર કરવામાં આવ્યો. આ નિર્ણય જાહેર થતાં જૈન શ્રમણસંસ્કૃતિને કહો, જૈન ભિક્ષુઓને કહો યા જૈન સંપ્રદાયને કહો, લેખનકળા અને તેનાં સાધનો એકઠાં કરાવવાની આવશ્યકતા ઊભી થઈ અને તે એકઠાં કરાવા પણ લાગ્યાં. જેમ-જેમ જૈન ભિક્ષુઓની યાદદાસ્તીમાં દિન-પ્રતિદિન ઘટાડો થતો ગયો અને મૂળ આગમોને મદદગાર અવાંતર આગમો, નિર્યુક્તિ-સંગ્રહણી-ભાષ્ય-ચૂર્ણિરૂપ વ્યાખ્યાગ્રંથો તેમજ સ્વતંત્ર વિધવિધ પ્રકારનો વિશાળ સાહિત્યરાશિ રચવા-લખવાનો પ્રસંગ પ્રાપ્ત થતો ગયો તેમતેમ લેખનકળાની સાથેસાથે તેનાં સાધનોની વિવિધતા અને ઉપયોગિતામાં વધારો થતો ગયો. પરિણામે જૈન શ્રમણો પોતે પણ એ સાધનોનો સંગ્રહ કરવા લાગ્યા. એટલું જ નહિ પણ જૈન શ્રમણસંસ્કૃતિ, જે એક કાળે પુસ્તકાદિનો પરિગ્રહ કરવાની વાતને મહાપાપ તરીકે માનતી હતી અને તે બદલ કડકમાં કડક દંડ–પ્રાયશ્ચિત્ત ફરમાવતી હતી, તે જ સંસ્કૃતિનો વારસો ધરાવનાર તેના સંતાનભૂત સ્થવિરોને નવેસરથી એમ નોંધવાની જરૂરત પડી કે 'બુદ્ધિ,[17] સમજ અને યાદશક્તિની ખામીને કારણે તેમજ કાલિકશ્રુતાદિની નિર્યુક્તિના કોશને માટે પાંચ પ્રકારનાં પુસ્તકો લઇ શકાય છે અને તે લેવામાં સંયમની વૃદ્ધિ છે.'

**જૈન સંઘસમવાય અને વાચનાઓ**

ઉપર અમે જે જૈન સંઘસમવાય અને વાચનાઓનો ઉલ્લેખ કરી ગયા તેનો અહીં ટૂંક પરિચય આપવો આવશ્યક માનીએ છીએ. 'સંઘસમવાય'નો અર્થ 'સંઘનો મેળાવડો' અથવા 'સંઘસમ્મેલન' થાય છે અને 'વાચના'નો અર્થ 'ભણાવવું' થાય છે. આચાર્ય પોતાના શિષ્યોને સૂત્ર, અર્થ વગેરે ભણાવે છે એને જૈન પરિભાષામાં 'વાચના' કહેવામાં આવે છે. સામાન્ય રીતે સંઘસમવાયો ઘણે પ્રસંગે થતા રહે છે, પરંતુ જૈન સંપ્રદાયમાં જૈન આગમોના વાચન, અનુસંધાન અને લેખન નિમિત્તે મળી એકંદર ચાર યાદગાર મહાન સંઘસમવાયો થયા છે, એ પૈકીના પહેલા ત્રણ સંઘસમવાયો જૈન આગમોના વાચન અને અનુસંધાન નિમિત્તે થયા છે અને ચોથો સંઘસમવાય તેના લેખન નિમિત્તે થયો છે. પહેલો સંઘસમવાય ચૌદપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુના જમાનામાં વીર સંવત ૧૬૦ની આસપાસ જૈન સ્થવિરોના આધિપત્ય નીચે પાટલિપુત્રમાં થયો હતો. તે સમયે થએલ જૈન આગમોની વાચનાને 'પાટલિપુત્રી વાચના' એ નામથી ઓળખવામાં આવે[18] છે. બીજો અને ત્રીજો સંઘસમવાય

---

આ ઉપરથી સમજી શકાય છે કે-દરેક મહત્ત્વના સંઘસમવાયોમાં સંભાવિત શ્રાવકોની હાજરી માન્ય હતી.

૧૭ (क) 'घेप्पति पोत्थगपणगं, कालियणिज्जुत्तिकोसट्ठा ॥'—निशीथभाष्य उ० १२.

(ख) 'मेहाओगहण-धारणादिपरिहाणिं जाणिऊण, कालियसुयणिज्जुत्तिणिमित्तं वा पोत्थगपणगं घेप्पति । कोसो त्ति समुदाओ ॥'—निशीथचूर्णी.

(ग) 'काले पुण पडुच्च चरणकरणट्ठा अव्वोच्छित्तिनिमित्तं च गेण्हमाणस्स पोत्थए संजमो भवइ ।'
—दशवैकालिकचूर्णी पत्र २१.

१८ 'तम्मि य काले बारसवरिसो दुकालो उवट्ठितो । संजता इतो इतो य समुद्दतीरे गच्छित्ता पुणरवि पाडलिपुत्ते मिलिता । तेसिं अण्णस्स उद्देसओ, अण्णस्स खंडं, एवं संघाडितेहिं एक्कारस अंगाणि संघातिताणि,

એકીકાળે સ્થવિર આર્ય સ્કંદિલ અને સ્થવિર આર્ય નાગાર્જુનના પ્રમુખપણામાં વીરનિર્વાણ સંવત ૮૨૭થી ૮૪૦ સુધીના કોઇ વર્ષમાં અનુક્રમે મથુરા અને વલ્લભીમાં થયા હતા. આ બે સંઘસમવાયોમાં થએલ આગમવાચના અને આગમોના અનુસંધાનને અનુક્રમે 'માથુરી' અને 'વાલ્લભી' વાચના તરીકે ઓળખવામાં આવે છે.[૧૯] ચોથો સંઘસમવાય વીર સંવત ૯૮૦માં પુસ્તકલેખન નિમિત્તે સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના આધિપત્યમાં વલ્લભીમાં મળ્યો હતો. કેટલાકો વલ્લભીમાં થએલ આ પુસ્તકલેખનને 'વલ્લભી' વાચના તરીકે જણાવે છે, પરંતુ એ માન્યતા તદ્દન ભૂલ-ભરેલી છે. કારણ કે સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપણા નીચે વલ્લભીમાં મળેલ સંઘસમવાયમાં માત્ર પુસ્તકલેખનની પ્રવૃત્તિને અંગે જ વિચાર અને નિર્ણય કરવામાં આવ્યો હતો. પુસ્તકલેખનને જુદી વાચના તરીકે ઓળખાવવાનું કશું જ કારણ ન હોઇ શકે.[૨૦]

---

दिट्ठिवादो नत्थि। नेपालवत्तिणीए य भद्दबाहुसामी अच्छंति चोद्दसपुव्वी, तेसिं संघेणं पत्थवितो संघाडओ 'दिट्ठिवादं वाएहि' त्ति। गतो, निवेदितं संघकज्जं। तं ते भणंति—दुक्कालनिमित्तं महापाणं न पविट्ठो मि तो न जाति वायणं दातुं। पडिनियत्तेहिं संघस्स अक्खातं। तेहि अण्णो वि संघाडओ विसज्जितो—जो संघस्स आणं अतिक्कमति तस्स को दंडो?। तो अक्खाइ—उग्घाडिज्जइ। ते भणंति—मा उग्घाडेह, पेसेह मेहावी, सत्त पाडिपुच्छगाणि देमि।'—आवश्यकचूर्णी भाग २, पत्र १८७.

१९ (क) 'बारससंवच्छरीए महंते दुब्भिक्खकाले भिक्खट्ठा अण्णतो ठिताणं गहण-गुणणा-ऽणुप्पेहाऽभावतो सुते विप्पणट्ठे पुणो सुभिक्खकाले जाते मधुराए महंते साधुसमुदए खंदिलायरियप्पमुहसंघेण जो जं संभरइ त्ति एवं संघडितं कालितसुतं। जम्हा य एतं मधुराए कतं तम्हा माधुरा वायणा भण्णति। × × × × × अण्णे भणंति—जहा सुतं णो णट्ठं तम्मि दुब्भिक्खकाले, जे अण्णे पहाणा अणुयोगधरा ते विणट्ठा, एगे खंदिलायरिए संधरे, तेण मधुराए अणुयोगो पुण साधूणं पवत्तिओ त्ति सा माहुरा वायणा भण्णति।'
—नन्दीचूर्णी पत्र ८.

(ख) 'अत्थि महुराउरीए सुयसमिद्धो खंदिलो नाम सूरी, तहा वलहिनयरीए नागज्जुणो नाम सूरी। तेहि य जाए बारसवरिसिए दुक्काले निव्वउभावओ विफुट्टिं (?) काऊण पेसिया दिसोदिसिं साहवो। गमिउं च कहवि दुत्थं ते पुणो मिलिया सुगाले। जाव सज्झायंति ताव खंडुखुरुडीहूयं पुव्वाहीयं। ततो मा सुय-वोच्छित्ती होउ त्ते पारद्धो सूरीहिं सिद्धंतुद्धारो। तत्थ वि जं न वीसरियं तं तहेव संठवियं। पम्हुट्ठाणं उण पुव्वावरावडंतसुत्तत्थाणुसारओ कया संघडणा।'—कहावली लिखित प्रति।

(ग) 'इह हि स्कन्दिलाचार्यप्रवृत्तौ दुष्षमानुभावतो दुर्भिक्षप्रवृत्त्या साधूनां पठनगुणनादिकं सर्वमप्यनेशत्। ततो दुर्भिक्षातिक्रमे सुभिक्षप्रवृत्तौ द्वयोः संघयोर्मेलापकोऽभवत्। तद्यथा—एको वलभ्याम्, एको मथुरायाम्। तत्र च सूत्रार्थसंघटने परस्परं वाचनाभेदो जातः।'—ज्योतिष्करंडकटीकापत्र ४१।

૨૦ આ વાચનાઓનો વિસ્તૃત અને પાંડિત્યપૂર્ણ પરિચય મેળવવા ઇચ્છનારે नागरीप्रचारिणी पत्रिका भाग ૧૦માં પ્રસિદ્ધ થએલો શ્રીમાન કલ્યાણવિજયજીનો 'વીરનિર્વાણસંવત ઔર કાલગણના' શીર્ષક લેખ પૃ. ૯૩થી લેવો.

**દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ અને પુસ્તકલેખન**

'સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિએ સંઘસમવાય કરી પુસ્તકલેખનની શરૂઆત કરી' એ વાત સર્વત્ર પ્રસિદ્ધ હોવા છતાં તે પહેલાં જૈન આગમો લખાયાં હતાં કે નહિ એ જાણવું જરૂરી છે. આચાર્ય શ્રીહેમચંદ્રે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ ટીકામાં જણાવ્યું છે કે 'जिनवचनं च दुष्षमाकालवशादुच्छिन्नप्रायमिति मत्वा भगवद्भिर्नागार्जुन-स्कन्दिलाचार्यप्रभृतिभिः पुस्तकेषु न्यस्तम् અર્થાત્ દુઃષમાકાળના પ્રભાવથી જિનવચનને નાશ પામતું જોઈ ભગવાન નાગાર્જુન, સ્કંદિલાચાર્ય વગેરેએ પુસ્તકમાં લખ્યું.' આ ઉપરથી એમ લાગે છે કે શ્રીમાન્ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પહેલાં પણ જૈન આગમો પુસ્તક રૂપે લખાયાં હતાં; તેમ છતાં જૈન આગમોને પુસ્તકારૂઢ કરનાર તરીકે શ્રીમાન દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણનું નામ મશહૂર છે તેનું મુખ્ય કારણ અમને એ જણાય છે કે માથુરી અને વાલ્લભી વાચનાના સૂત્રધાર બેસ્થવિરો— આર્યસ્કંદિલ અને આર્યનાગાર્જુન વૃદ્ધાવસ્થાદિ કારણોને લઈ પરસ્પર નહિ મળી શકવાને લીધે તેમની વાચનાઓમાં જે મહત્ત્વના પાઠભેદો રહ્યા હશે એ બધાનું, તે તે વાચનાના અનુયાયી સ્થવિરોને એકત્ર કરી સર્વમાન્ય રીતે પ્રામાણિક સંશોધન અને વ્યવસ્થા કરવાપૂર્વક તેમણે જૈન આગમોને પુસ્તક રૂપે લખાવ્યાં હશે, એ હોવું જોઇએ. બીજું કારણ સંભવતઃ એ હોવું જોઇએ કે દેવર્દ્ધિગણિના પુસ્તકલેખન પહેલાંનું પુસ્તકલેખન સર્વમાન્ય અને સાર્વત્રિક નહિ થઈ શક્યું હોય, તેમજ આગમ સિવાયનાં બીજાં શાસ્ત્રોના લેખન તરફ લક્ષ્ય નહિ અપાયું હોય, જેના તરફ પણ શ્રીમાન્ દેવર્દ્ધિગણિએ ખાસ ધ્યાન આપ્યું હશે. તેમ છતાં અમે ઉપર જણાવ્યું તેમ તેઓની પ્રસિદ્ધિ તો 'पुत्थे आगम लिहिओ' એ વચનાનુસાર આગમલેખન માટે જ છે.

अनुयोगद्वारसूत्र[२१]માં પત્ર-પુસ્તક રૂપે લખેલ શ્રુતને દ્રવ્યશ્રુત તરીકે ઓળખાવ્યું છે. એ જોતાં સહેજે એમ લાગે ખરું કે સ્થવિર આર્યરક્ષિતના જમાનામાં પણ આગમો પુસ્તકરૂપે લખાતાં હશે. પરંતુ અમને લાગે છે કે-એ ઉપલક્ષણ અને સંભવ માત્ર જ હોવું જોઈએ, સિવાય સ્થવિર આર્યરક્ષિતના જમાનામાં જૈન આગમો પુસ્તક રૂપે લખાવાનો સંભવ અમને લાગતો નથી.

## જૈન લેખનકળાનાં પ્રાચીન સાધનો

જૈન સંસ્કૃતિએ લેખનકળાને ક્યારે અને કેમ સ્વીકારી, એ જણાવ્યા પછી પુસ્તકલેખનના આરંભ સમયે તેણે કઈ લિપિને સ્થાન આપ્યું હશે, શાના ઉપર પુસ્તકો લખ્યાં હશે, પુસ્તકો લખવા માટે કઈ જાતની અને કયા રંગની શાહી પસંદ કરવામાં આવી હશે, શા વડે પુસ્તકો લખ્યાં હશે, એ પુસ્તકોને કેવી રીતે રાખવામાં આવતાં હશે, એના બચાવનાં સાધનો કયાં કયાં હશે, ઇત્યાદિ અનેક જિજ્ઞાસાઓને પૂરે તેવી વ્યવસ્થિત નોંધ આપણને એકીસાથે કોઇપણ સ્થળેથી મળી શકે તેમ નથી; તોપણ જૈન સૂત્ર, ભાષ્ય, ચૂર્ણી આદિ જેવા પ્રાચીન ગ્રંથોમાં પ્રસંગવશાત્ જે

---

२१ 'से किं तं जाणयसरीर-भवियसरीरवइरित्तं दव्वसुयं ? पत्तयपोत्थयलिहियं।' पत्र २४-१।

કેટલીક સૂચક અને મહત્ત્વની નોંધો થએલી છે તેને આધારે તે સમયની લેખનકળા અને તેનાં સાધનો ઉપર પ્રકાશ પાડે તેવું આપણને ઘણું ઘણું જાણવા મળે છે.

**લિપિ**

**भगवतीसूत्र** નામના જૈન અંગઆગમના પ્રારંભમાં, પ્રથમ પંચપરમેષ્ઠિને નમસ્કાર કર્યા પછી તરત જ नमो बंभीए लिवीए એ રીતે 'બ્રાહ્મી' લિપિને નમસ્કાર કરવામાં આવ્યો છે. એ નમસ્કાર જૈન શ્રમણસંસ્કૃતિએ પુસ્તકલેખનના આરંભ સમયે જે લિપિને સ્થાન આપ્યું તેનો સૂચક છે. જેમ બૌદ્ધ સાહિત્ય બ્રાહ્મી, ખરોષ્ઠી, બર્મીઝ, સિંહાલીઝ, ટિબ્બેટન, ચાઈનીઝ આદિ અનેક દેશવિદેશની ભિન્નભિન્ન લિપિઓમાં લખાયું છે એ રીતે જૈન પ્રજા દ્વારા જૈન આગમ આદિ સાહિત્ય બ્રાહ્મી લિપિ સિવાયની બીજી કોઈપણ લિપિમાં લખાએલું હોવાનો કે મળવાનો સંભવ નથી. અમે પ્રથમ કહી આવ્યા તેમ બ્રાહ્મી લિપિમાંથી અનેક લિપિઓ જન્મી છે એટલે અહીં બ્રાહ્મી લિપિથી દેવનાગરીને મળતી બ્રાહ્મી લિપિ એમ કહેવાનો અમારો આશય છે.

મગધની ભૂમિ પર ઉપરાઉપરી આવી પડતા ભયંકર દુકાળો અને દાર્શનિક તેમજ સાંપ્રદાયિક સંઘર્ષણ–અથડામણી અને કલહને પરિણામે ક્રમેક્રમે જૈન શ્રમણોએ પોતાની માન્ય મગધભૂમિનો સદાને માટે ત્યાગ કરી સૌરાષ્ટ્રની ભૂમિમાં કાંઈક સ્થાયી આશ્રય લીધા પછી એ ભૂમિમાં જૈન ધર્મનાં મૂળ ઊંડાં રોપી એને પોતાના કેન્દ્ર તરીકે બનાવી. એ જ ભૂમિમાં પ્રસંગ પડતાં સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે પોતાના આધિપત્ય નીચે સંઘસમવાય એકત્ર કરી નક્કી કર્યું કે જૈન આગમોને લિપિબદ્ધ કર્યા સિવાય સાધુજીવીઓનાં સાધુજીવનો અને જૈન ધર્મ લાંબા સમય સુધી ટકી શકશે નહિ. આ મુજબના સૌરાષ્ટ્રભૂમિમાં થએલ નિર્ણયને અંતે એ જ પ્રદેશમાં શરૂ કરેલ પુસ્તકલેખન ત્યાંની સંસ્કૃતિને અનુકૂળ લિપિમાં જ થાય એ સ્વાભાવિક છે. એટલે 'જૈન શ્રમણસંસ્કૃતિએ ગ્રંથલેખન માટે નાગરી લિપિને મળતી બ્રાહ્મી લિપિને પસંદ કરી હતી, જેનો પ્રચાર પ્રાચીન કાળમાં અને અત્યારે પણ લાંબા વિસ્તારમાં હતો—છે' એમ માનવામાં અમને બાધ જણાતો નથી.

**પુસ્તકલેખન આદિનાં સાધનો**

**राजप्रश्नीयोपांगसूत्र**, જેનો સમય બીજાં કોઈ ખાસ પ્રમાણો ન મળે ત્યાંસુધી વલ્લભીવાચનાને મળતો એટલે કે વીરાત્ લગભગ હજાર અને વિક્રમની છઠ્ઠી સદીનો નિર્ણીત છે, તેમાં એક સ્થળે દેવતાઓને વાંચવાનાં પુસ્તકોનું વર્ણન આવે છે. એ વર્ણન તે જમાનાને અનુકૂળ લેખનોપયોગી સાધનો દ્વારા કરેલું છે. સૂત્રકારે એ બધાં સાધનોને સુવર્ણ-રત્ન-વજ્રમય વર્ણવેલાં છે, પણ આપણે એનો સાદી દૃષ્ટિએ વિચાર કરીએ તો એ ઉલ્લેખ તે જમાનામાં લખાતાં તાડપત્રીય પુસ્તકોને બરાબર બંધ બેસે તેવો છે. રાજપ્રશ્નીયસૂત્રના એ ઉલ્લેખને અહીં નોંધી તેમાં દર્શાવેલાં સાધનોને આપણે જોઈએ:

तस्स णं पोत्थरयणस्स इमेयारूवे वण्णावासे पण्णत्ते, तं जहा—रयणामयाइं पत्तगाइं, रिट्ठामईयो कंबियाओ, तवणिज्जमए दोरे, नाणामणिमए गंठी, वेरुलियमणिमए लिप्पासणे, रिट्ठामए छंदणे, तवणिज्जमई संकला, रिट्ठामई मसी, वइरामई लेहणी, रिट्ठामयाइं अक्खराइं, धम्मिए सत्थे। (पृ. ९६).

પ્રસ્તુત ઉલ્લેખમાંથી આપણને લેખનકળા સાથે સંબંધ ધરાવતાં સાધનો પૈકી પત્ર, કંબિકા–કાંબી, દોરા, ગ્રંથિ–ગાંઠ, લિપ્યાસન–ખડીઓ, છંદણુ–ઝાંદણુ–ખડીઆનું ઢાંકણું, સાંકળ, મષી–શાહી અને લેખણ એટલાં સાધનોનો ઉલ્લેખ મળી રહે છે. આ સાધનોમાં ચાર પ્રકારનાં સાધનોનો સમાવેશ થાય છેઃ ૧ જે રૂપમાં ગ્રંથો લખાતા, ૨ જે સાધનોથી લખાતા, ૩ લખવા માટે જે સાધનો—શાહીનો ઉપયોગ કરાતો અને ૪ તૈયાર ગ્રંથોને જે રીતે બાંધીને રાખવામાં આવતા.

## પત્ર

જેના ઉપર પુસ્તકો લખાતાં એ સાધનને 'પત્ર' તરીકે ઓળખવામાં આવે છે. આ 'પત્ર' શબ્દથી અને આગળ ઉપર પુસ્તકને બાંધવા માટેનાં જે સાધનોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે જોતાં સમજી શકાય છે કે પુસ્તકો મુખ્યતાએ છૂટાં પાનાં—રૂપે જ લખાતાં હતાં.

## કંબિકા

તાડપત્રીય લિખિત પુસ્તકના રક્ષણ માટે તેની ઉપર અને નીચે લાકડાની ચીપો—પાટીઓ રાખવામાં આવતી તેનું નામ 'કંબિકા' છે. જોકે આજકાલ તો 'કંબિકા' શબ્દથી મુખ્યપણે એક ઈંચ પહોળી અને લગભગ એક–સવા ફૂટ જેટલી લાંબી વાંસની, લાકડાની, હાથીદાંતની, અકીકની અગર ગમે તે વસ્તુની બનેલી પાતળી ચપટી ચીપ,—જેનો ઉપયોગ, અમે આગળ જણાવીશું તેમ, લીટીઓ દોરવા માટે (જુઓ ચિત્ર નં. ૨ માં આકૃતિ નં. ૨), પાનાને હાથનો પરસેવો ન લાગે તે માટે (જુઓ ચિત્ર નં. ૨ માં આકૃતિ નં. ૩–૪) અથવા કાગળ કાપવા માટે (જુઓ ચિત્ર નં. ૨ માં આકૃતિ નં. ૧) કરવામાં આવે છે,—ને ઓળખવામાં આવે છે; તેમ છતાં આચાર્ય મલયગિરિએ ટીકામાં 'कम्बिके पृष्ठके इति भावः અર્થાત્ બે કંબિકા એટલે બે પૂંઠાં અર્થાત્ પુસ્તકની બે પૂંઠે એટલે કે ઉપર-નીચે મુકાતી લાકડાની બે પાટીઓ કે પાટાં અથવા પૂંઠાં' એમ દ્વિવચનથી જણાવ્યું છે એટલે આ ઠેકાણે 'કંબિકા' શબ્દનો અર્થ પુસ્તકના રક્ષણ માટે તેના ઉપર નીચે રખાતી પાટીઓ જ કરવો જોઈએ. આ પાટીઓનો ઉપયોગ તેના ઉપર પાનાં રાખી પુસ્તક વાંચવા માટે પણ થઈ શકે છે.

## દોરા

તાડપત્રીય પુસ્તકો સ્વાભાવિક રીતે પહોળાઈમાં સાંકડાં અને લંબાઈમાં વધારે પ્રમાણના હોઈ તેમજ તેનાં પાનાંમાં કાગળની જેમ એકબીજાને વળગી રહેવાનો ગુણ ન હોવાથી તેનાં પાનાં ખસી પડી વારંવાર સેળભેળ કે અસ્તવ્યસ્ત થઈ ન જાય અને પઠનપાઠનમાં વ્યાઘાત ન પડે એ માટે પુસ્તકની લંબાઈના પ્રમાણમાં પાનાની વચમાં એક અગર બે કાણાં પાડી તેમાં કાયમને માટે લાંબો દોરો પરોવી રાખવામાં આવતો (જુઓ ચિત્ર નં. ૪). આ રિવાજ કાગળ ઉપર લખાતાં પુસ્તકો માટે શરૂશરૂમાં ચાલુ રહેવા છતાં, એનાં પાનાં પહોળાં હોઈ તાડપત્રીય પુસ્તકોની જેમ એકાએક તેના ખસી પડવાનો કે સેળભેળ થઈ જવાનો સંભવ નહિ હોવાથી તાજેતરમાં જ લુપ્ત થઈ ગયો છે; તોપણ એ દોરો પરોવવાના રિવાજની યાદગીરી તરીકે કાગળ ઉપર લખાએલાં ઘણાંખરાં પુસ્તકોમાં લહિયાઓ આજસુધી પાનાની વચમાં □ ○ આવા સાદા ચોરસ કે ગોળ આકારની અથવા ચિત્રવિચિત્ર આકારની

કોરી જગ્યાઓ (જુઓ ચિત્ર નં. ૫-૬) રાખતા આવ્યા છે. માત્ર આપણી ચાલુ વીસમી સદીમાં જ આ રિવાજ ગૌણ તેમજ લગભગ અદૃશ્ય થઇ ગયો છે. 'લિખિત કાગળની પ્રતિઓના મધ્યભાગમાં જે ખાલી કોરી જગ્યા જોવામાં આવે છે એ તાડપત્રીય પુસ્તકોને દોરાથી પરોવી રાખવાના રિવાજની યાદગારી રૂપ છે.'

## ગ્રંથિ

તાડપત્રીય પુસ્તકમાં દોરો પરોવ્યા પછી તેના બે છેડાની ગાંઠો પુસ્તકના કાણામાંથી નીકળી ન જાય, તેમજ પુસ્તકની ઉપર-નીચે લાકડાની પાટીઓ ન હોય તોપણ તાડપત્રીય પ્રતિને દોરાનો કાપ ન પડે તથા પુસ્તકનાં કાણાં કે પાનાં ખરાબ ન થાય તે માટે તેની બન્ને બાજુએ હાથીદાંત, છીપ, નાળીએરની કાચલી, લાકડા વગેરેની બનાવેલી ગોળ ચપટી ફૂદડીઓ તેની સાથેના દોરામાં પરોવવામાં આવતી. આ ફૂદડીઓને 'ગ્રંથિ' અથવા 'ગાંઠ' કહેવામાં આવે છે. અત્યારે મળતાં મધ્યમ કદની લંબાઇનાં તાડપત્રીય પુસ્તકો પૈકી કેટલાંકની સાથે આ ગ્રંથિ જોવામાં આવે છે. (જુઓ ચિત્ર નં. ૨ માં આકૃતિ નં. ૫-૬-૭ અને ચિત્ર નં. ૩ માં આકૃતિ નં. ૨ ના વચમાં).

## લિપ્યાસન

જેને આપણે ખડીઓ કહીએ છીએ તેનું સૂત્રકારે 'લિપ્યાસન' એ નામ આપ્યું છે. લિપ્યાસનનો સીધો અર્થ 'લિપિનું આસન, એટલેકે જેના ઉપર લિપિ બેસી શકે' એટલો થઇ શકે. આ અર્થ મુજબ 'લિપ્યાસન'નો અર્થ તાડપત્ર, કાગળ કે કપડું આદિ થાય, જેના ઉપર લિપિ લખાય છે; પરંતુ આચાર્ય મલયગિરિએ ટીકામાં लिप्यासनं मषीभाजनमित्यर्थः એમ જણાવ્યું છે એટલે આપણે 'લિપિનું અર્થાત્ લિપિને દૃશ્ય રૂપ ધારણ કરવા માટેના મુખ્ય સાધન શાહીનું આસન' એમ કરીશું તો 'લિપ્યાસન'નો અર્થ 'ખડીઓ' થવામાં બાધ નહિ આવે, જે આ સ્થળે વાસ્તવિક રીતે ઘટમાન છે.

## છંદણ અને સાંકળ

ખડીઆ ઉપરના ઢાંકણને સૂત્રકારે છંદણ–છાદણ–ઢાંકણ એ નામથી જણાવેલું છે. ખડીઆને લઇજવા-લાવવામાં કે તે ઠોકરે ન ચડે એ માટે તેને ઊંચે લટકાવવામાં સગવડ રહે એ સારૂ તેના ગળામાં સાંકળ બાંધવામાં આવતી. આના સ્થાનમાં અત્યારે આપણે કેટલાક લહીઆઓ અને બાળ-નિશાળીઆઓને ખડીઆના ગળામાં દોરો બાંધતા જોઇએ છીએ.

## મષી

જે સાધનથી લિપિ–અક્ષરો દૃશ્ય રૂપ ધારણ કરે તેનું નામ 'મષી' છે. મષી એટલે શાહી 'મષી–મેસ–કાજળ' એ શબ્દ પોતે જ એ વસ્તુ સ્પષ્ટ કરે છે કે આપણે ત્યાં પુસ્તકો લખવાના કામમાં કાળી શાહીનો જ ઉપયોગ થતો હતો. સૂત્રકારે रिट्ठामई मसी, रिट्ठामयाइं अक्खराइं એ ઠેકાણે શાહી અને અક્ષરોને રિષ્ટરત્નમય જણાવેલ છે, એ રિષ્ટરત્ન કાળું હોય છે એટલે આ વિશેષણ જોતાં પણ ઉપરોક્ત હકીકતને ટેકો મળે છે.

## લેખણ

જેનાથી પુસ્તક લખી શકાય છે તે સાધનનું નામ લેખણ છે. લેખણ એ સર્વત્ર પ્રસિદ્ધ વસ્તુ છે. આથી એક વસ્તુ ઉપર પ્રકાશ પડે છે કે તે યુગમાં પુસ્તક લખવા માટે કલમનો જ ઉપયોગ કરવામાં આવ્યો હશે. બર્મીઝ આદિ લિપિઓ લખવા માટે લોઢાના સોયા વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે તેવા કોઇ સાધનનો ઉપયોગ કરાયો નહિ હોય; કારણકે જૈન સંસ્કૃતિએ માત્ર નાગરીને અનુકૂળ બ્રાહ્મી લિપિમાં જ પુસ્તકો લખાવ્યાં હોઈ એના મરોડને લેખણ સિવાય બીજું કોઇ સાધન માફક જ ન આવી શકે.

### જેના ઉપર પુસ્તકો લખાયાં હતાં

જૈન સંસ્કૃતિએ પુસ્તકલેખનનો આરંભ કર્યો ત્યારે શાના ઉપર કર્યો હશે એને લગતો સ્પષ્ટ ઉલ્લેખ ક્યાં યે જોવામાં નથી આવતો, તોપણ अनुयोगद्वारचूर्णी, निशीथचूर्णी[22] વગેરેમાં આવતા ઉલ્લેખોને અનુસારે કલ્પી શકાય છે કે ત્યારે પુસ્તકો લખવા માટે મુખ્યત્વે કરીને તાડપત્રનો જ ઉપયોગ થયો છે. કપડાનો કે લાકડાની પાટી વગેરેનો પુસ્તક લખવા માટે કેટલીક વાર ઉપયોગ થતો હશે, પરંતુ તે કરતાં યે અમે આગળ ઉપર જણાવીશું તેમ ટિપ્પણાં, ચિત્રપટો, ભાંગાઓ, યંત્રો વગેરે લખવા માટે જ તેનો ઉપયોગ વધારે પ્રમાણમાં થતો હોવો જોઇએ. આજે પણ જૈન જ્ઞાનભંડારોમાં પુસ્તકો કરતાં ટિપ્પણાં, ચિત્રપટો, યંત્રો વગેરે જ વધારે પ્રમાણમાં મળે છે.

ભોજપત્રનો ઉપયોગ પુસ્તક લખવા માટે જૈન સંસ્કૃતિએ કર્યો હોય તેવો સંભવ નથી. તેમ છતાં ક્વચિત્ એનો ઉપયોગ થયો હોય તો અશક્ય પણ નથી. हिमवंत थेरावली પૃ. ૧૧માં ભોજપત્ર અને બીજાં ઝાડની છાલ ઉપર કલિંગાધિપતિ રાજા ખારવેલે જૈન પુસ્તકો લખાવ્યાની વાત જણાવી છે, પરંતુ આ થેરાવલી અને તેમાંની હકીકતો વિશ્વાસપાત્ર નથી મનાતી એટલે એના ઉપર અમે ભાર મૂકતા નથી.

---

૨૨ (क) 'वइरित्तं इमं—तालिमादिपत्तलिहितं, ते चेव तालिमादिपत्ता पोत्थकता तेसु लिहितं, वत्थे वा लिहितं ॥'—अनुयोगद्वारचूर्णी पत्र १५–१.

(ख) 'इह पत्रकाणि तलताल्यादिसम्बन्धीनि, तत्संघातनिष्पन्नास्तु पुस्तकाः, वस्त्रनिष्पन्ने इत्यन्ये ।'
—अनुयोगद्वारसूत्र हारिभद्री टीका पत्र २१.

(ग) 'पुस्तकेसु वत्थेसु वा पोथं—'निशीथचूर्णी उ० १२.

(घ) 'दुमादिफलगा संपुडगं' निशीथचूर्णी.

(ङ) 'ज्ञशरीरभव्यशरीरव्यतिरिक्तो द्रव्यव्यवहारः स्वल्वेष एव ग्रन्थः पुस्तकपत्रलिखितः, आदिशब्दात् काष्ठसम्पुट-फलक-पट्टिकादिपरिग्रहः, तत्राप्येतद्ग्रन्थस्य लेखनसम्भवात् ।'
—व्यवहारपीठिका गा० ६ टीकायाम् पत्र ५.

(च) 'पूर्वाचार्योपदेशलिखितस्थलादिचिन्हबलेन तु सर्वा एव देव्यो न निषीदन्ति ।'
—आवश्यक हारिभद्री टीका पत्र २३३.

નિઆર્કસ[૨૩] અને મૅગૅસ્થિનિસના[૨૪] કથનાનુસાર ઈ.સ. પૂર્વે ત્રણ સૈકા પહેલાંથી જ ભારતીય પ્રજા રૂને અથવા રૂનાં ચીંથરાંને કૂટીકૂટીને લખવા માટેના કાગળો બનાવવાનું શીખી ગઇ હતી. તેમ છતાં એ વાત તો નિર્ણીત જ છે કે તેનો પ્રચાર ભારતવર્ષમાં સાર્વત્રિક થયો નથી; એટલે જૈન પ્રજાએ એનો ઉપયોગ કર્યાનો સંભવ જ નથી. તેમ લેખનના સાધન તરીકે તાડપત્ર, વસ્ત્ર, કાષ્ઠપટ્ટિકાનો જેમ ચૂર્ણી આદિ ગ્રંથોમાં ઉલ્લેખ છે એ રીતે ભોજપત્ર કે કાગળને અંગે કોઇ પ્રાચીન ઉલ્લેખ કે પુસ્તક મળતાં નથી.

**પુસ્તકોના પ્રકારો**

**નાનાં** મોટાં પુસ્તકોની જાતો માટે જેમ અત્યારે રૉયલ, સુપર રૉયલ, ડેમી, ક્રાઉન વગેરે અંગ્રેજી શબ્દોનો આપણે ત્યાં પ્રચાર છે તેમ પ્રાચીન કાળમાં અમુક આકાર અને માપમાં લખાતાં પુસ્તકો માટે ખાસ ખાસ શબ્દો હતા. આ વિષે જૈન ભાષ્યકાર, ચૂર્ણીકાર અને ટીકાકારો જે માહિતી પૂરી પાડે છે તે જાણવાજેવી છે.

તેઓ જણાવે છે કે પુસ્તકોના પાંચ પ્રકાર છે.[૨૫] ગંડી, કચ્છપી, મુષ્ટિ, સંપુટફલક અને છેદપાટી.[૨૬] આ સ્થળે ચૂર્ણીકાર-ટીકાકારોએ ફક્ત પાંચ પ્રકારનાં પુસ્તકોની આકૃતિ અને તેનાં માપનો

---

૨૩ નિઆર્કસ, ઈ.સ. પૂર્વે ૩૨૬માં હિંદુસ્તાન પર ચડાઈ લઇ આવનાર બાદશાહ ઍલેક્ઝાંડરના સેનાપતિઓમાંનો એક હતો. એણે પોતાની ચડાઈનું વિસ્તૃત વર્ણન લખ્યું હતું, જેની નોંધ એરીઅને પોતાના 'ઈંડિકા' નામના પુસ્તકમાં કરી છે.

૨૪ મૅગૅસ્થિનિસ, સીરિયાના બાદશાહ સેલ્યુકસનો રાજદૂત હતો. જે ઈ. સ. પૂર્વે ૩૦૬ની આસપાસ મૌર્યવંશી રાજા ચંદ્રગુપ્તના દરબારમાં બાદશાહ સેલ્યુકસ તરફથી આવ્યો હતો. એણે 'ઈંડિકા' નામનું પુસ્તક લખ્યું હતું જે અત્યારે મળતું નથી, પણ બીજા લેખકોએ તેના જે ઉતારાઓ કર્યા હતા તે મળે છે.

૨૫ (क) "गंडी कच्छवि मुट्ठी, संपुडफलए तहा छिवाडी य । एयं पुत्थयपणयं, वक्खाणमिणं भवे तस्स ॥
वाहल्ल-पुहत्तेहिं, गंडीपुत्थो उ तुल्लगो दीहो । कच्छवि अंते तणुओ, मज्झे पिहुलो मुणेयव्वो ॥
चउरंगुलदीहो वा, वट्टागिइ मुट्ठिपुत्थगो अहवा । चउरंगुलदीहो च्चिय, चउरंसो होइ विन्नेओ ॥
संपुडगो दुगमाई, फलगा वोच्छं छिवाडिमेत्ताहे । तणुपत्तूसियरूवो, होइ छिवाडी वुहा वेंति ॥
दीहो वा हस्सो वा, जो पिहुलो होइ अप्पवाहल्लो । तं मुणियसमयसारा, छिवाडिपोत्थं भणंतीह ॥'
—दशवैकालिक हारिभद्री टीका, पत्र २५.

(ख) 'पोत्थगपणगं—दीहो वाहल्लपुहत्तेण तुल्लो चउरंसो गंडीपोत्थगो । अंतेसु तणुओ मज्झे पिहुलो अप्पवाहल्लो कच्छभी । चउरंगुलो दीहो वा वृत्ताकृती मुट्ठिपोत्थगो, अहवा चउरंगुलदीहो चउरंसो मुट्ठिपोत्थगो । दुमादिफलगा संपुडगं । दीहो हस्सो वा पिहुलो अप्पवाहल्लो छिवाडी, अहवा तणुपत्तेहिं उस्सितो छिवाडी ॥'
—निशीथचूर्णी.

૨૬ કેટલાક વિદ્વાનો ગાથામાં આવતા छिवाडी શબ્દનું (જુઓ ટિ.૨૫) સંસ્કૃત રૂપ सृपाटिका કરે છે. પરંતુ અમે बृहत्कल्पसूत्रवृत्ति, स्थानांगसूत्रटीकागतगाथाटीका આદિ માન્ય પ્રાચીન ગ્રંથોને આધારે छिवाडी શબ્દનું સંસ્કૃત રૂપ छेदपाटी આપ્યું છે.

(क) 'गंडी कच्छवि मुट्ठी, छिवाडि संपुडग पोत्थगा पंच ।'

જ પરિચય આપેલો છે. એટલે અહીં જે કેટલુંક વિગતવાર લખવામાં આવે છે તે, તે તે પુસ્તકના નામ અને વ્યુત્પત્તિને અનુસરીને લખવામાં આવે છે.

### ગંડી પુસ્તક

જે પુસ્તક જાડાઈ અને પહોળાઈમાં સરખું અર્થાત્ ચોખંડું હોઈ લાંબું હોય તે 'ગંડી પુસ્તક' કહેવાય છે. 'ગંડી' શબ્દનો અર્થ ગંડિકા–કાતળી થાય છે, એટલે જે પુસ્તક ગંડિકા–ગંડી જેવું હોય તેને ગંડી પુસ્તક કહેવામાં આવ્યું હોય. આજકાલ જે હસ્તલિખિત નાનાંમોટાં તાડપત્રીય પુસ્તકો મળે છે તેનો અને તાડપત્રની ઢબમાં લખાએલાં કાગળનાં પુસ્તકોનો આ ગંડી પુસ્તકની જાતમાં સમાવેશ થઇ શકે.

### કચ્છપી પુસ્તક

જે પુસ્તક બે બાજુને છેડે સાંકડું હોય અને વચમાંથી પહોળું હોય તેનું નામ 'કચ્છપી પુસ્તક' છે. આ પુસ્તકના બે બાજુના છેડા શંકુના આકારને મળતા લંબગોળ અણીદાર હોવા જોઇએ. આ જાતનાં પુસ્તકો અત્યારે ક્યાંય દેખાતાં નથી.

### મુષ્ટિ પુસ્તક

જે પુસ્તક ચાર આંગળ લાંબું હોઈ ગોળ હોય તેને 'મુષ્ટિ પુસ્તક' કહે છે; અથવા જે ચાર આંગળનું ચતુરસ્ર–ચોખંડું હોય તે 'મુષ્ટિ પુસ્તક'. મુષ્ટિ પુસ્તકના ઉપરોક્ત બે પ્રકાર પૈકી પહેલા પ્રકારમાં 'ગાયકવાડ ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યૂટ વડોદરા'ના સંગ્રહમાં વિદ્યમાન ૭૫૭૭ નંબરના भगवद्गीता[૨૭] જેવાં પુસ્તકોનો સમાવેશ થઇ શકે. આ પુસ્તક મૂઠીમાં રાખી શકાય તેવું હોવાથી અથવા મૂઠીની જેમ ગોળ વાળી શકાતું હોવાથી તેને મુષ્ટિ પુસ્તક કહી શકાય. જોકે અહીં લંબાઇનું માપ માત્ર ચાર આંગળનું જ જણાવ્યું છે, તેમ છતાં નાનાંમોટાં ટિપ્પણાકારમાં લખાતાં પુસ્તકોનો આમાં સમાવેશ કરી શકાય. બીજા પ્રકારમાં અત્યારની નાનીનાની રોજનીશી–ડાયરીઓને મળતા નાની હાથપોથી જેવા લિખિત ગુટકાઓ ગણી શકાય. તેમજ મૂઠીની એવડમાં રાખી–પકડી શકાય તેવા દરેક નાના કે મોટા, ચોરસ કે લંબચોરસ ગુટકાઓનો આ બીજા પ્રકારના મુષ્ટિપુસ્તકમાં સમાવેશ કરી શકાય.

### સંપુટફલક

લાકડાની પાટીઓ[૨૮] ઉપર લખેલા પુસ્તકનું નામ 'સંપુટફલક' છે. યંત્ર, ભાંગાઓ, જંબૂદ્વીપ,

---

वृत्तिः—'गण्डीपुस्तकः कच्छपीपुस्तकः मुष्टिपुस्तकः सम्पुटफलकः छेदपाटीपुस्तकश्चेति पञ्च पुस्तकाः।'
बृ० क० सू० उ० ३.

(ख) 'तनुभिः पत्रैरुच्छ्रितरूपः किञ्चिदुन्नतो भवति छेदपाटीपुस्तक इति।' स्था० अ० ४ उ० २.
अभिधानराजेन्द्र भाग ३ पत्र १३५८.

૨૭ આ પુસ્તક સોનેરી શાહીથી સચિત્ર ટિપ્પણા રૂપે બે કૉલમમાં લખાએલું છે. એની લંબાઈ ૧૦ ફીટની અને પહોળાઈ ૪॥। ઈંચની છે. એકેક ઈંચમાં બાર લીટીઓ છે અને એ દરેક લીટીમાં ૧૯ થી ૨૧ અક્ષરો છે. બે કૉલમમાં થઈને ૩૮ થી ૪૨ અક્ષરો છે. કૉલમની પહોળાઇ લગભગ સવારાવા ઈંચની છે અને બાકીનો ભાગ બે બાજુ અને વચમાં માર્જિન તરીકે છે.

૨૮ જુઓ ટિપ્પણ નં. ૨૨ ધ–ઙ.

અઢી દ્વીપ, લોકનાલિકા, સમવસરણ વગેરેનાં ચિત્રવાળી કાષ્ઠપટ્ટિકાઓને સંપુટફલક પુસ્તક તરીકે કહી શકાય; અથવા લાકડાની પાટી ઉપર લખાતા–લખેલા પુસ્તકને સંપુટફલક પુસ્તક કહી શકાય.

### છેદપાટી

જે પુસ્તકનાં પાનાં થોડાં હોઈ ઊંચું થોડું હોય તે 'છેદપાટી' પુસ્તક; અથવા જે પુસ્તક લંબાઇમાં ગમે તેવડું લાંબું કે ટૂંકું હોય પણ પહોળું ઠીકઠીક હોવા સાથે જાડાઇમાં (પહોળાઈ કરતાં) ઓછું હોય તે 'છેદપાટી' પુસ્તક. આપણાં કાગળ ઉપર લખાએલાં અને લખાતાં પુસ્તકોનો આ છેદપાટી પુસ્તકમાં સમાવેશ થઇ શકે.

ઉપર પ્રાચીન લેખનસામગ્રીની નોંધ જે ઉલ્લેખોને આધારે લેવામાં આવી છે, એ બધા યે વિક્રમની સાતમી સદી પહેલાંના છે. એ ઉલ્લેખોને આધારે તારવેલી વિવિધ અને બુદ્ધિમત્તાભરી લેખનકળાનાં સાધનોની નોંધ જોતાં એમ અનુમાન થઇ શકે છે કે ગ્રંથલેખનના આરંભકાળમાં આ જાતની કેટકેટલી યે વિશિષ્ટ લેખનસામગ્રી અને સાધનો હશે! પરંતુ ગ્રંથલેખનના આરંભકાળ પછીના ૭ સૈકા સુધીમાં લખાએલા ગ્રંથસંગ્રહમાંના કશા જ અવશેષો અમારી નજર સામે ન હોવાને કારણે અમે એ માટે ચૂપ છીએ.

## છેલ્લાં એક હજાર વર્ષની લેખનસામગ્રી

ઉપર જણાવવામાં આવ્યું તેમ પુસ્તકલેખનના આરંભકાળ પછીના ૭ સૈકા સુધીનો જૈન લેખનકળાનો વાસ્તવિક ઇતિહાસ અંધારામાં ડૂબેલો હોવા છતાં પ્રાચીન ઉલ્લેખોને આધારે તેના ઉપર જેટલો પ્રકાશ પાડી શકાય તેટલો પાડવા યત્ન કર્યો છે. હવે તે પછીનાં એક હજાર વર્ષનો અર્થાત્ વિક્રમની અગિયારમી સદીથી આરંભી વીસમી સદી સુધીનો લેખનકળા, તેનાં સાધન અને તેના વિકાસને લગતો ઇતિહાસ અહીં આપવામાં આવે છે. આ લેખનકળા અને તેનાં સાધન આદિનો ઐતિહાસિક પરિચય આપવામાં અનુકૂલતા રહે એ માટે એની નીચેના વિભાગોમાં ચર્ચા કરીશું: ૧ લિપિનું આસન અથવા પાત્ર—તાડપત્ર, કપડું, કાગળ, ભૂર્જપત્ર આદિ; ૨ જે વડે લિપિ લખી શકાય તે—લેખણ, જુજવળ, ઓળિયું આદિ; ૩ લિપિરૂપે દેખાવ દેનાર—શાહી, હીંગળોક આદિ; ૪ જે લખાય તે—જૈનલિપિ; ૫ જૈન લેખકો; ૬ પુસ્તકલેખન અને ૭ પુસ્તકસંશોધન અને તેનાં સાધન, સંકેત વગેરે.

**(૧) લિપિનું આસન અથવા પાત્ર—તાડપત્ર, કપડું, કાગળ આદિ**

**રાજપ્રશ્નીય** સૂત્રમાં 'લિપિ + આસન=लिप्यासन' એ નામથી 'ખડિયો' અર્થ લેવામાં આવ્યો છે, તેમ છતાં અમે અહીં લિપિના આસન અથવા પાત્ર તરીકેના સાધનમાં તાડપત્ર, કપડું, કાગળ, કાષ્ઠપટ્ટિકા, ભૂર્જપત્ર, તામ્રપત્ર, રૌપ્યપત્ર, સુવર્ણપત્ર, પત્થર આદિનો સમાવેશ કરીએ છીએ.

ગુજરાત, મારવાડ, મેવાડ, કચ્છ, દક્ષિણ આદિમાં અત્યારે જે જૈન જ્ઞાનભંડારો વિદ્યમાન છે એ સમગ્રનું અવલોકન કરતાં સ્પષ્ટપણે સમજી શકાય છે કે જૈન પુસ્તકો મુખ્યપણે વિક્રમની

તેરમા સદી પહેલાં તાડપત્ર[૨૯] તેમજ કપડા ઉપર જ લખાતાં હતાં,—ખાસ કરી તાડપત્ર ઉપર જ. પરંતુ તે પછી કાગળનો પ્રચાર[૩૦] વધતાં તાડપત્રનો જમાનો ક્રમેક્રમે કરી સદંતર આથમી ગયો અને એનું સ્થાન કાગળે લીધું. એક તરફથી તાડપત્રની મોંઘવારી[૩૧] અને તેને મદ્રાસ, બ્રહ્મદેશ

---

૨૯ પાટણ, ખંભાત, લીંબડી, જેસલમેર, પૂના વગેરેના પુસ્તકસંગ્રહો, તેની ટીપો, રિપોર્ટ આદિ જોયા પછી એમ ખાત્રીપૂર્વક જણાયું છે કે જૈન જ્ઞાનભંડારોમાં અત્યારે મળતી તાડપત્રીય પ્રતિઓ,—જેના જેના અંતમાં સંવતનો ઉલ્લેખ થએલો છે એ બધી,—પૈકી એક પણ પ્રત વિક્રમની બારમી સદી પહેલાંની લખાએલી નથી.

ભા. પ્રા. લિ. પૃ. ૨ ટિ. ૩ માં તાડપત્ર ઉપર લખાએલા સૌથી પ્રાચીન એક ત્રુટિત નાટકની પ્રતિ મળ્યાની નોંધ આપી છે, જે ઈ. સ. ના બીજા સૈકાની આસપાસમાં લખાએલું મનાય છે.

૩૦ ભારતીય પ્રજા કાગળ બનાવવાની કળા ઈ.સ. પૂર્વે ત્રણ સૈકા પહેલાં પ્રાપ્ત કરી ચૂકી હતી, તેમ છતાં ભારતવર્ષમાં એનો લેખન માટે સાર્વત્રિક પ્રચાર થઇ શક્યો નહોતો.

આરબોએ ઈ.સ. ૭૦૪માં સમરકંદ નગર સર કર્યું ત્યારે તેઓ પહેલવહેલાં રૂ અને ચીંથરાંમાંથી કાગળ બનાવવાનું શીખ્યા. તે પછી તેઓ દમાસ્કસમાં કાગળ બનાવવા લાગ્યા અને ઈ.સ. ની નવમી શતાબ્દીથી એના ઉપર અરબી પુસ્તકો લખવાં શરૂ કર્યાં. ઈ.સ.ની બારમી સદીમાં આરબો દ્વારા યુરોપમાં કાગળનો પ્રવેશ થયો અને તે પછી પેપાયરસ બનવાં બંધ થઈ લખવાના સાધનરૂપે કાગળો મુખ્ય થયા. આ રીતે વિદેશમાં કાગળનો પ્રચાર વધવા છતાં ભારતમાં લેખન માટે એનો ખાસ પ્રચાર થયો નહોતો. એ જ કારણથી કાગળ ઉપર લખાએલાં પ્રાચીન પુસ્તકો અહીંના જ્ઞાનસંગ્રહોમાં ક્યાંય દેખાતાં નથી.

ભા. પ્રા. લિ. માં કાગળ ઉપર લખાએલા પ્રાચીન ભારતીય લિપિના ચાર સંસ્કૃત ગ્રંથો મધ્ય એશિયામાંના યારકંદ નગરની દક્ષિણે ૬૦ માઈલ ઉપર આવેલ 'કુગિયર' સ્થાનમાંથી વેબરને મળ્યાનું જણાવ્યું છે, જે ઈ.સ. ની પાંચમી સદીમાં લખાએલા મનાય છે.

જૈન પ્રજા પુસ્તકલેખન માટે કાગળોને કયારથી કામમાં લેવા લાગી એ કહેવું શકય નથી; તેમ છતાં શ્રીમાન જિનમંડનગણિકૃત कुमारपालप्रबन्ध (રચના સં. ૧૪૯૨) અને શ્રી રત્નમંદિરગણિકૃત उपदेशतरङ्गिणीમાં (સોળમો સૈકો) આવતા ઉલ્લેખો મુજબ આચાર્ય શ્રીહેમચંદ્ર અને મહામાત્ય શ્રીવસ્તુપાલે પુસ્તકો લખાવવા માટે કાગળોનો ઉપયોગ કર્યો હતો એટલે ગૂજરાતની ભૂમિમાં વસતી જૈન પ્રજા વિક્રમની બારમી સદી પહેલાંથી ગ્રંથલેખન માટે કાગળોને વાપરતી થઇ ગઈ હતી એમ કહી શકાય. જોકે આજ સુધીમાં કોઇ પણ જૈન જ્ઞાનભંડારમાં બારમી તેરમી સદીમાં અગર તે પહેલાં કાગળ ઉપર લખાએલું એક પણ પુસ્તક ઉપલબ્ધ થયું નથી. જૈન જ્ઞાનભંડારોના અમારા આજ પર્યંતના અવલોકન દરમિયાન ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં લખાએલું કોઇ કોઇ પુસ્તક અમે જોએલું છે, પણ તે પહેલાં લખાએલું એક પણ પુસ્તક અમારા જોવામાં આવ્યું નથી.

(क) 'एकदा प्रातर्गुरून् सर्वसाधूंश्च वन्दित्वा लेखकशालाविलोकनाय गतः। लेखकाः कागदपत्राणि लिखन्तो दृष्टाः। ततः गुरुपार्श्वे पृच्छा। गुरुभिरूचे—श्रीचौलुक्यदेव! सम्प्रति श्रीताडपत्राणां त्रुटिरस्ति ज्ञानकोशे, अतः कागदपत्रेषु ग्रन्थलेखनमिति।' कु०प्र० पत्र ९६.

(ख) 'श्रीवस्तुपालमन्त्रिणा सौवर्णमषीमयाक्षरा एका सिद्धान्तप्रतिर्लेखिता। अपरास्तु श्रीताड. कागदपत्रेषु मषीवर्णाङ्किताः ६ प्रतयः। एवं सप्तकोटिद्रव्यव्ययेन सप्त सरस्वतीकोशाः लेखिताः।' उ०त० पत्र १४२.

પાટણ સંઘવીના પાડાના જૈન જ્ઞાનભંડારમાં વિક્રમ સંવત ૧૨૧૧માં લખાએલી આચાર્ય શ્રી બપ્પભટ્ટિકૃત स्तुतिचतुर्विंशतिका सटीकની પ્રતિ છે, પરંતુ પ્રતિમાંનો એ સંવત વિશ્વસનીય માનવો કે નહિ એ માટે અમે પોતે શંકાશીલ છીએ.

૩૧ પાટણના જૈન જ્ઞાનભંડારમાંથી ચૌદમી સદીનો એક તાડપત્રનો ટુકડો મળ્યો છે, જેમાં તાડપત્રના હિસાબની નોંધ કરી છે. તેમાં એક પાનું લગભગ છ આને પડયાનું જણાવ્યું છે. જોકે હમેશને માટે આવી મોંઘવારી ન હોય એ સહેજે સમજી શકાય છે, તેમ છતાં ક્યારેક ક્યારે ઉપરોક્ત પ્રાચીન તાડપત્રીય પાનામાં જણાવ્યા પ્રમાણેની મોંઘવારી થઇ જાય એમાં શંકા જેવું નથી.

આદિ જેવા દૂર દેશોમાંથી મંગાવવાની હાડમારી ઉપરાંત તેના ઉપર લખવાની કડાકૂટ તો હતી જ; તેમાં રજપૂતોની અરસપરસની સાઠમારી તેમજ મોગલ બાદશાહોના ઉપરાઉપરી થતા હુમલાઓને પરિણામે એ દરેક હાડમારીમાં સવિશેષ ઉમેરો થતો ગયો; જ્યારે બીજી બાજુથી કાગળના સાધનની સુલભતા અને સોંઘવારી ઉપરાંત તેના ઉપર લખવાની પણ દરેક રીતે સગવડ હતી. આ કારણને લીધે જૈન પ્રજામાં સૈકાઓ થયાં ચાલ્યું આવતું તાડપત્ર પરનું લેખન કાગળના પ્રચાર પછી ફક્ત બેત્રણ સૈકામાં જ[૩૨] આથમી ગયું; તે એટલે સુધી કે આજે એ તાડપત્રોને લખવા પહેલાં કેમ કેળવવાં, તેના ઉપરની સહજ કુમાશ—જે તેના ઉપર લખાતી શાહીને ટકવા દેતી નથી તે—ને કેમ દૂર કરવી વગેરેની માહિતી સરખી કોઈને રહી નથી; એટલું જ નહિ પણ તાડપત્ર ઉપર લખવા માટેની શાહી બનાવવાની જે અનેક રીતો મળે છે, એ બધી રીતો પૈકીની કઇ રીત સરળ હોવા સાથે કાર્યસાધક છે એ પણ આજે કોઇ કહી શકે તેમ નથી. કપડા[૩૩] ઉપર પુસ્તકો ક્વચિત્ પત્રાકારે લખાતાં હતાં,

---

૩૨ અમારો અનુભવ છે ત્યાં સુધી પંદરમી સદીના અંત સુધી તાડપત્ર પર લખવાનું ચાલુ રહ્યું છે. પંદરમી સદીના અસ્ત સાથે તાડપત્ર ઉપરનું લેખન પણ આથમી ગયું છે.

૩૩ કપડા ઉપર લખાએલી ૯૩ પાનાંની એક પોથી પાટણમાં વખતજીની શેરીમાંના 'સંઘના જૈન ભંડાર'માં છે, જેમાં धर्मविधिप्रकरण वृत्तिसहित, कच्छूलीरास અને त्रिषष्टिशलाकापुरुषचरित्र–अष्टम् पर्व આ ત્રણ પુસ્તકો છે. એ વિક્રમના પંદરમા સૈકામાં લખાએલાં છે. (જુઓ ચિત્ર નં. ૭) એની લંબાઇ-પહોળાઈ ૨૫×૫ ઈંચની છે. દરેક પાનામાં સોળસોળ લીટીઓ છે. ध. वि. प्र. ના અંતમાં નીચે પ્રમાણે લેખકની પુષ્પિકા છેઃ

संवत् १४१०८ (૧૪૦૮ કે ૧૪૧૦?) वर्षे चीवाग्रामे श्रीनरचंद्रसूरीणां शिष्येण श्रीरत्नप्रभसूरीणां बांधवेन पंडितगुणभद्रेण कच्छूलीश्रीपार्श्वनाथगोष्टिक लींबाभार्या गौरी तत्पुत्र श्रावक जरा डूंगर तद्भगिनी श्राविका वींझी तिल्ही प्रभृत्येषां साहाय्येन प्रभुश्री श्रीप्रभसूरिविरचितं धर्मविधिप्रकरणं श्रीउदयसिंहसूरिविरचितां वृत्तिं श्रीधर्मविधेर्ग्रन्थस्य कार्त्तिकवदिदशमीदिने गुरुवारे दिवसपाश्चात्यघटिकाद्वये स्वपितृमात्रोः श्रेयसे श्रीधर्मविधिग्रन्थमलिखत् ॥ उदकानलचौरेभ्यो मूषकेभ्यस्तथैव च । कष्टेन लिखितं शास्त्रं यत्नेन परिपालयेत् ॥ छ ॥

આજ પર્યંતની વિદ્વાનોની શોધ દરમિયાન કપડા ઉપર લખાએલું પુસ્તક પત્રાકારે માત્ર આ એક જ મળી શક્યું છે.

કપડા ઉપર લખાએલા લોકનાલિકા, અઢીદ્વીપ, જંબૂદ્વીપ, નવપદ, હ્રીંકાર, ઘંટાકર્ણ આદિ મંત્ર-યંત્રના ચિત્રપટો મળે છે; તેમજ શાસ્ત્રીય વિષયના, જેવા કે સંગ્રહણી, ક્ષેત્રસમાસ, પ્રાયશ્ચિત્ત, સંયમશ્રેણીનાં પટ્ટસ્થાન, બાસઠ માર્ગણા, પંચતીર્થી વગેરેના અનેક ટિપ્પણાકાર પટો મળે છે.

આજ સુધીમાં કપડા ઉપર લખાએલાં જે પુસ્તકો અને મંત્ર-યંત્ર-ચિત્રપટો જોવામાં આવ્યાં છે તે પૈકી સૌથી પ્રાચીન પંદરમી સદીમાં લખાએલાં એક પુસ્તક અને બે ચિત્રપટો મળ્યાં છે. પુસ્તકનો પરિચય અમે ઉપર આપ્યો છે. બે ચિત્રપટો પૈકીનો એક संग्रहणीटिप्पनकपट સંવત ૧૪૫૩માં લખાએલો છે, જે પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજના પ્રશિષ્ય મુનિ જસવિજયજીના સંગ્રહમાં છે. એની લંબાઇ-પહોળાઈ ૧૬×૧૧ાા ઈંચની છે. પટના અંતમાં લેખકની પુષ્પિકા આ પ્રમાણે છેઃ

सं० १४५३ वर्षे चैत्रमासे शुक्लपक्षे द्वादश्यां तिथौ रविवारे अद्येह श्रीमदणहिल्लपुरपत्तने साधुपूर्णिमापक्षीयभट्टारकश्रीअभयचंद्रसूरिपट्टे श्रीरामचंद्रसूरियोग्यं संग्रहणीटिप्पनकं लिखितमस्ति लालाकेनालेखि

બીજો, પાટણના સંઘવીના પાડાના જૈન તાડપત્રીય પુસ્તકભંડારમાંનો પો. નં. ૨૪૦ તરીકે રાખેલ બે ટુકડા રૂપે

તેમ છતાં અમે અગાઉ જણાવી ગયા છીએ તેમ એનો ઉપયોગ ટિપ્પણારૂપે લખવા માટે તેમજ ચિત્રપટો કે મંત્ર-યંત્રપટો લખવા માટે જ વધારે પ્રમાણમાં થતો અને થાય છે. [૩૪]ભૂર્જપત્ર—ભોજપત્રનો ઉપયોગ બૌદ્ધો અને વૈદિકોની જેમ જૈન પુસ્તકો લખવા માટે થયો જણાતો નથી, તેમ એના ઉપર લખાએલો કોઈ નાનોમોટો જૈન ગ્રંથ કોઈ જ્ઞાનભંડારમાં જોવામાં પણ નથી આવતો. માત્ર અઢારમી—ઓગણીસમી સદીથી યતિઓના જમાનામાં મંત્ર-તંત્ર-યંત્રાદિ લખવા માટે તેનો કાંઈક ઉપયોગ થએલો જોવામાં આવે છે, પણ તે બહુ જ ઓછા પ્રમાણમાં, તેમ ખાસ વ્યવસ્થિત પણ નહિ. મંત્ર-તંત્ર-યંત્રાદિના લેખન માટે કાંસ્યપાત્ર[૩૫] તામ્રપત્ર; રૌપ્યપત્ર, સુવર્ણપત્ર અને પંચધાતુનાં પત્ર વગેરેનો ઉપયોગ જૈનોએ ખૂબ છૂટથી કર્યો છે, પણ જૈન પુસ્તકોના લેખન માટે એનો ઉપયોગ કર્યો દેખાતો નથી. સીસાન આદિમાં

---

પંચતીર્થી ચિત્રપટ છે, જે સંવત્ ૧૪૯૦માં લખાએલો છે. એની લંબાઇ-પહોળાઈ ૩૮ ફુટ×૧૨॥ ઇંચની છે. એના અંતમાં નીચે મુજબની લખાવનારની પુષ્પિકાઓ છેઃ

संवत् १४९० वर्षे फा० व० ३ चंपकनेरवासि प्राग्वाटज्ञातीय सा० खेता भा० लाछीसुत सा० गुणयिकेन लेखः कारितोयम् ॥

संवत् १४९० वर्षे फा० व० ३ चंपकनेरवासि मं० तेजा भा० मावदेसुत फो० वाघाकेन प्राग्वाटज्ञातीयेन श्रीशान्तिप्रासादालेखः कारितः ॥

આ પટ પંચતીર્થી પટ નથી, પણ ટીપમાં તેનું જે નામ લખ્યું છે તે અમે નોંધ્યું છે. આ પટ અમે શ્રીયુત એન.સી. મહેતાને પ્રસિદ્ધ કરવા માટે આપેલો છે જે અત્યારે તેમની પાસે જ છે. આ ચિત્રપટનો પરિચય તેઓએ ફોટોગ્રાફ સાથે ઈ.સ. ૧૯૩૨ના 'ઇંડિયન આર્ટ ઍન્ડ લેટર્સ'ના પેજ ૭૧–૭૮માં A picture roll from Gujarat (A.D. 1433) શીર્ષક લેખમાં આપેલો છે.

૩૪ ભોજપત્ર સામાન્ય રીતે તાડપત્ર જેટલાં ટકાઉ નથી હોતાં. ખાસ કરીને સૂકા વાતાવરણમાં એ વધારે ટકતાં નથી. એની ઉત્પત્તિ ઉત્તર હિંદુસ્તાનમાં થતી હોઈ લખવા માટે એનો ઉપયોગ તે પ્રદેશમાં જ થતો હતો. જૈન પ્રજાએ એનો ઉપયોગ કર્યો જણાતો નથી.

ભોજપત્ર ઉપર લખાએલાં પુસ્તકોમાં સૌથી પ્રાચીન પુસ્તક એક ખોતાન પ્રદેશમાંથી મળેલ 'ધમ્મપદ' નામના બૌદ્ધ ગ્રંથનો કેટલોક અંશ છે, જે ઈ.સ. ની બીજી અથવા ત્રીજી શતાબ્દીમાં લખાએલ મનાય છે, અને બીજું 'સંયુક્તાગમ' નામનું બૌદ્ધ સૂત્ર છે, જે ડૉ. સ્ટાઇનને ખોતાન પ્રદેશમાંના ખડ્લિક ગામમાંથી મળ્યું છે અને એની લિપિ ઉપરથી એ ઈ.સ.ની ચોથી સદીમાં લખાએલું મનાય છે.

૩૫ કાંસ્યપત્ર, તામ્રપત્ર, રૌપ્યપત્ર અને સુવર્ણપત્રમાં તેમજ કેટલીકવાર પંચધાતુના મિશ્રિતપત્રમાં લખાએલા ઋષિમંડલ, ઘંટાકર્ણ, ચોસઠિયો યંત્ર, વીસો યંત્ર વગેરે મંત્ર-યંત્રાદિ જૈન મંદિરોમાં ઘણે ઠેકાણે હોય છે. જૈન પુસ્તકો લખવા માટે આ જાતનાં કે બીજી કોઈ ધાતુનાં પતરાંઓનો ઉપયોગ ક્યારે ય થયો જણાયો નથી.

ભા. પ્રા. લિ. પૃ. ૧૫૨–૫૩માં તામ્રપત્રોમાં કોતરાએલાં દાનપત્રોની મહત્ત્વપૂર્ણ નોંધ આપી છે. એ દાનપત્ર પૈકીનાં કેટલાંક દાનપત્રો ૨૧ પતરાંમાં સમાપ્ત થાય છે, એવડાં મોટાં છે.

વસુદેવહિંડી પ્રથમ ખંડમાં તામ્રપત્ર ઉપર પુસ્તક લખાવાનો ઉલ્લેખ છેઃ

'इयरेण तंबपत्तेसु तणुगेसु रायलक्खणं रएऊणं तिहलारसेणं तिम्मेऊण तंबभायणे पोत्थओ पक्खित्तो, निक्खित्तो नयरबाहिं दुव्वावेढमज्झे ।' पत्र १८९.

વસતા બૌદ્ધોએ પુસ્તકો લખવા માટે જેમ હાથીદાંતનો—હાથીદાંતનાં પાનાંઓનો મોટા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે તેમ જૈનોએ પુસ્તકનાં સાધનો,—જેવાં કે આંકણી, કાંબી, ગ્રંથિ-કૂદડી, દાબડા આદિ,—માટે હાથીદાંતનો ઉપયોગ છૂટથી કર્યા છતાં પુસ્તકો લખવા માટે એનો ઉપયોગ કદી કર્યો નથી. આ સિવાય રેશમી કપડું, ચામડું[૩૬] આદિનો ઉપયોગ જૈન પુસ્તકો લખવા માટે કદી થયો નથી. અલબત્ત, એમ બન્યું છે ખરું કે પુસ્તકના ઉપર તેના રક્ષણ માટે રેશમી કપડાની કે ચામડાની પાટલીઓ કે પટ્ટીઓ મૂકી હોય તેના ઉપર તે પોથીમાંના ગ્રંથોનાં નામ, કર્તા વગેરેની નોંધ કરેલી હોય છે (જુઓ ચિત્ર નં. ૩ માં આકૃતિ નં. ૨). પથ્થરનો ઉપયોગ મુખ્યત્વે કરીને જૈન પ્રજાએ શિલાલેખો માટે જ કર્યો છે, તેમ છતાં ક્વચિત્ ગ્રંથલેખન[૩૭] માટે પણ એનો ઉપયોગ થએલો જોવામાં આવે છે. 'ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યૂટ વડોદરા'માં નં. ૧૦૦૭૨માં વિ. સં. ૧૭૭૦માં લખેલ બ્રહ્મવૈવર્ત્ત પુરાણની પ્રતિ છે, જે અગુરુત્વક ઉપર લખાએલી છે. જૈન પ્રજાએ આવી કોઇ ત્વક—છાલ—નો પુસ્તક લખવા માટે ઉપયોગ કર્યો દેખાતો નથી. ટૂંકમાં અહીં એટલું જ કહેવું બસ થશે કે જૈન પુસ્તકોના લેખન માટે તાડપત્ર, કપડું અને કાગળનો જ ઉપયોગ થયો છે; શાસ્ત્રીય વિષયોના યંત્ર-ચિત્રપટો તેમજ મંત્ર-તંત્ર-યંત્રાદિના આલેખન માટે કપડું, લાકડાની પાટી, તામ્રપત્ર, રૌપ્યપત્ર વગેરે વપરાએલાં છે; યતિઓના જમાનામાં યતિવર્ગે મંત્ર-યંત્રાદિ લખવા માટે ભૂર્જપત્ર—ભોજપત્ર કામે લીધાં છે; અને શિલાલેખો લખવા માટે તેમજ ક્વચિત્ ગ્રંથલેખન માટે પણ પથ્થર, તામ્રપત્ર આદિનો ઉપયોગ કર્યો છે. આ સિવાય બીજા કોઇ સાધનનો ઉપયોગ થયો જણાતો નથી.

---

૩૬ લેખનસામગ્રીની સુલભતા ન હોવાને લીધે યુરોપવાસીઓએ કેળવેલાં ચામડાંને લખવાના કામમાં લીધાં છે, પરંતુ ભારતીય જનતાએ પોતાને ત્યાં લેખનસામગ્રીની વિપુલતા હોવાને લીધે તેમજ 'ચામડાને અપવિત્ર' માનતી હોવાને લીધે પુસ્તકલેખન માટે એનો ઉપયોગ કર્યાનો સંભવ નથી. તેમ છતાં ભારતીય પ્રજા પુસ્તકોના સાધન તરીકે એનો ઉપયોગ કરવાથી વંચિત નથી રહી શકી. બૌદ્ધ ગ્રંથોમાં ચામડાને લેખનસામગ્રીમાં ગણાવ્યું છે. જૈન પ્રજા પુસ્તકોના રક્ષણ માટે એટલે કે ચામડાના દાબડા, પાટીઓ, પટ્ટીઓ આદિ તરીકે પ્રાચીન કાળથી એનો ઉપયોગ છડેચોક કરતી આવી છે (જુઓ ચિત્ર નં. ૮ માં આ. નં. ૧ અને ચિત્ર નં. ૩ માં આ. નં. ૨). વૈદિકો પોતાને ત્યાં મૃગચર્માદિનો ઉપયોગ ખૂબ છૂટથી કરે જ છે.

૩૭ જૈન સંસ્કૃતિએ પાષાણ—પથ્થર—નો ઉપયોગ પુસ્તક લખવા માટે વિરલ જ કર્યો છે. ખાસ કરી જૈન સંસ્કૃતિના મહર્દ્ધિક એક-અંશભૂત દિગંબર સંસ્કૃતિએ એનો પુસ્તકલેખન માટે ઉપયોગ કર્યો છે. પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતીય શ્રેષ્ઠી લોલાકે (લોલિગે) મેવાડમાંના બીજોલ્યાંની નજીકના જૈન મંદિરની પાસે રહેલી પથ્થરની શિલાડી ઉપર उन्नतशिखरपुराण નામના દિગંબર જૈન ગ્રંથને વિ. સં. ૧૨૨૬માં કોતરાવ્યો હતો, જે આજે પણ ત્યાં વિદ્યમાન છે.

શ્વેતાંબર જૈન પ્રજા તરફથી પથ્થર પર લખાએલ કોઇ પુસ્તક મળતું નથી, પરંતુ આબુ, જેસલમેર, લોદ્રવા આદિ અનેક સ્થળોમાં કલ્યાણકપટ્ટક, તપપટ્ટક, સ્થવિરાવલિપટ્ટક આદિ પટ્ટકો પથ્થર પર લખાએલા મળે છે તેમજ લોકનાલિકા, અઢીદ્વીપ, સમવસરણ, નંદીશ્વર આદિના ચિત્રપટો પણ આલેખાએલા મળે છે. (જુઓ બાબુજી શ્રીયુક્ત પૂર્ણચંદ્ર નહાર સંપાદિત जैन लेख-संग्रह खंड २).

આ સિવાય વિગ્રહરાજકૃત હરકેલિ નાટક, સોમેશ્વરકવિવિરચિત લલિતવિગ્રહરાજ નાટક, રાજા ભોજવિરચિત કૂર્મશતક નામનાં બે પ્રાકૃત કાવ્યો, રાજકવિ મદનકૃત પારિજાતમંજરીવિજયશ્રીનાટિકા વગેરે અનેકાનેક જૈનેતર ગ્રંથો પથ્થર ઉપર લખાએલા—કોતરાએલા જુદેજુદે ઠેકાણે મળે છે. (જુઓ ભા. પ્રા. લિ. પૃ. ૧૫૦ ટિ. ૬.)

આટલું સામાન્ય વિવેચન કર્યા પછી અમે અહીં તાડપત્ર, કાગળ, કપડા આદિને લગતી કેટલીક વિશિષ્ટ માહિતી આપીએ છીએ.

## તાડપત્ર

તાડપત્ર એ ઝાડનાં પાંદડાં છે. એના ઝાડનું સંસ્કૃત નામ तल અથવા ताल છે અને ગૂજરાતી નામ તાડ છે. એ બે જાતનાં થાય છેઃ ૧ ખરતાડ અને ૨ શ્રીતાડ. ૧ ગૂજરાત વગેરે પ્રદેશોની ભૂમિમાં તાડનાં જે ઝાડ જોવામાં આવે છે એ બધાં ય ખરતાડ છે. એનાં પત્ર—પાંદડાં જાડાં, લંબાઇ-પહોળાઇમાં ટૂંકાં અને નવાં તાજાં હોય ત્યારે પણ આંચકો કે ટક્કર લાગતાં ભાંગી જાય તેવાં બરડ હોવા સાથે જલદી સડી જીર્ણ થઇ જાય એવાં હોય છે, એટલે એ તાડપત્રનો ઉપયોગ પુસ્તક લખવા માટે થતો નથી. ૨ શ્રીતાડનાં વૃક્ષો મદ્રાસ, બ્રહ્મદેશ આદિમાં મોટા પ્રમાણમાં થાય છે. તેનાં પત્ર—પાંદડાં શ્લક્ષ્ણ, ૩૭×૩ ઇંચ કરતાં પણ વધારે લાંબાં-પહોળાં[૩૮] તેમજ સુકુમાર હોય છે. તેને સડી જવાનો કે ખૂબ લચકાવવામાં અગર વાળવામાં આવે તોપણ એકાએક તૂટી જવાનો ભય રહેતો નથી. કેટલાંક શ્રીતાડની જાતિનાં તાડપત્ર લાંબાં-પહોળાં હોવા છતાં સહજ બરડ હોય છે, તેમ છતાં તેના ટકાઉપણા માટે જરાય અંદેશો રાખવા જેવું નથી. પુસ્તક લખવા માટે આ શ્રી-તાડનાં પત્રોનો જ ઉપયોગ કરવામાં આવતો.[૩૯]

બ્રહ્મદેશ આદિમાં પુસ્તકને ટકાઉ બનાવવા માટે ત્રણ, ચાર અગર તેથી પણ વધારે તાડ-પત્રોને એકીસાથે સીવી લઈ તેના ઉપર લખવામાં આવે છે, પણ જૈન પુસ્તકો એવી રીતે ક્યારેય લખાયાં નથી. જૈન પુસ્તકો એકવડાં તાડપત્રમાં જ લખાયાં છે.

તાડપત્રો જૂનાં થતાં તેનો સ્વભાવ કાગળ અને કપડાને ખાઇ જવાનો હોય તેમ લાગે છે, કેમકે જે તાડપત્રીય પુસ્તકની વચમાંનાં ગૂમ થએલાં કે તૂટી ગએલાં પાનાંને બદલે કાગળનાં જે નવાં પાનાં લખાવીને પાછળથી ઉમેરવામાં આવ્યાં છે એ, અત્યારે એટલી જીર્ણ સ્થિતિમાં નજરે પડે છે કે જે જાતની જીર્ણ અવસ્થા મૂળ પ્રતિની પણ નથી. સંભવ છે કે તાડપત્રીય પુસ્તકની શાહીમાં લાખ વગેરે પડતાં હોવાથી તેના સંસર્ગને લીધે પણ કાગળ ખવાઇ જતા હોય. એ ગમે તેમ હો, પણ એક વસ્તુ તો અમારા અનુભવની છે કે તાડપત્રીય પુસ્તક ઉપર બાંધવામાં આવેલાં કપડાં થોડાં વર્ષોમાં જ કાળાં પડી જાય છે.

## કાગળ

કાગળને માટે આપણા પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં[૪૦] कागद અને कद्गल શબ્દો વપરાએલા

---

૩૮ પાટણમાં સંઘવીના પાડાના જૈન જ્ઞાનભંડારમાં प्रमेयकमलमार्तण्डની પ્રત છે, જે ૩૭ ઇંચ લાંબી છે.

૩૯ તાડપત્રને ઝાડ ઉપર જ પ્રૌઢ થવા દેવામાં આવે છે અને એ પરઠાં થાય તે પછી તેને ઉતારી, સીધાં કરી એકીસાથે જમીનમાં દાટવામાં આવે છે. ત્યાં એ તાડપત્ર પોતાની મેળે સૂકાઇ ગયા પછી એનો લખવા માટે ઉપયોગ થાય છે. આ રીતે સૂકાએલું તાડપત્ર, તેની લીલાશ તેના પોતાનામાં ભરેલી-સમાએલી હોઈ વધારે કોમળ બને છે.

૪૦ જુઓ ટિ. નં. ૩૦ (ઘ-ઙ).

જોવામાં આવે છે. જેમ આજકાલ જુદાજુદા દેશોમાં નાના મોટા, ઝીણા જાડા, સારા નરસા આદિ અનેક જાતના કાગળો બને છે તેમ જૂના જમાનાથી માંડી આજ પર્યંત આપણા દેશના દરેક વિભાગમાં અર્થાત્ કાશ્મીર, દિલ્હી, બિહારના[41] પટણા શાહાબાદ આદિ જિલ્લાઓ, કાનપુર, ઘોસુંડા (મેવાડ), અમદાવાદ, ખંભાત, કાગજીપુરા (દોલતાબાદ પાસે) આદિ અનેક સ્થળોમાં પોતપોતાની ખપત અને જરૂરીઆતના પ્રમાણમાં [42]કાશ્મીરી, મુંગળીઆ, અરવાલ, સાહેબખાની, અમદાવાદી, ખંભાતી, શણીઆ, દોલતાબાદી આદિ જાતજાતના કાગળો બનતા હતા[43] અને હજુ પણ ઘણે ઠેકાણે બને છે; તેમાંથી જેને જે સારા, ટકાઉ અને માફક લાગે તેનો તેઓ પુસ્તક લખવા માટે ઉપયોગ કરતા. આજકાલ આપણા ગૂજરાતમાં પુસ્તકો લખવા માટે કાશ્મીરી,[44] કાનપુરી, અમદાવાદી[45] આદિ કાગળોનો ઉપયોગ થાય છે; તેમાં પણ અમદાવાદમાં બનતા કાગળો વધારે પ્રમાણમાં વપરાય છે.

## કાગળનાં પાનાં

કાગળો આખા હોય તેમાંથી જોઇતા માપનાં પાનાં પાડવા માટે આજે આપણી સમક્ષ જેમ પેપરકટર મશીનો—કાગળ કાપવાનાં યંત્રો—વિદ્યમાન છે તેમ જૂના જમાનામાં તેવાં ખાસ યંત્રો ન હતાં, તેમજ આજકાલ જેમ જે સાઈઝ—માપના જેટલા કાગળો જોઇએ તેટલા એકીસાથે મળી શકે છે તેમ પણ ન હતું; એટલે ગમે તે માપના કાગળોમાંથી જોઇતા માપનાં પાનાં પાડવા માટે તે કાગળોને હિસાબસર વાળવામાં આવતા હતા અને લોઢા વગેરેના તૈયાર કરેલા તે તે માપના પતરાને

---

૪૧ તા. ૨૪ માર્ચ ૧૯૩૫ના 'હરિજનબંધુ'ના પુ. ૩ અંક ૨ માં 'બિહારમાં કાગળનો ઉદ્યોગ' શીર્ષક લેખમાં બિહારના પટણા, શાહાબાદ, અરવાલ વગેરે જુદાજુદા પ્રદેશોમાં બનતા જથાબંધ કાગળોને અંગે જે ટૂંકી નોંધ આપવામાં આવી છે એ ઉપરથી તેમજ બીજી નોંધોને આધારે આપણને ખ્યાલ આવી શકે છે કે ભારતવર્ષના જુદાજુદા વિભાગો અને નગરોમાં કાગળનો ઉદ્યોગ કેટલો ફૂલ્યોફાલ્યો હતો !

૪૨ કાગળનાં નામો કેટલીકવાર જે ગામમાં કે પ્રદેશમાં તે બનતા હોય તે ઉપરથી પડતાં અને કેટલીકવાર તેના માવામાં પડતી મુખ્ય ચીજને લક્ષ્યમાં રાખીને પડતાં; કેટલીકવાર એ નામો એના બનાવનારના નામથી પ્રચલિત થતાં, જ્યારે કેટલીકવાર એ તેના ગુણ—સ્વભાવ ઉપરથી પણ ઓળખાતા.

૪૩ દેશી કાગળો કેમ બનતા એની ટૂંકમાં ને સરસ માહિતી મેળવવા ઇચ્છનારને તા. ૨૫ નવેમ્બર ૧૯૩૪ના 'હરિજનબંધુ'ના પુ. ૨ અંક ૩૭માં સ્વામી આનંદે લખેલો 'ખાદી કાગળ' શીર્ષક લેખ જોવા ભલામણ છે.

૪૪ કાશ્મીરી કાગળો રેશમના કૂચામાંથી બનતા હોઈ અત્યંત કોમળ તેમજ એટલા મજબૂત હોય છે કે તેને બે બાજુથી પકડી જોરથી આંચકા મારવામાં આવે તોપણ તે એકાએક ફાટતા નથી. આ કાગળોમાં જે સૌથી સારા અને ટકાઉ હોય છે એ બધાયને કાશ્મીરની સરકાર વીણીવીણીને પોતાના દફતરી કામ માટે ખરીદી લે છે; એટલે ત્યાંની સરકાર સાથે લાગવગ પહોંચી શકતી હોય તો જ અમુક પ્રમાણમાં એ કાગળો ત્યાંથી મળી શકે છે.

૪૫ અમદાવાદી કાગળની મુખ્ય ઓળખ એ છે કે તેને પ્રકાશ સામે રાખીને જોતાં તેમાં ઝીણાંઝીણાં સંખ્યાબંધ કાણાં દેખાશે. આ કાણાં દેખાવાનું કારણ એ કહેવાય છે કે એ કાગળોના માવાને સાબરમતી નદીના પાણીથી ધોવામાં આવે છે, એટલે એ પાણી સાથે ભળેલાં રેતીનાં ઝીણાં રજકણો એ માવામાં ભળી જાય છે, જે કાગળ બન્યા પછી સુકાઇને સ્વયં છૂટાં પડી જાય છે અને બદલામાં તેમાં ઝીણાંઝીણાં કાણાં દેખાય છે. આ કાગળો ટકાઉ હોઈ તેને વ્યાપારી લોકો ચોપડા માટે પણ વાપરતા—વાપરે છે.

આધારે તેને કાપી લેવામાં આવતા હતા. એ કાગળો ખસી ન જાય એ માટે વાંસની ચીપોના કે લોઢાના ચીપિયા તેમાં ભરાવવામાં આવતા હતા. બીજી દરેક જાતના કાગળો માટે અત્યારનાં પેપરકટર મશીનો કામ આવી શકે છે, પણ કાશ્મીરી કાગળો અત્યંત સુંવાળા હોઈ અણધારીરીતે સહજમાં ખસી જાય છે અને તેથી ગમે તેવો હોશિયાર મશીન ચલાવનાર હોય તોપણ તે એ કાગળોને મોટે ભાગે આપણે ઇચ્છીએ તેમ વ્યવસ્થિતરીતે કાપી શકતો નથી, એટલે એ કાગળોને વ્યવસ્થિત કાપવા માટે ઉપરોક્ત રીત જ વધારે અનુકૂળ છે.

## ઘૂંટો

પુસ્તક લખવા માટેના બધા દેશી કાગળો, તેના ઉપર કલમ ઠીક ચાલે તેમજ શાહી એકસરખીરીતે ઊતરે એ માટે, કાગળ બનાવનાર કે વેચનારને ત્યાંથી ઘૂંટાઇને જ આવે છે. તેમ છતાં એ કાગળો ઘણો સમય સુધી પડી રહેતાં અથવા ચોમાસાની શરદી વગેરે લાગતાં તેનો ઘૂંટો આછો થઇ જાય છે—ઊતરી જાય છે. ઘૂંટો આછો થઇ ગયા પછી અક્ષરો ફૂટી જાય છે અથવા શાહી બરાબર ન ઊતરતાં એક ઠેકાણે ડગલો થઇ જાય છે, એટલે તેને ફરી ઘૂંટો ચડાવવો પડે છે. એ ઘૂંટો ચડાવવા માટે કાગળોને કે પાનાંને ફટકડીના પાણીમાં બોળી સૂકવ્યા પછી કાંઇક લીલા-સૂકા જેવા થાય ત્યારે તેને અકીકના, કસોટીના અગર કોઇ પણ જાતના ઘૂંટાથી કે કોડાથી ઘૂંટી લેવામાં આવે છે, જેથી અક્ષરો ફૂટી જવા આદિ થવું અટકી જાય છે. (જુઓ ચિત્ર નં. ૩માં આકૃતિ નં. ૧).

અત્યારના વિલાયતી તેમજ આપણા દેશમાં બનતા કેટલાક કાગળોનો માવો તેજાબ, સ્પિરિટ અગર તેવા કોઇ પણ જાતના ઉગ્ર પદાર્થમાં સાફ કરાતો હોવાથી તેનું સત્ત્વ પહેલેથી જ નષ્ટ થઇ જાય છે, એટલે એ બધા કાગળો આપણા દેશી કાગળોની જેમ દીર્ઘાયુષી ન હોવાથી તેનો ઉપયોગ પુસ્તક લખવા માટે કરાતો નથી. આપણે એવા અનેક જાતના કાગળોનો અનુભવ કરી ચૂક્યા છીએ, જે શરૂઆતમાં મજબૂત, ઊજળા તેમજ કોમળ દેખાવા છતાં થોડાં જ વર્ષો વીત્યા બાદ કાળા અને સહજ વળતાં તૂટી જાય તેવા નિઃસત્ત્વ થઈ જાય છે. જોકે આ દોષ આપણે દરેક જાતના વિલાયતી કાગળને નથી આપતા, તેમ છતાં એટલી વાત તો ખરી જ છે કે વિલાયતી કાગળો દેશી કાગળ જેટલા ટકાઉ ક્વચિત્ જ હોય છે.

## કપડું

પુસ્તક લખવા માટે અગર ચિત્રપટ-યંત્રપટ આદિ આલેખવા માટે કપડાને કામમાં લેવા પહેલાં એ કપડાની બંને બાજુએ તેનાં છિદ્રો પૂરાય તેમ એકસરખી રીતે ઘઉંની કે ચોખાની ખેળ લગાડી, તે સુકાઇ ગયા પછી તેને અકીક, કસોટી આદિના ઘૂંટા વડે ઘૂંટવાથી તે કપડું લખવા લાયક બને છે. પાટણના વખતજીની શેરીમાંના સંઘના જૈન ભંડારમાં કપડા ઉપર લખેલાં જે પુસ્તકો છે તે ખાદીના કપડાને એવડું ચોડી તેના ઉપર લખેલાં છે.

## ટિપ્પણાં

ટિપ્પણાં બનાવવા માટે કાગળના લીરા કરી, તેના છેડાઓને એક પછી એક ચોડીને લાંબા

ભૂંગળા જેવા બનાવવામાં આવે છે. કપડું એ સ્વાભાવિકરીતે લાંબા તાકા રૂપ હોય છે, એટલે તેનો જેવડો લાંબો-પહોળો લીરો જોઇએ તેવડો લઇને, તેને ઉપર કહ્યા પ્રમાણે ખેળ લગાડીને ભુંગળા-રૂપે બનાવવામાં આવે છે. આ ટિપ્પણાંઓનો ઉપયોગ શાસ્ત્રીય વિષયોના પ્રકીર્ણક વિસ્તૃત સંગ્રહો, બારવ્રતની ટીપ-યાદી, આચાર્યોને ચોમાસાની વિજ્ઞપ્તિ કે સાંવત્સરિક ક્ષમાપના કરવા માટેના વિજ્ઞપ્તિ-પટો તેમજ ચિત્રપટો આદિ લખવા માટે કરવામાં આવે છે.

## કાષ્ઠપટ્ટિકા

લેખનના સાધન તરીકે કાષ્ઠપટ્ટિકા—લાકડાની સાદી કે રંગીન પાટી—પણ વપરાતી હતી. જેમ જૂના જમાનામાં વ્યાપારી લોકો તેમના રોજિંદા કાચા નામા વગેરેને પાટી ઉપર લખી રાખતા હતા તેમ આપણા ગ્રંથકારો ગ્રંથરચના કરતી વખતે પોતાના ગ્રંથના કાચા ખરડાઓ લાકડાની પાટી ઉપર કરતા હતા[46] અને બરાબર નક્કી થયા પછી તે ઉપરથી પાકી નકલો ઉતારવામાં આવતી હતી.

કાષ્ઠપટ્ટિકાઓનો રથાયી ચિત્રપટ્ટકો કે મંત્ર-યંત્રપટો ચિતરવા માટે ઉપયોગ થતો હતો. એ સિવાય પાંચ કક્કા (જુઓ ચિત્ર નં. ૯-૧૦) ચીતરેલી જૂની કાષ્ઠપટ્ટિકાઓ પણ જોવામાં આવે છે.

### (૨) જે વડે લિપિ લખી શકાય તે—લેખણ, જુજવળ આદિ

'જે વડે લિપિ લખી શકાય' એ જાતનાં સાધનોમાં સોઇયો, બરૂની લેખણ, જુજવળ, ઓળિયું વગેરેનો સમાવેશ થાય છે.

કર્ણાટક, સિંહલ, બ્રહ્મદેશ આદિ દેશોમાં જ્યાં તાડપત્ર ઉપર કોતરીને પુસ્તકો લખવામાં આવે છે ત્યાં લખવાના સાધન તરીકે અણીદાર સોઇયાની જરૂરત હોય છે; પરંતુ મુખ્યતયા બ્રાહ્મી-દેવનાગરી લિપિમાં લખાએલાં જૈન પુસ્તકો માટે, એ લિપિનો મરોડ જુદા પ્રકારનો હોઈ તેને સોઇયાથી કોતરીને લખવી શક્ય ન હોવાથી, જૈન સંસ્કૃતિએ લખવાના સાધન તરીકે ઉપરોક્ત સોઇયાથી અતિરિક્ત બરૂની લેખણો પસંદ કરી છે; અને લીટીઓ દોરવા માટે તેણે જુજવળ, ઓળિયું, કાંબી-આંકણી વગેરે સાધનો ઊભાં કર્યાં છે. કેટલાક મંત્ર, તંત્ર, યંત્ર આદિ લખવા માટે સોના-ચાંદીની કે દર્ભ વગેરેની કલમો પણ કામમાં લેવામાં આવે છે.

## લેખણ માટે બરૂ અને તેની પરીક્ષા

'બરૂ' શબ્દ આપણામાં મોગલો સાથેના સહવાસને કારણે પેઠો છે. આપણે ત્યાં એને કાંઠું-કાંઠા[47] તરીકે ઓળખવામાં આવે છે. લેખણો માટે અનેક જાતનાં બરૂઓ પસંદ કરવામાં

---

૪૬ पट्टिकातोऽलिखच्चेमां, सर्वदेवाभिधो गणिः । आत्मकर्मक्षयायाथ, परोपकृतिहेतवे ॥ १४ ॥

उत्तराध्ययनटीका नेमिचन्द्रीया (रचना संवत् ११२९)

ખોતાનના પ્રદેશમાંથી ખરોષ્ઠી લિપિમાં લખાએલી કેટલીક પ્રાચીન કાષ્ઠપટ્ટિકાઓ મળી આવી છે.

૪૭ સંવત ૧૫૯૦માં લખાએલી કલ્પસૂત્રની પ્રતિના અંતમાં પુસ્તકને લગતાં કેટલાંક ઉપકરણો—સાધનો—નાં નામો છે તેમાં 'કાંઠા'નું નામ મળે છેઃ 'બાલુટ ૧, પાટીઉં ૨, પાટલું ૩, કલ્પહઉં ૪, ચલોટઉં ૫, મુહપતી ૬, ઠવણી ૭, ઝલમલ ૮, વીટાંગણું ૯, કલ્પ ૧૦, પુંઠાં ૧૧, કાંબી ૧૨, કુંપલું ૧૩, તુકારવાલી ૧૪, કાંઠું ૧૫, દોરૂ ૧૬, ઇતિ નંગસંખ્યા.'

આવ્યાં છે. જેવાંકે ધોળાં બરૂ, [૪૮]કાળાં બરૂ, વાંસની જાતનાં બરૂ, તજીઆં બરૂ વગેરે. તજીઆં બરૂ તજની માફક પોલાં હોવાથી 'તજીઆં બરૂ' એ નામથી ઓળખાય છે. આ બરૂ, જાતે સહજ બરડ હોય છે એટલે તેની બનાવેલી લેખણને અથડાતાં કે કપડામાં ભરાઇ જતાં એકાએક તૂટી જવાનો ભય રહે છે, તેમ છતાં જો તેને સાચવીને વાપરવામાં આવે તો તેમાં બીજાં બધા બરૂ કરતાં ખાસ વિશેષતા એ છે કે તેની લેખણથી ગમે તેટલું લખવામાં આવે તો પણ તેની અણીમાં કૂચો પડતો નથી. કાળાં બરૂની કલમો વધારે મજબૂત, સરસ અને એકાએક તેની અણીમાં કૂચો ન પડે તેવી જ થાય છે. વાંસનાં બરૂ અને ધોળાં બરૂ પણ એકંદર ઠીક જ હોય છે. ખાસ કરી કાળાં બરૂ અને વાંસની જાતનાં બરૂની લેખણોનો ઉપયોગ વધારે અનુકૂળ રહે છે અને એ જ વપરાય છે. જે બરૂઓને મજબૂત પત્થરીઆ કે ઇંટ-ચૂનાની જમીન ઉપર રૂપીઆની જેમ ખખડાવતાં તેમાંથી તાંબા જેવો અવાજ નીકળે તો તે બરૂ લખવા લાયક અને સારાં સમજવાં; જેમાંથી બોદો અવાજ નીકળે એ બરૂ કાચાં, ફાટી ગએલાં અથવા સડી ગએલાં જાણવાં. આવાં બરૂ લખવા માટે નિરુપયોગી તેમજ અપલક્ષણાં પણ મનાય છે.

## લેખણ

ઉપર જણાવેલ બરૂઓને છોલી, જેવા નાના-મોટા અક્ષરો લખવા હોય તે પ્રમાણે તેની અણીને ઝીણી કે જાડી બનાવવામાં આવે છે અને લખનારના હાથના વળાક અને કલમ પકડવાની ટેવ મુજબ તેની અણી ઉપર સીધો કે વાંકો કાપ મૂકવામાં આવે છે.

## શાહીના અટકાવ આદિ માટે

કેટલીકવાર, લેખણનો વચલો કાપ બરાબર છૂટો ન પડતો હોય, અથવા શાહીમાં પાણી જોઇએ તે કરતાં ઓછું હોઈ શાહી જાડી થઇ ગઇ હોય ઈત્યાદિ કારણોને લીધે લેખણથી લખાતું ન હોય કે શાહી બરાબર ઊતરતી ન હોય તો તેના વચ્ચેના ઊભા કાપને પહોળો કરી તેમાં માથાનો વાળ ભરાવવામાં આવે તો તે લેખણથી બરાબર લખાવા લાગે છે. જો લેખણનો વચલો કાપ જોઇએ તે કરતાં વધારે ફાટી ગયો હોય અને તેથી લખવામાં શાહી વધારેપડતી ઊતરી આવતી હોય તો તેમજ લેખણ ઉપર શાહી વધારે ઝીલાઇ રહેતી ન હોય તો તેના મોઢા ઉપર દોરો બાંધવામાં આવે છે, જેથી શાહી વધારે ઊતરતી નથી અને એક વાર બોળેલી કલમમાં શાહી ઝીલાઈ રહીને વધારે વાર સુધી લખી શકાય છે.

## લેખણના ગુણદોષ

પ્રાચીન તાડપત્રીય પ્રકરણપોથીમાં લેખણના ગુણદોષની પરીક્ષાને લગતા નીચેના પ્રકરણ-

---

'પૂરવલિખિત લખે સવિ લેઈ, મિસી'કાગળ ને કાઠો; ભાવ અપૂરવ કહે તે પંડિત, બહુ બોલે તે બાંઠો ૬'

શ્રીયશોવિજયજીકૃત શ્રીપાલરાસ ખંડ ૪ ઢાલ ૧૩

૪૮ આ બરૂ સામાન્ય રીતે 'કાળાં બરૂ' તરીકે ઓળખાય છે, પરંતુ ખરૂં જોતાં એનો રંગ તપખીરી છે; અર્થાત્ નથી એ લાલ કે નથી કાળાં

ત્મક શ્લોકો મળે છે, જેમાં કલમનો વર્ણ અને જાતિ, તે વડે કેમ રાખીને લખવું, લેખણમાં ગાંઠ હોય કે નહિ, લેખણ કેવડી લાંબીટૂંકી હોવી જોઇએ અને એ બધાયને લક્ષીને લાભ-હાનિ શી, એનું વર્ણન છે. એ બધા ય શ્લોકો અને તેની સાથે સરખામણી ધરાવતા બીજા શ્લોકો અને દુહા અહીં આપીએ છીએ.

'ब्राह्मणी[४९] श्वेतवर्णा च, रक्तवर्णा च क्षत्रिणी । वैश्यवी पीतवर्णा च, असुरी श्यामलेखिनी ॥ १ ॥
श्वेते सुखं विजानीयात्, रक्ते दरिद्रता भवेत् । पीते च पुष्कला लक्ष्मीः, असुरी क्षयकारिणी ॥ २ ॥
चित्ताग्रे हरते पुत्रमधोमुखी हरते धनम् । वामे च हरते विद्यां, दक्षिणा लेखिनी लिखेत् ॥ ३ ॥
अग्रग्रन्थिर्हरेदायुर्मध्यग्रन्थिर्हरेद्धनम् । पृष्ठग्रन्थिर्हरेत् सर्वं, निर्ग्रन्थिर्लेखिनी लिखेत् ॥ ४ ॥
नवाङ्गुलमिता श्रेष्ठा, अष्टौ वा यदि वाऽधिका । लेखिनी लेखयेन्नित्यं, धनधान्यसमागमः ॥ ५ ॥
इति लेखिनीविचारः ॥'

'अष्टाङ्गुलप्रमाणेन, लेखिनी सुखदायिनी । हीनाय हीनकर्म स्यादधिकस्याधिकं फलम् ॥ १ ॥'

'आद्यग्रन्थिर्हरेदायुर्मध्यग्रन्थिर्हरेद्धनम् । अन्त्यग्रन्थिर्हरेत् सौख्यं, निर्ग्रन्थिर्लेखिनी शुभा ॥ १ ॥'

'માથે ગ્રંથી મત(મતિ)હરે,બીચ ગ્રંથી ધન ખાય; ચાર તસુની લેખણે,લખનારો કટ જાય.૧.'

એ શ્લોકોનો ટૂંક સાર આ પ્રમાણે છે: ધોળા, લાલ, પીળા અને કાળા રંગની કલમો અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને અસુર-શૂદ્ર જાતિની ગણાય છે. આનો ઉપયોગ કરનારને અનુક્રમે સુખ, દરિદ્રતા, ધનનો લાભ અને ધનનો નાશ થાય છે. કલમને ચતી રાખી લખવાથી પુત્રનો નાશ થાય છે, ઊંધી રાખી લખવાથી ધનનો નાશ થાય છે, ડાબી બાજુએ રાખી લખવાથી વિદ્યાનો નાશ થાય છે; માટે કલમને જમણી બાજુએ રાખી લખવું. ગાંઠવાળી કલમની ગાંઠ કલમના મોં પાસે આવે તો તેથી લખનારની જિંદગી ટૂંકાય છે, વચમાં આવે તો લેખકના ધનનો નાશ થાય છે અને પાછળના ભાગમાં આવે તો લેખકનો સર્વનાશ થાય છે; માટે ગાંઠ વગરની નિર્દોષ કલમથી લખવું. કલમ નવ આંગળ લાંબી હોય તો સારી, છેવટે આઠ આંગળની અને નવ આંગળ કરતાં જેટલી મોટી મળે તેનાથી લખવું, જેથી ધન-ધાન્યની વૃદ્ધિ થતી રહે. આઠ આંગળથી નાની કલમથી તો ક્યારે પણ ન જ લખવું.

## વતરણાં

લખવાના સાધનને જેમ 'લેખણ' કહેવામાં આવે છે તેમ તેનું 'વતરણું' કે 'કલમ' એ નામ પણ કહેવામાં આવે છે. 'કલમ' શબ્દ મોગલ જમાનાનો છે એ ખુલ્લી વાત છે. 'વતરણું' શબ્દ સં० अवतरण ઉપરથી જન્મ્યો હોય એમ વધારે સંભવ છે. જેનાથી લખવા માટે અવતરણ-પ્રારંભ થઇ શકે તે અવતરણ અથવા વતરણ-વતરણું; અર્થાત્ પાટી ઉપર ધૂળ નાખીને અક્ષર ઘૂંટવાનું

---

૪૯ આ શ્લોકોમાં વર્ણવેલ વર્ણ, લાભ-હાનિ, માપ વગેરેની ઘટના માટે ભારતીય પ્રજાનો શો સંકેત અને અપેક્ષા હશે તેમજ એ પરિસ્થિતિ, કારણ વગેરે આજે જેમનાં તેમ છે કે તેમાં ફેરફાર થયો છે એ માટે અમે કશું જ કહી શકતા નથી.

સાધન. છેવટે આ શબ્દ લખવાના દરેક સાધનના અર્થમાં રૂઢ થઇ ગયો છે. લલિતવિસ્તરના લિપિશાલા-સંદર્શન પરિવર્ત્તમાં આવતા 'વર્ણુતિરક' શબ્દને જોયા પછી કેટલાક એમ પણ માની લે છે કે આ વર્ણુતિરક શબ્દ ઉપરથી વતરણું શબ્દ ઉત્પન્ન થયો હોય.

## જુજવળ

પાના ઉપર અથવા યંત્રપટ આદિમાં લીટીઓ દોરવા માટે કલમનો ઉપયોગ કરવામાં આવે તો તેની અણીનો થોડી વારમાં જ કૂચો વળી જાય, એટલે લીટીઓ દોરવા માટે 'જુજવળ'નો ઉપયોગ કરાતો. આ જુજ્વળ લોઢાનું બને છે. એનું આગળનું મોઢું ચીપિયાની જેમ બે પાંખિયાં વાળીને બનાવેલું હોવાથી એનું નામ યુજવળ, જુજ્વળ અથવા જુજબળ કહેવામાં આવે છે. (જુઓ ચિત્ર નં ૩માં આકૃતિ નં. ૩) યુજ્વળ આદિ નામો સં. युगवल શબ્દ ઉપરથી વિકૃત થઇને બનવાનો સંભવ વધારે છે. આને શાહીમાં બોળી તે વડે, પાનાની બંને બાજુએ બૅાર્ડર માટે તેમજ યંત્રપટાદિમાં ખાનાં પાડવા માટે લીટીઓ દોરવામાં આવે છે. આ જુજ્વળ અત્યારે પણ મારવાડમાં બને છે. એનો ઉપયોગ આજ સુધી લહિયાઓ કરતા; પરંતુ ચાલુ વીસમી સદીમાં એનું સ્થાન મુખ્યત્વે કરીને હોલ્ડર અને સ્ટીલોએ લીધું છે.

## પ્રાકાર

ચિત્રપટ, યંત્રપટ કે પુસ્તક આદિમાં ગોળ આકૃતિઓ દોરવા માટે લોઢાના પ્રાકારો બનતા હતા. આ પ્રાકારો, જે જાતની નાનીમોટી ગોળ આકૃતિ બનાવવાની હોય તે પ્રમાણે નાનામોટા બનાવવામાં આવતા અને અત્યારે પણ એ મારવાડ વગેરેમાં બને છે. આજકાલ આને બદલે વિલાયતી કંપાસથી કામ લેવાય છે, તેમ છતાં મોટી ગોળ આકૃતિ કાઢવી હોય ત્યારે આ દેશી પ્રાકાર જેવા સાધનને શોધવા જવું પડે છે. આનું મોઢું પણ જુજ્વળની જેમ તેમાં શાહી ઝીલાઇ રહે તે માટે ચીપિયાની પેઠે વાળેલું હોય છે. (જુઓ ચિત્ર નં. ૩માં આકૃતિ નં. ૪) આ સાધનથી, પ્રાકાર–કિલ્લા—ના જેવી ગોળ આકૃતિ કાઢી શકાતી હોવાથી એનું નામ 'પ્રાકાર' પડયું હોય એમ લાગે છે. કિલ્લાઓની રચના એકંદરે ગોળપડતી જ હોય છે.

## ઓળિયું–તેની બનાવટ અને ઉત્પત્તિ

અત્યારે આપણી સમક્ષ જે પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો વિદ્યમાન છે તેમાં એકધારૂં સીધી લીટીમાં લખાએલું લખાણ જોતાં ઘણાખરાઓને એમ થાય છે કે આ લખાણ સીધી લીટીમાં શી રીતે લખાતું હશે? એ શંકાનો ઉત્તર આ સાધન–ઓળિયું આપે છે. ઓળિયાને મારવાડી લહિયાઓ 'ક્ષંટિયું' એ નામથી ઓળખે છે, પણ એનો વાસ્તવિક વ્યુત્પત્યર્થ શો છે એ સમજાતું નથી. આનું પ્રાચીન નામ 'ઓળિયું' જ મળે છે. 'ઓળિયું' શબ્દ સં. आलि—प्रा. ओली અને ગૂ. શબ્દ 'ઓળ' ઉપરથી બન્યો છે. ઓળો–લીટીઓ પાડવાનું સાધન તે 'ઓળિયું'.

આ ઓળિયું, લાકડાની પાટી ઉપર કે સારા મજબૂત પૂઠા ઉપર જેવા નાનામોટા અક્ષરો

લખવા હોય તે પ્રમાણમાં સમાન્તરે કાણાં પાડી, એ કાણાંમાં જાડો રીલનો અથવા સામાન્ય જાડો માણિયો દોરો પરોવવાથી બને છે. દોરા પરોવ્યા પછી તે આમતેમ ખસે નહિ માટે તેના ઉપર ચોખાની અથવા આંબલીના કચૂકાની પાતળી ખેળ કે રોગાનમિશ્રિત રંગ આદિ લગાવવામાં આવે છે.

ઉપર કહ્યા પ્રમાણે તૈયાર કરેલા ઓળિયા ઉપર પાનાને મૂકી આંગળીથી સફાઇપૂર્વક એકેએક દાબ દેવાથી પાના ઉપર લીટીઓ ઊઠે છે. તે પછી બીજી વાર એ પાનાને ઉલટાવીને તેની બીજી બાજુ, પહેલાંની લીટીઓના મધ્યમાં આવે તેમ, પાનું ખસે નહિ તેવી સફાઇથી, બીજી વાર લીટીઓ દોરવી. આ રીતે બેવડી લીટીઓ દોરાઇ ગયા પછી એક બાજુ નમી ગએલા ભાગ ઉપર ઉપસેલા ભાગની છાયા પડતાં એક લીટી કાળાશપડતી અને એક ધોળી એમ બે જાતની લીટીઓ દેખાશે. આ, લીટીઓ ચીરીને અથવા પાનાને ઉલટાવીને બેવડી લીટીઓ દોરવાની પ્રથા ઘણી જ અર્વાચીન છે. પ્રાચીન રીતિ તો એકવડી લીટીઓ દોરીને જ લખવાની હતી. બેવડી લીટીઓ દોરાઈ તૈયાર થએલા પાના ઉપર એકએક લીટી છોડીને લખવામાં આવે છે. વચમાં ખાલી મૂકાતી લીટીમાં ઉપરની લીટીના હ્રસ્વ-દીર્ઘ ઉકાર-ઋકાર (ु ू ृ) વગેરે અને નીચેની લીટીના હ્રસ્વ-દીર્ઘ ઇકાર, (ि ी) માત્રા, રેફ વગેરેનાં પાંખડાંઓ લખવામાં આવે છે. એકવડી લીટી દોરેલા પાનાની લીટીઓના ઉપર-નીચેના ભાગમાં ઇકાર, ઉકાર, ઋકાર, રેફ વગેરે લખવા માટે સફાઈપૂર્વક જગ્યા મૂકી લખવામાં આવતું. પુસ્તક લખાઇ ગયા પછી પાનાં દબાણમાં આવતાં તેમાં કોઇ પણ જાતના આંકા વગેરે ન રહેતાં તે મૂળ સ્થિતિમાં આવી જાય છે.

તાડપત્રીય પુસ્તકલેખનના જમાનામાં ઘણાખરા લેખકો પોતાની લેખનકળાવિષયક કુશળતાને બળે જ સીધી લીટીઓ લખતા હતા અને કેટલાક લેખકો પાનાને મથાળે પહેલી એક લીટી દોરી તેને આધારે સીધું લખાણ લખતા હતા. આ સિવાય તેઓ બીજા કોઇ સાધનને કામમાં લેતા હોય તેમ જણાતું નથી અને સંભવ પણ નથી. આ જ પ્રમાણે કેટલાક લેખકો કાગળનાં પુસ્તકો પણ પાનાને મથાળે એક લીટી દોરીને લખતા હતા; પરંતુ કાગળના જમાનામાં તેને સળ કે વળ પડે તેમ છતાં કોઇ પણ જાતના ભય જેવું ન હોવાને લીધે સુગમતા ખાતર ઓળિયાનું સાધન શોધી કાઢવામાં આવ્યું. આ ઓળિયાનો આદ્ય શોધક કોણ હશે એ કહેવું કે કલ્પવું શક્ય નથી, પરંતુ એને લગતો ઉલ્લેખ,[૫૦] અમારા વૃદ્ધ ગુરુદેવ પૂજ્યપાદ પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના ગ્રંથસંગ્રહમાંની વિ૦ સં૦ ૧૪૬૬માં લખાએલી 'શ્રાવકાતિચાર'[૫૧]ની પ્રતમાં મળે છે, એ જોતાં ઓળિયું એ પાંચછ સૈકા પહેલાનું પ્રાચીન સાધન છે.

### કંબિકા

તાડપત્રીય પુસ્તકો પહોળાઇમાં ટૂંકાં હોઈ તેના ઉપર કાંઇ પણ આધાર લીધા સિવાય કલમથી અથવા ગમે તે ચીજથી લખાણની આસપાસ બૉર્ડર રૂપે લીટીઓ દોરવી એ અશક્ય

---

૫૦ 'જ્ઞાનોપગરણ પાટી, પોથી, ઠમણી, કમળી, સાંપુડા-સાંપુડી, દસ્તરી, વહી ઓલિયાં પ્રતિ પગ લાગું, થુંકુ લાગઉ' ઇત્યાદિ.

૫૧ આ 'શ્રાવકાતિચાર' શ્રીમાન જિનવિજયજી સંપાદિત प्राचीन गूजराती गद्यसंदर्भमां પત્ર ૬૦થી૬૬ સુધીમાં છપાઇ ગએલ છે.

કે મુશ્કેલ નહોતું; પણ કાગળ ઉપર પુસ્તકો લખાવાની શરૂઆત થયા પછી તેની પહોળાઈ વધારે પ્રમાણમાં હોઈ તેના લખાણની આસપાસ તેમજ મોટા યંત્રપંત્રાદિમાં કશા આધાર વિના સીધી લીટીઓ દોરવી અશક્ય થાય, એ માટે કંબિકા–આંકણી જેવું સાધન પસંદ કરવામાં આવ્યું છે. આ આંકણી અત્યારના રૂલની જેમ ગોળ ન હોતાં ચપટી હોય છે, એટલે લીટીઓ દોરવા માટે તેને પાના ઉપર મૂક્યા પછી તે એકાએક ક્યારે ય ખસી જતી નથી. એની બંને ધારો પર ખાંચો પાડવામાં આવે છે, જેથી તેનો આગલો ભાગ પાનાથી અદ્ધર રહેતો હોઇ લીટીઓ દોરતાં પાના ઉપર શાહીના ડાઘ ન પડે. (જુઓ ચિત્ર નં. ૨માં આકૃતિ નં. ૨) આનું નામ કંબિકા અથવા કાંબી છે. કાંબી એટલે વાંસની ચીપ. આ કાંબી વાંસની ચીપના જેવી હોઈ એનું નામ 'કંબિકા' અથવા 'કાંબી' કહેવાતું હશે એમ લાગે છે.

### (૭) લિપિરૂપે દેખાવ દેનાર—શાહીઓ અને રંગો

'લિપિરૂપે દેખાવ દેનાર' સાધનમાં પુસ્તક લખવા માટેની અનેક જાતની મષીઓનો–શાહીઓનો અને રંગોનો સમાવેશ થાય છે. આપણી નજર સામેના જ્ઞાનભંડારોનું નિરીક્ષણ કરતાં જાણી શકાય છે કે પુસ્તક લખવા માટે કાળી, સોનાની, ચાંદીની અને લાલ એમ અનેક જાતની શાહીઓ વાપરવામાં આવી છે, તેમ છતાં સોના-ચાંદીની શાહીથી લખવું મુશ્કેલીભર્યું તેમજ ખરચાળ હોઈ લખવા માટે કાળી શાહી જ વધારે અનુકૂળ છે. લાલ શાહીનું લખાણ વાંચવા માટે આંખને માફક ન હોવાથી, આગળ જણાવવામાં આવશે તેમ, તેનો ઉપયોગ ખાસ વિશેષ સ્થળ કે અધિકાર પ્રકરણની સમાપ્તિ-દર્શક પુષ્પિકા વગેરે લખવા માટે જ કરવામાં આવતો–આવે છે, તેમજ પાનાની બે બાજુએ બૉર્ડરની જેમ લીટીઓ દોરવા માટે કે યંત્રપટ આદિમાં ગોળ આકૃતિ, લીટીઓ વગેરે દોરવા માટે થયો છે–થાય છે. સોનેરી અને રૂપેરી શાહીઓ પુસ્તકો લખવા માટે ઘણી જ વાપરવામાં આવી છે, પણ તે કાળી શાહી કરતાં બહુ જ ઓછા પ્રમાણમાં; કારણકે સોનેરી–રૂપેરી શાહીનું લખાણ પણ વાંચવામાં એકંદરરીતે આંખને માફક નથી, તેમજ એના લખાણમાં રહી ગએલી અશુદ્ધિઓ સુધારવી અશક્ય હોવા ઉપરાંત, અમે ઉપર એકવાર કહી આવ્યા તેમ, એ શાહીઓથી લખવું મુશ્કેલીભર્યું અને ખરચાળ પણ છે. આ જ કારણથી સોના-ચાંદીની શાહીથી કેવળ મુખ્યત્વે કરીને અમુક પવિત્ર મનાતા ધર્મગ્રંથો લખાતા. ગૂર્જરેશ્વર મહારાજ શ્રીકુમારપાલદેવે પોતાના માન્ય ગુરુ આચાર્ય શ્રીહેમચંદ્રની કૃતિઓ લખાવી હતી તેમ કોઇ ધનાઢ્ય ગૃહસ્થ આદિને માન્ય તે તે આચાર્યોના રચેલા ગ્રંથો, સ્તોત્રો આદિ કેવળ લખવામાં આવતા, અને તે પણ ખાસ લક્ષ્મીથી પહોંચતા ધનાઢ્યો જ લખાવતા હતા. આ પુસ્તકો બહુમૂલાં હોઈ વાંચવા—ભણવા માટે નથી હોતાં, પણ માત્ર પવિત્ર માન્ય ધર્મગ્રંથો તરીકે દૂરથી બે હાથ જોડી દર્શન કરવા માટે જ હોય છે.

આ બધી વાત પુસ્તક લખવાની શાહીઓ માટે કરી. પુસ્તકના ચિત્રકામ માટે ઉપયોગી અનેક જાતના રંગો એકબીજા રંગના મિશ્રણથી તેમજ જુદાજુદા પદાર્થોમાંથી તૈયાર કરવામાં આવતા હતા. એ રંગો તદ્દન સાદા અને સ્વાભાવિક હોઈ સેંકડો વર્ષ વહી જવા છતાં જેવા ને તેવા સતેજ તેમજ ટકાઉ રહેતા, જે અત્યારે પણ આપણે પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાંનાં ચિત્રોમાં જોઇ

શકીએ છીએ.

શાહી અને રંગોને માટે આટલું કહ્યા પછી શાહીઓ કેમ બનાવવામાં આવતી, અત્યારે એ શાહીઓ કેમ બનાવવામાં આવે છે, પુસ્તક લખવા માટે કઈ શાહી વાપરવી ઉચિત છે એને લગતા પ્રાચીન ઉલ્લેખો અને અમારો અનુભવ અહીં આપીએ છીએ.

## કાળી શાહી

તાડપત્ર અને કાગળ-કપડા ઉપર લખવા માટેની કાળી શાહીઓ અને તેની બનાવટ જુદા-જુદા પ્રકારની છે. તાડપત્ર એ એક રીતે કાષ્ઠની જાતિ છે, જ્યારે કાગળ અને કપડું એ એના કરતાં વિલક્ષણ વસ્તુ છે; એટલે એના ઉપર લખવાની શાહીઓ પણ જુદાજુદા પ્રકારની છે. સૌ પહેલાં તાડપત્ર ઉપર લખવાની કાળી શાહીની બનાવટને લગતા લગભગ ત્રણસો-ચારસો વર્ષ પહેલાંના ઉલ્લેખો આપીએ; અને તે પછી અનુક્રમે બીજી શાહીઓને લગતા ઉલ્લેખોની નોંધ કરીશું.

## તાડપત્ર ઉપર લખવાની કાળી શાહી

આજકાલ તાડપત્ર ઉપર લખવાનો રિવાજ રહ્યો નથી, એટલે તેની શાહીની બનાવટને લગતું સ્પષ્ટ વિધાન કે અનુભવ કોઇને ય નથી. તેમ છતાં તેની બનાવટને અંગે જુદાજુદા પ્રકારની જે સ્પષ્ટ કે અસ્પષ્ટ પ્રાચીન નોંધો મળે છે તેનો ઉતારો અને શક્ય સ્પષ્ટીકરણ અહીં આપીએ:

પ્રથમ પ્રકારઃ

'सहवर-भृङ्ग-त्रिफलाः, कासीसं लोहमेव नीली च।
समकज्जल-बोलयुता, भवति मषी ताडपत्राणाम् ॥

व्याख्या—सहवरेति कांटासेहरीओ (धमासो)। भृङ्गेति भांगुरओ। त्रिफला प्रसिद्धैव। कासीसमिति कसीसम्, येन काष्ठादि रज्यते। लोहमिति लोहचूर्णम्। नीलीति गलीनिष्पादको वृक्षः तद्रसः। रसं विना सर्वेषामुत्कल्य क्वाथः क्रियते, स च रसोऽपि समवर्तितकज्जल-बोलयोर्मध्ये निक्षिप्यते, ततस्ताडपत्रमषी भवतीति ॥'

આમાં એમ કહેવામાં આવ્યું છે કે 'કાંટાસેરીઓ (ધમાસો), જળભાંગરાનો રસ, ત્રિફળાં, કસીસું અને લોઢાનું ચૂર્ણ આ બધી વસ્તુઓને ઉકાળીને ક્વાથ બનાવવો. આ ક્વાથ અને ગળીના રસને સરખા માપે એકઠા કરેલા કાજળ અને બીજાબોળમાં નાખવાથી તાડપત્ર ઉપર લખવાની મષી તૈયાર થાય છે.'

આ ઉલ્લેખમાં દરેક વસ્તુનું પ્રમાણ કેટલું એ જણાવ્યું નથી, તેમજ બધી વસ્તુઓને મેળવ્યા પછી તેનું શું કરવું એ પણ લખ્યું નથી; તેમ છતાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ઉપરોક્ત વસ્તુઓને તાંબાની કડાઇમાં નાખી એ બધી એકરસ થાય તેમ ખૂબ ઘૂંટવી જોઇએ.

બીજો–ત્રીજો પ્રકારઃ

'कज्जल पा(पो?)इण बोलं, भूमिलया पारदस्स लेसं च।
उसिणजलेण विघसिया, वडिया काऊण कुट्टिज्जा ॥१॥

तत्तजलेण य पुणओ, घोलिज्जंती दढं मसी होइ।
तेण विलिहिया पत्ता, वच्चइ रयणीइ दिवसु व्व ॥ २ ॥'

'कोरडए वि सरावे, अंगुलिआ कोरडम्मि कज्जलए।
मद्दह सरावलग्गं, जावं चिय चि[क्क]गं मुअइ ॥ ३ ॥
पिचुमंदगुंदलेसं, खायरगुंदं व बीयजलमिस्सं।
भिज्जवि तोएण दढं, मद्दह जा तं जलं सुसइ ॥ ४ ॥
इति ताडपत्रमष्यान्नायः ॥'

આ આર્યાઓનો જે પ્રાચીન પાના ઉપરથી ઉતારો કરવામાં આવ્યો છે તેમાં આંકડાઓ સળંગ છે. પરંતુ તેનો અર્થ જોતાં પ્રથમની બે આર્યાઓ એ એક પ્રકાર છે અને પાછળની બે આર્યાઓ એ બીજો પ્રકાર છે. આર્યાઓનો અર્થ નીચે પ્રમાણે જણાય છે:

'કાજળ, પોયણ, બોળ-બીજાબોળ (બીજું નામ હીરાબોળ), ભૂમિલતા એટલે જળભાંગરો(?) અને થોડો પારો [આ બધી વસ્તુઓને] ખદખદતા પાણીમાં [મેળવી, તાંબાની કઢાઇમાં નાખી સાત દિવસ સુધી અથવા બરાબર એક રસ થાય ત્યાંસુધી] ઘૂંટવી; [અને] તેની [સૂકી] વડીઓ કરી કૂટી રાખવી.—૧. [જ્યારે શાહીનું કામ પડે ત્યારે તે ભૂકાને] ફરી ગરમ પાણીમાં ખૂબ મસળવાથી મષી-શાહી બને છે. એ શાહીથી લખેલાં પાનાંઓને (અક્ષરોને) રાત્રિમાં [પણ] દિવસની માફક વાંચો-વાંચી શકાય છે.—૨.'

'કોરા કાજળને કોરા માટીના શરાવલામાં નાખી જ્યાંસુધી તેની ચિકાશ મૂકાય-દૂર થાય ત્યાંસુધી આંગળીઓ શરાવલામાં લાગે તે રીતે તેનું મર્દન કરવું.[52] (આમ કરવાથી કાજળમાંની ચિકાશને શરાવલું ચૂસી લે છે.)—૩. [કાજળને અને] લીંબડાના કે ખેરના ગુંદરને બીઆજલમાં-બીઆરસમાં[53] ભીંજવી ઉપર જણાવ્યા પ્રમાણે ખૂબ ઘૂંટવાં.(પછી વડીઓ કરી સૂકવવી આદિ ઉપર મુજબ જાણવું.)—૪.'

ચોથો પ્રકાર:

'मिषीनो श्लोक
निर्यासात् पिचुमन्दजाद् द्विगुणितो बोलस्ततः कज्जलं,
संजातं तिलतैलतो हुतवहे तीव्रातपे मर्दितम्।

---

૫૨ કાજળમાં ગૌમૂત્ર નાખી તેને આખી રાત ભીંજવી રાખવું એ પણ કાજળની ચિકાશને નાબૂદ કરવાનો એક પ્રકાર છે. ગૌમૂત્ર તેટલું જ નાખવું જેટલાથી કાજળ ભીંજાય. શરાવલામાં મર્દન કરી કાજળની ચિકાશને દૂર કરવાના પ્રકાર કરતાં આ પ્રકાર વધારે સારો છે, કારણકે આથી શરીર, કપડાં વગેરે બગડવાનો ભય બીલકુલ રહેતો નથી. જો શાહીમાં લાક્ષારસ નાખવાનો હોય તો આ ગૌમૂત્રનો પ્રયોગ નકામો જાણવો; કેમકે ગૌમૂત્ર ક્ષારરૂપ હોઈ લાક્ષારસને ફાડી નાખે છે.

૫૩ બીઆરસનું વિધાન—બીઆ નામની વનસ્પતિ થાય છે. તેના લાકડાની છોતરાંને ભૂકો કરી પાણીમાં ઉકાળવાથી જે પાણી થાય તે 'બીઆરસ' જાણવો. આ રસને શાહીમાં નાખવાથી તેની કાળાશમાં એકદમ ઉમેરો થાય છે. પણ ધ્યાનમાં રાખવું કે જો એ રસ પ્રમાણ કરતાં વધારે પડી જાય તો શાહી તદ્દન નકામી થઇ જાય છે; કારણકે તેનો સ્વભાવ શુષ્ક હોઈ તે, શાહીમાં નાખેલ ગુંદરની ચિકાશને ખાઇ જાય છે એટલે એ શાહીથી લખેલું લખાણ સૂકાયા બાદ તરત જ ખારી રૂપ થઇને ઉખડી જાય છે.

માટે પ્રથમ પ્રકાર સર્વોત્તમ, આદરણીય તેમજ સુખસાધ્ય પણ છે. એ પ્રકારમાં જણાવ્યા મુજબ શાહીમાં ભાંગરાનો રસ નાખવાથી એ શાહી 'અક્ષરે અક્ષરે દીવા બળે' જેવી ચમકીલી અને ઘેરી થાય છે એ વાત તદ્દન જ ખરી છે, પણ તે સાથે એ પણ એટલું જ ખરૂં છે કે ભાંગરાના પ્રતાપે કાગળો કાળા પડવા સાથે લાંબે ગાળે જીર્ણ પણ થઇ જાય છે. અલબત્ત લાખ, કાથો કે હીરાકસીની જેમ એની તાત્કાલિક કે તીવ્ર અસર નથી થતી, તેમ છતાં અમારો અનુભવ અને ખ્યાલ છે ત્યાંસુધી ભાંગરાનો રસ પડેલી શાહી કાગળના પુસ્તકને ચારપાંચ સૈકાથી વધારે જીવવા દેતી નથી; એટલે કાગળના પુસ્તક માટે શાહીના ચળકાટનો મોહ મૂકી કાજળ, બીજાબોળ અને ગુંદર એ ત્રણના મિશ્રણથી બનેલી શાહી વાપરવી વધારે સલામતીભરી છે.

કાજળ અને બીજાબોળનું પ્રમાણ સરખું લેવું અને ગુંદરનું પ્રમાણ બંનેયથી બમણું લેવું. સ્વચ્છ ગુંદર અને બીજાબોળને પાણીમાં ભીંજાવી, કપડાથી ગાળી, તાંબાની કઢાઇમાં ત્રણેને ભેગા કરી, એ ત્રણે બરાબર એકરસ થાય ત્યાં સુધી તાંબાની ખોળા ચડાવેલા લીંબડાના ઘૂંટા વડે ખૂબ ઘૂંટવાથી મષી-કાળી શાહી તૈયાર થાય છે. આ પ્રમાણે તૈયાર થએલી શાહીને સુકાવીને રાખી મૂકવી. જ્યારે કામ પડે ત્યારે પાણીમાં ભીંજવી મસળવાથી લખવા માટેની શાહી તૈયાર થાય છે.

આ એક પ્રકાર સિવાય બાકીના પ્રકારો કાગળ-કપડાનાં પુસ્તક લખવા માટે ઉપયોગી નથી. અલબત્ત, એ પ્રકારોમાં જણાવ્યા પ્રમાણે બનાવેલી શાહી પાકી જરૂર થાય છે, પરંતુ એ શાહી કાગળ-કપડાના પુસ્તકના જીવનને ટૂંકાવતી હોઈ કાગળ-કપડાનાં પુસ્તકો લખવા માટે ઉપયોગી નથી; પણ લાકડાની પાટી વગેરે ઉપર લખવા માટે એ શાહી અવશ્ય કામની છે. અમને લાગે છે તેમ એ બધા પ્રકારો તાડપત્રીય પુસ્તક લખવાની શાહીના પ્રકારોને આધારે ઉપજાવી કાઢવામાં આવ્યા હશે.

કપડાના ટિપ્પણાની શાહી માટે નીચેનો પ્રકાર આપ્યો છે:

बोलस्य द्विगुणो गुन्दो, गुन्दस्य द्विगुणा मषी । मर्दयेद् यामयुग्मं तु, मषी वज्रसमा भवेत् ॥ १ ॥

## કાળી શાહી માટે ખાસ સૂચનાઓ

'१ कज्जलमत्र तिलतैलतः संजातं ग्राह्यम् । २ गुन्दोऽत्र निम्बसत्कः खदिरसत्को वब्बूलसत्को वा ग्राह्यः । धवसत्कस्तु सर्वथा त्याज्यः, मषीविनाशकारित्वात् । ३ मषीमध्ये महाराष्ट्रभाषया 'डैरली' इति प्रसिद्धस्य रिङ्गणीवृक्षस्य वनस्पतिविशेषस्य फलरसस्य प्रक्षेपे सति सतेजस्क-मक्षिकाभावाद्यो गुणा भवन्ति ।'

આમાં કહ્યું છે કે—૧ શાહી માટે કાજળ તલના તેલનું પાડેલું હોવું જોઇએ. ૨ શાહીમાં ગુંદર ખેરનો, લીંબડાનો કે બાવળનો જ નાખવો; ધવનો કે બીજી કોઇ જાતનો ગુંદર નાખવો નહિ. ૩ રીંગણી એટલે જેને મહારાષ્ટ્રી ભાષામાં 'ડૈરલી' કહેવામાં આવે છે તેના ફળના રસને શાહીમાં નાખવાથી તે ચમકીલી બને છે અને તેની કડવાશને લીધે માખીઓ આવતી નથી.

કાળી શાહીની બનાવટને અંગે ઉપરોક્ત હકીકત જાણ્યા પછી નીચેની બાબતો લક્ષમાં રાખવા જેવી છે: જે શાહીમાં લાખ (લાક્ષારસ), કાથો, લોઢાનો કાટ કે ભૂકો પડે એ શાહી કપડા-કાગળ ઉપર લખવા માટે ઉપયોગી નથી; કારણકે આ બધી વસ્તુઓ સારામાં સારા કપડા-

કાગળને અતિ ટૂંક સમયમાં એટલેકે એક, બે કે વધારેમાં વધારે ત્રણ સૈકામાં જ ખાઇ જાય છે અને એ પુસ્તકની દશા તમાકુનાં સૂકાં પાંદડાં જેવી થઇ જાય છે. લાખ આદિ વસ્તુઓ તાડપત્રને જ માફક છે, કાગળ-કપડાને નહિ. બીઆરસને શાહીમાં નાખવાથી તેની કાળાશમાં ખૂબ ઉમેરો થાય છે, પણ તેનો સ્વભાવ શુષ્ક હોઇ જો તે સહજ પણ વધારે પડી જાય તો શાહીમાં નાખેલા ગુંદરની ચિકાશને ખાઇ જાય છે અને એ શાહીથી લખેલું લખાણ પતરીરૂપ થઇ પોતાની મેળે ઉખડી જાય છે અથવા પાનાંનો આપસમાં ઘસારો થતાં પુસ્તકને કાણુંમેશ કરી મૂકે છે. ભાંગરાનો રસ બરાબર માપસર નાખવામાં આવે તો તે એવી જોખમી કે એકાએક પુસ્તકનો નાશ કરે તેવી વસ્તુ નથી. કેટલા ય પુસ્તક લખનારા-લખાવનારાઓ આ વસ્તુસ્થિતિથી અજાણ હોઈ ગમે તે જાતની શાહીથી પુસ્તકો લખે-લખાવે છે, તેનું પરિણામ એ આવે છે કે પુસ્તકો નજીકના જ ભવિષ્યમાં ખવાઇને નાશ પામી જાય છે.

## પુસ્તકોની કાળાશ અને જીર્ણતા

અહીં આપણે શાહીને કારણે થતી પુસ્તકોની અવદશાને અંગે કેટલુંક વિચાર્યા પછી પ્રસંગોપાત એ પણ જોઇ લઇએ કે લિખિત પુસ્તકોનાં પાનાંમાં કાળાશ અને જીર્ણતા શા કારણે આવે છે. કેટલાંક પુસ્તકો તેના ઉપર સૈકાઓ વહી જવા છતાં જેવાં ને તેવાં ઊજળાં, ટકાઉ અને સારામાં સારી સ્થિતિમાં હોય છે, જ્યારે કેટલાંક પુસ્તકો કાળાં પડી જાય છે. કેટલાંક કાળાં પડવા ઉપરાંત એવાં થઇ જાય છે કે જો તેના ઉપર સહજ ભાર આવે, આંચકો લાગે કે વળી જાય તો તેના ટુકડા થવાનો ભય રહે અને જાળવીને વાંચવામાં આવે તો એકાએક કશી ય હરકત ન આવે; જ્યારે કેટલાંક પુસ્તકો એવાં જીર્ણ થઇ જાય છે કે તેને ઉપાડવાની વાત તો દૂર રહી, પરંતુ પોતાને સ્થાને પડ્યાંપડ્યાં પણ એ તૂટી જાય છે. કેટલાંક પુસ્તકોનાં પાનાંની એક બાજુ ઊજળી અને એક બાજુ કાળી, પાનાનો અર્ધો ભાગ ઊજળો અને અર્ધો ભાગ કાળો, અમુક પાનાં જીર્ણ અને અમુક પાનાં સારી સ્થિતિમાં, એક જ પાનામાં અમુક લીટીઓ સારી અને અમુક લીટીઓ જીર્ણ, આમ હોય છે. આ બધું બનવાનું કારણ શું?

આ બધી યે બાબતમાં અમે જાતે તેમજ તેના જાણકારો સાથે વિચાર કરતાં એમ જણાયું છે કેઃ ૧ કેટલીકવાર શાહી સારામાં સારી હોવા છતાં કાગળની બનાવટ જ એવી હોય છે કે જેથી સમય જતાં તે સ્વયં કાળા પડી જાય, નબળા પડી જાય કે સડી જાય છે. ૨ કેટલીકવાર શાહીમાં લાખ, કાથો, લોઢાનો કાટ વગેરે પદાર્થો પડ્યા હોય છે તેને લીધે અક્ષરો અને તેની આસપાસનો ભાગ કાળો પડી જાય, ખવાઇ જાય કે જીર્ણ થઇ જાય છે. ૩ કેટલીકવાર કાગળના માવાને સાફ કરવા માટે તેમાં નાખેલા ઉગ્ર ક્ષાર જેવા પદાર્થોની વધારેપડતી કણીઓ કે રજકણો કાગળના જે ભાગમાં રહી ગયાં હોય તે સ્થળે સમય જતાં કાળા ડાઘા પડવાનો સંભવ છે. ૪ કેટલીકવાર ચોમાસા-ની શરદીને લીધે પાનાં ચોંટી ગયાં હોય તેને ઉખેડીને બેસમજને લીધે તડકામાં સૂકાવા મુકયાથી પાનાના જેટલા ભાગ ઉપર અને જે બાજુ ઉપર તડકો લાગે તે ભાગની સફેદી ઊડી જવા ઉપરાંત તે કાળાં પડી જાય છે. તડકો વધારેપડતો તીખો હોય અને તેની ગરમીની અસર વધારે પહોંચે તો પાનાંની બંને ય બાજુની સફેદી ઊડી જાય છે, નહિ તો એક બાજુ કાળાશ અને એક બાજુ સફેદી

એમ એક જ પાનામાં બે ભાત પડી જાય છે. ૫ કેટલાક લહિયાઓ શાહી ફિક્કી પડી ન જાય એ માટે શાહીના ખડિયામાં લોઢાના કટાએલા ખીલા નાખી રાખે છે. શાહી ફિક્કી પડતાં તેને ખૂબ હલાવે છે એટલે લોઢાનો રગડ-કાટ ઉપર આવે છે. એ પછી જે પાનાં કે પંક્તિઓ લખાય તે કાળાંતરે કાળાશ અને જીર્ણતા પકડે છે અને એ રગડ-કાટ ભારે હોઈ નીચે બેસી જતાં તેની અસર ચાલી જાય છે-મંદ પડી જાય છે. આવાં જ કારણોને લીધે એક જ પુસ્તકમાં અમુક પાનાં, પાનાની અમુક બાજુ કે અમુક પંક્તિઓ સારી સ્થિતિમાં હોય છે અને અમુક જીર્ણ દશાએ પહોંચ્યાં હોય છે. ૬ કેટલીકવાર સારામાં સારી સ્થિતિનાં પુસ્તકોનાં આદિઅંતનાં પાનાં લાખ, કાથો, હીરાકસી, લોઢાનો કાટ વગેરે પડેલ શાહીથી લખાએલા પુસ્તક સાથે રહેવાને લીધે પણ કાળાશપડતાં અને જીર્ણ થઇ જાય છે. ૭ કેટલાક લહિયાઓ શાહી આછી—પાતળી ન પડી જાય એ માટે શાહીમાં બીઆરસ નાખે છે. આ રસનો સ્વભાવ શુષ્ક હોઈ તેમાંનું પાણી શોષાઇને શાહી જાડી પડી જાય છે. આ શાહીથી લખેલા અક્ષરો કાળા તેમજ જાડા આવે છે; પરંતુ સામાન્યરીતે તેમજ ખાસ કરીને ચોમાસાની શરદીમાં પાનાંને આપસમાં ઘસારો લાગતાં તેના અક્ષરો અને પાનાં કાળાં થવા સાથે ચોંટી પણ જાય છે. આ પ્રમાણે કાગળની બનાવટ, શાહીની બનાવટ, બહારનું વાતાવરણ આદિ અનેક કારણોને લઈ લિખિત પુસ્તકોને જુદાજુદા પ્રકારની અસરો પહોંચે છે.

## સોનેરી અને રૂપેરી શાહી

સોનાની કે ચાંદીની શાહી બનાવવા માટે સોનેરી કે રૂપેરી વરકને લઈ એકેએકે ખરલમાં[૫૮] નાખતા જવું અને તેમાં તદ્દન સ્વચ્છ, ધૂળ-કચરા વિનાના ધવના ગુંદરનું પાણી નાખી ખૂબ ઘૂંટવા, જેથી વરક વટાઇને ચૂર્ણ જેવા થઇ જશે. આ પ્રમાણે તૈયાર થએલા ભૂકામાં સાકરનું પાણી[૫૯] નાખી તેને ખૂબ હલાવવો. જ્યારે ભૂકો બરાબર ઠરીને નીચે બેસી જાય ત્યારે ઉપરનું પાણી ધીરેધીરે બહાર કાઢી નાખવું. પાણી કાઢતી વખતે એટલું ધ્યાન રાખવું કે પાણી સાથે સોના-ચાંદીનો ભૂકો નીકળી ન જાય. આ રીતે ત્રણ ચાર અગર તેથી વધારે વાર કરવાથી તેમાંનો ગુંદર ધોવાઇને સાફ થયા પછી જે સોના ચાંદીનો ભૂકો રહે એ આપણી સોનેરી-રૂપેરી શાહી સમજવી.

કોઇને અનુભવ ખાતર થોડી સોનેરી કે રૂપેરી શાહી બનાવવી હોય તો કાચની રકાબીમાં ધવના ગુંદરનું પાણી ચોપડી, તેના ઉપર વરકને છૂટો નાખી, આંગળી વડે ઘૂંટી, ઉપર પ્રમાણે ધોવાથી સોનેરી રૂપેરી શાહી થઇ શકશે.

## લાલ શાહી

સારામાં સારો કાચો હિંગળોક, જે ગાંગડા જેવો હોય છે અને જેમાં પારો રહે છે, તેને

---

૫૮ ખરલ સારામાં સારો લેવો કે જે ઘસાય તેવો કે ઊતરે તેવો ન હોય. જો એ ખરલ ઘસાય તેવો કે ઊતરે તેવો હોય તો તેની કાંકરી સોનાચાંદીની શાહી સાથે ભળતાં તે શાહી ખરાબ અને ઝાંખી થઇ જાય છે.

૫૯ સાકરનું પાણી નાખવાથી શાહીમાંની ગુંદરની ચિકાશ ધોવાય છે અને સોનાચાંદીની શાહીના તેજનો હ્રાસ થતો નથી. સાકરના પાણીમાં સાકરનું પ્રમાણ મધ્યમસર લેવું.

ખરલમાં નાખી [૬૦]સાકરના પાણી સાથે ખૂબ ઘૂંટવો. પછી તે હિંગળોકને ઠરવા દઈ ઉપર જે પીળાશપડતું પાણી તરી આવે તેને ધીરેધીરે બહાર કાઢી નાખવું. અહીં પણ પીળાશપડતા પાણીને બહાર કાઢતાં એ ધ્યાનમાં રાખવું કે એ પાણીની સાથે હિંગળોકનો લાલાશપડતો શુદ્ધ ભાગ બહાર નીકળી ન જાય. ત્યાર બાદ તેમાં ફરીથી સાકરનું પાણી નાખી ઘૂંટવો અને ઠર્યા પછી ઉપર તરી આવેલા પીળાશપડતા પાણીને પૂર્વવત્ ફરી બહાર કાઢી નાખવું. આ પ્રમાણે જ્યાં સુધી પીળાશ દેખાય ત્યાં સુધી કર્યાં કરવું. ધ્યાનમાં રહે કે આમ બે પાંચ વખત કર્યે નથી ચાલતું, પણ લગભગ દસથી પંદર વાર આ રીતે ધોયા પછી જ શુદ્ધ લાલ સુરખ જેવો હિંગળોક તૈયાર થાય છે. ઘણો મોટો ઘાણ હોય તો આથી પણ વધારે વાર હિંગળોકને ધોવો પડે છે. ઉપર પ્રમાણે ધોવાઇને સ્વચ્છ થએલા હિંગળોકમાં સાકર અને ગુંદરનું પાણી નાખતા જવું અને ઘૂંટતા જવું. બરાબર એકરસ થયા પછી જે હિંગળોક તૈયાર થાય તેને વડીઓ પાડી સુકવવો. કામ પડે ત્યારે જેવો જાડો પાતળો રંગ જોઇએ તે પ્રમાણે તેમાં પાણી નાખી તેને વાપરવો.

આ બનાવટમાં ગુંદરનું પ્રમાણ ઓછુંવત્તું ન થાય એ માટે વચમાં વચમાં તેની પરીક્ષા કરતા રહેવું; એટલેકે તૈયાર થતા હિંગળોકના આંગળી વડે એક પાના ઉપર ટીકા કરી એ પાનાને ભેજવાળી જગ્યામાં (પાણીઆરામાં અગર પાણીની હવાવાળા ઘડામાં) બેવડું વાળી મૂકવું. જો તે પાનું એકાએક ન ચોંટે તો ગુંદરનું પ્રમાણ વધારે નથી થયું એમ સમજવું અને એ ટીકાને સુકાઇ ગયા પછી નખથી ખોતરતાં સહજમાં ઉખડી જાય તો ગુંદર નાખવાની જરૂરત છે, એમ જાણવું.

### અષ્ટગંધ

૧ અગર ૨ તગર ૩ ગોરોચન ૪ કસ્તૂરી ૫ રક્તચંદન ૬ ચંદન ૭ સિંદુર અને ૮ કેસર, આ આઠ સુગંધી દ્રવ્યોના મિશ્રણથી અષ્ટગંધ બને છે. અથવા ૧ કર્પૂર ૨ કસ્તૂરી ૩ ગોરોચન ૪ સંઘરક ૫ કેસર ૬ ચંદન ૭ અગર અને ૮ ગેહૂલા, આ આઠ કિંમતી દ્રવ્યના મિશ્રણથી પણ અષ્ટગંધ બનાવવામાં આવે છે.

### યક્ષકર્દમ

૧ ચંદન ૨ કેસર ૩ અગર ૪ બરાસ ૫ કસ્તૂરી ૬ મરચકંકોલ ૭ ગોરોચન ૮ હિંગલોક ૯ રતંજણી ૧૦ સોનેરી વરક અને ૧૧ અંબર, આ અગિયાર સુગંધી અને બહુમૂલાં દ્રવ્યોના મિશ્રણથી યક્ષકર્દમ બને છે.

અષ્ટગંધ અને યક્ષકર્દમ આ બંનેયનો ઉપયોગ મંત્ર–તંત્ર–યંત્રાદિ લખવા માટે થાય છે.

### 'મષી' શબ્દનો પ્રયોગ

ઉપર અમે કાળી, લાલ, સોનેરી, રૂપેરી શાહીઓ બનાવી ગયા, એને આપણે ત્યાં મષી એ નામથી ઓળખવામાં આવે છે. ખરૂં જોતાં 'મષી' શબ્દનો વાચ્યાર્થ મેષ–કાજળ થાય છે, એટલે

---

૬૦ સાકરનું પાણી ઘણી સાકર નાખીને ન બનાવવું પણ મધ્યમસર સાકર નાખવી.

એ શબ્દનો પ્રયોગ કાળી શાહી માટે જ ઘટી શકે; તેમ છતાં એ શબ્દ લખવાના સાધન તરીકે વપરાતી દરેક જાતની શાહી માટે રૂઢ થઇ ગયો છે અને તેથી [૬૧]કાળી મષી, લાલ મષી, સોનેરી મષી, રૂપેરી મષી એમ દરેક સાથે 'મષી' શબ્દનો પ્રયોગ થએલો આપણે જોઇએ છીએ. આનું કારણ એ છે કે આપણે ત્યાં લખવાના સાધન તરીકે મુખ્યત્વે કરીને મષી–કાજળ–પ્રધાન કાળી શાહીનો ઉપયોગ થતો; કાળાંતરે એ જ 'મષી' શબ્દ દરેક લખવાના સાધનના અર્થમાં, પછી તે સોનેરી હો, રૂપેરી હો કે લાલ એ દરેકમાં, રૂઢ થઇ ગયો છે. ઘણાખરા શબ્દો કે નામો માટે એમ જ બને છે કે જે એક વખત મુખ્ય કે લાક્ષણિક હોય તે કાળાંતરે રૂઢિરૂપ બની જાય છે. દા. ત. મષીભાજન (કાળી શાહી માટે), ખડિયો (ખડી માટે), લિપ્યાસન (ગમે તે રંગની શાહી માટે) વગેરે જુદાજુદા અર્થને સૂચવતા શબ્દોનો આપણે એકસરખી રીતે 'ખડિયા' અર્થમાં પ્રયોગ કરીએ છીએ.

## મષીભાજન

ઉપર જણાવેલી શાહીઓ ભરવાના પાત્રનું નામ 'મષીભાજન' છે. ખાસ કરી આ નામનો પ્રયોગ કાળી શાહી ભરવાના પાત્ર માટે થતો. આ નામ આપણને એ માહિતી પૂરી પાડે છે કે આપણે ત્યાં પ્રાચીન કાળમાં મુખ્યપણે કાળી શાહીથી જ પુસ્તકો લખવાનો રિવાજ હતો. સોનેરી આદિ શાહીઓથી લખવાની પ્રથા પાછળથી જન્મી છે. 'મષીભાજન' શબ્દ 'ખડિયો' શબ્દની જેમ દરેક રંગની શાહીના પાત્ર માટે એકસરખી રીતે વાપરી શકાય છે. राजप्रश्नीयसूत्रમાં આનું નામ लिप्पासण[૬૨] આપ્યું છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ. અત્યારે આપણા જમાનામાં કેટલી યે જાતના ખડિયાઓ બને છે, પણ જૂના જમાનામાં તે કેવી જાતના બનતા હશે એ જાણવાનું ખાસ સાધન આપણી સામે નથી; તેમ છતાં આપણા કેટલાક જૂના સંગ્રહો, લેખકો, વ્યાપારીઓ વગેરે પાસે જોતાં જાણી શકાય છે કે જૂના વખતમાં આપણે ત્યાં પિત્તળના નાનામોટા અનેક જાતના ખડિયાઓ બનતા હતા. કેટલાક લોકો એ માટે પિત્તળની દાબડીઓને કામમાં લેતા, અને કેટલાએક માટી વગેરેના બનાવેલા પણ વાપરતા હોવા જોઇએ; તોપણ અમને લાગે છે કે પ્રાચીન કાળમાં આપણે ત્યાં ધાતુના ખડિયા જ વધારે પ્રમાણમાં વપરાતા હશે.

## ચિત્રકામ માટે રંગો

પુસ્તકના ચિત્રકામ માટે ઉપયોગી રંગો તરીકે ઉપર અમે જે શાહીઓ જણાવી આવ્યા છીએ એ કામમાં લેવામાં આવતી હતી. કાળા રંગ તરીકે કાળી શાહી, સોનેરી-રૂપેરી રંગ તરીકે સોનેરી-રૂપેરી શાહી અને લાલ રંગ તરીકે હિંગળોક વાપરવામાં આવતો હતો. પીળા અને ધોળા

---

૬૧ જુઓ ટિપ્પણી ૩૦ (ख).

૬૨ રાજપ્રશ્નીયસૂત્રની ટીકામાં આચાર્ય શ્રીમલયગિરિએ लिप्पासणનું सं. રૂપ .लिप्यासन આપ્યું છે; પરંતુ પંડિતવર્ય શ્રીયુત સુખલાલજીનું કહેવું છે કે लिप्पासण એ નામ सं. लेप्यासन ઉપરથી બન્યું હોવું જોઈએ. અર્થનું અનુસંધાન અને યોગ્યતા વિચારતાં આ કલ્પના વધારે સંગત જણાય છે.

રંગ તરીકે અમે આગળ સંશોધનવિભાગમાં જણાવીશું એ હરતાલ અને સફેદાનો ઉપયોગ કરાતો હતો. આ સિવાયના બીજા રંગો એકબીજી શાહીઓના મિશ્રણથી ઉપજાવવામાં આવતા હતા. દા. ત. હરતાલ અને હિંગળોક મેળવી નારંગી રંગ બનાવતા હતા; હિંગળોક અને સફેદો મેળવી ગુલાબી રંગ બનાવતા હતા; હરતાલ અને કાળી શાહી મેળવી લીલો રંગ બનાવતા હતા ઇત્યાદિ. કેટલીકવાર ચિત્રકામ માટે ઉપયોગી કેટલાક રંગો એકબીજા પદાર્થોના મિશ્રણથી તૈયાર કરવામાં આવતા હતા. અમારી પાસે એક પાનું છે જેમાં એવા કેટલાક રંગોની બનાવટને લગતી નોંધ છે, જે અહીં આપીએ છીએ:

'અથ[13] મીશ્રામણ રંગ ભર્યાની વીધીઃ (૧) સફેદો ટાં. ૪—પ્યાવડી (પીઉડી) ટાં. ૧, સીંધુર ટાં. ૧॥—ગોરો રંગ હોઇ. (૨) સીંધુર ટાં. ૪, પોથી ગલી ટાં. ૧—ખારીક રંગ હોઇ. (૩) હરતાલ ટાં. ૧, ગલી ટાં. ০॥—નીલો રંગ હોઇ. (૪) સફેદો ટાં. ૧, અલતો ટાં. ૧॥—ગુલાબી રંગ હોઇ. (૫) સફેદો ટાં. ૧, ગલી ટાં. ૧—આકાશી (આસમાની) રંગ હોઇ. (૬) સીંધુર ટાં. ૧, પ્યાવડી (પીઉડી) ટાં. ০॥—નારંગી રંગ હોઇ.'

ઉપરોક્ત રંગોને, તેની સાથે સ્વચ્છ ગુંદરનું પાણી નાખી હસ્તલિખિત પુસ્તકના ચિત્રકામ માટે વાપરવામાં આવે છે.

### (૪) જે લખાય તે—જૈન લિપિ

## લિપિનો વારસો

'જે લખાય તે' એ સાધનમાં લિપિનો સમાવેશ થાય છે. અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે જૈન પ્રજા એક કાળે મગધવાસિની હતી, પરંતુ તે પછી ભયંકર દુકાળો અને સાંપ્રદાયિક સાઠમારી વગેરેને પરિણામે એ ભૂમિનો ત્યાગ કરીને સૌરાષ્ટ્ર—ગૂર્જરાતની ભૂમિમાં સ્થાયી નિવાસ કર્યો છતાં એ પ્રજા ત્યાંની સંસ્કૃતિ અને સંસ્કારોને વિસરી ગઇ નહોતી. એ સંસ્કૃતિ અને સંસ્કારોએ જૈન પ્રજાની લેખનકળામાં પોતાનું અસ્મિત્વ સ્થાપિત કર્યું છે, જેને પરિણામે મગધની મુખ્ય લિપિ બ્રાહ્મીબંગલાની[14] છાયા જૈન લિપિમાં ઊતરી આવી છે. એ છાયા એટલે અક્ષરના મરોડ, પડિમાત્રા વગેરે. બ્રાહ્મીદેવનાગરી અથવા દેવનાગરી લિપિમાંથી પડિમાત્રાની પ્રથા વિક્રમની સોળમી શતાબ્દી પહેલાંથી ઘટતાં ઘટતાં આજે એ સદંતર લુપ્ત થઇ ગઇ છે, ત્યારે અત્યારની બ્રાહ્મીબંગલા અથવા બંગાળી લિપિમાં પડિમાત્રાની એ પ્રથા એકધારી ચાલુ જ છે. આ કારણથી પ્રાચીન લિપિના જૈન ગ્રંથો વાંચનારને માટે સૌ પહેલાં બંગાળી લિપિ જાણી લેવી એ વધારેમાં વધારે મહત્ત્વના-ભર્યું છે. સેંકડો વર્ષોના અનેકાનેક સંસ્કારોને અંતે આજે જૈન લિપિ ગમે તેટલું પરિવર્તન પામી હોય, તેમ છતાં જૈન ગ્રંથોની લિપિ અને બંગાળી લિપિ એ ઉભયની તુલના કરનાર સહેજે સમજી શકશે

૧૩ રંગોની બનાવટનું આ પાનું પાટણનિવાસી ભાઈ શ્રી ... પાસેથી ઉપલબ્ધ થયું છે.

૧૪ આજકાલની પ્રચલિત આપણી દેવનાગરી, બંગાળી આદિ તમામ લિપિઓ બ્રાહ્મી લિપિના જ રૂપાંતર હોઇ અમે એ લિપિઓને અહીં બ્રાહ્મીબંગલા, બ્રાહ્મીદેવનાગરી એ નામથી ઉલ્લેખ કરી છે.

કે જૈન લિપિમાં મગધની સંસ્કૃતિનો જ મૌલિક વારસો છે

## જૈન લિપિ

અમે ઉપર જણાવી ગયા તે મુજબ અને હજી આગળ વિસ્તારથી જણાવીશું તેમ લેખનકળામાં જૈન શ્રમણ સંસ્કૃતિએ પોતાને અનુકૂળ લિપિના ફેરફાર, સુધારાવધારા, અનેક જાતના સંકેતોનું નિર્માણ વગેરે કરેલાં હોઈ એ લિપિએ કાળે કરી જુદું સ્વરૂપ ધારણ કર્યું અને તે 'જૈન લિપિ' એ નામે ઓળખાવા લાગી. આ લિપિનું સૌષ્ઠવ અને વ્યવસ્થિતતા જેટલા પ્રમાણમાં જૈન સંસ્કૃતિમાં જળવાયાં અને કેળવાયાં છે એટલાં ભાગ્યે જ બીજે હશે. એ ઉપરાંત જૈન લેખનકળાનાં સર્વદિગ્ગામી વિવિધ સાધનોનો સંગ્રહ અને તેનું નિષ્પાદન, લેખકોને ઉત્પન્ન કરી તેમનો અને તેમની કળાનો નિર્વાહ કરવો, લિખિત પુસ્તકોના સંશોધનની પદ્ધતિ તેનાં સાધનો અને ચિહ્ન-સંકેતો, જૈન લિપિના વર્ણો સંયોગાક્ષરો અને મરોડ વગેરે દરેક જુદા પડતા તેમ જ નવીન છે.

## જૈન લિપિનો મરોડ

જેમ બ્રાહ્મીદેવનાગરી લિપિ એક જ જાતની હોવા છતાં જુદીજુદી ટેવો, પસંદગી, સહવાસ, સમયનું પરિવર્તન, મરોડ આદિને લીધે અનેક રૂપમાં વહેંચાઇ ગઇ છે તેમ એક જ જાતની જૈન લિપિ પણ જુદીજુદી ટેવો, પસંદગી આદિને કારણે અનેક વિભાગમાં વહેંચાઇ જાય છે. જેમ આજની જૈન લિપિમાં યતિઓની લિપિ, ખરતરગચ્છીય[૬૫] લિપિ, મારવાડી લેખકોની લિપિ, ગુજરાતી લેખકોની લિપિ, કોઇના લાંબા અક્ષરો તો કોઇના પહોળા અક્ષરો ત્યારે કોઇના ગોળ અક્ષરો, કોઇના સીધા અક્ષરો તો કોઇના પૂંછડાં ખેંચેલા અક્ષરો, કોઇના ટુકડારૂપ અક્ષરો તો કોઇના એક જ ઉઠાવથી લખેલા અક્ષરો એમ અનેક પ્રકારો છે, તેમ પ્રાચીન કાળમાં પણ એ પ્રકારો વિદ્યમાન હતા (જુઓ ચિત્ર નં. ૧૧ વગેરેમાંની લિપિઓ); એટલે અહીં યતિઓની લિપિ વગેરે જે નામો આપવામાં આવ્યાં છે તેનો અર્થ એટલો જ સમજવાનો છે કે લિપિ લખવાના અમુક પદ્ધતિના પ્રાચીન વારસાને તેણે તેણે વધારે પ્રમાણમાં જાળવી રાખેલો છે. યતિઓની લિપિ મોટે ભાગે અક્ષરના ટુકડા[૬૬] કરીને લખેલી હોય છે, જ્યારે બીજા બધા લેખકોની લિપિ મોટે ભાગે એક જ ઉપાડથી લખાએલી હોય છે. બધા યે લહિયાઓની લિપિમાં અ, સ આદિ અક્ષરો અને લિપિનો મરોડ અમુક જાતનો જ હોય છે, જ્યારે ખરતરગચ્છીય લિપિમાં એ અક્ષરો તેમ જ લિપિનો મરોડ કાંઇ જુદાઇ ધરાવતો જ હોય છે. યતિઓના ટુકડારૂપે લખાએલા અક્ષરો મોટે ભાગે અત્યંત શોભાવાળા, પાંખડાં સુડોળ અને સુરેખ હોય છે. મારવાડી લેખકો અક્ષરોનાં નીચેનાં પાંખડાં પૂંછડાંની જેમ ઓછાં ખેંચે છે

---

૬૫ સ્વર્ગસ્થ પાટણવાસી શિલ્પશાસ્ત્રપારંગત વિદ્વાન યતિવર્ય શ્રીમાન હિમ્મતવિજયજી એમ કહેતા હતા કે આજથી લગભગ ત્રણસો વર્ષ પહેલાં એક ખરતર ગચ્છીય આચાર્ય—જેમનું નામ અમે વીસરી ગયા છીએ,—થયા હતા તેમનાથી ચાલુ થએલી અમુક પદ્ધતિની લિપિને 'ખરતરગચ્છીય' લિપિ કહેવામાં આવે છે.

૬૬ 'ટુકડા કરવા'નો અર્થ એ છે કે અક્ષર લખતાં તેનાં સીધાંવાંકાં, આડાંઊભાં, ઉપરનાં અને નીચેનાં પાંખડાં અને વળાકને છૂટા પાડીને લખવાં અને જોડવાં; જે જોતાં સહેજે સમજી શકાય કે લેખકે અમુક અક્ષરને અમુક વિભાગે લખેલો છે.

અથવા લગભગ સીધાં જ લખે છે, જ્યારે બીજા લેખકો કાંઇક વધારેપડતાં ખેંચે છે. આ બધા અવાંતર લિપિભેદોને નહિ જાણનારા લિપિને આધારે સમયનિર્ણયનાં અનુમાનો કરવામાં ઘણીવાર ભૂલ કરી બેસે છે.

## લિપિનું સૌષ્ઠવ

'अक्षराणि समशीर्षाणि, वर्तुलानि घनानि च । परस्परमलग्नानि, यो लिखेत् स हि लेखकः ॥'
'समानि समशीर्षाणि, वर्तुलानि घनानि च । मात्रासु प्रतिबद्धानि, यो जानाति स लेखकः ॥'
'शीर्षोपेतान् सुसंपूर्णान्, शुभश्रेणिगतान् समान् । अक्षरान् वै लिखेद् यस्तु, लेखकः स वरः स्मृतः ॥'

આ શ્લોકો લિપિ અને લેખક એ બંનેયના આદર્શના સૂચક છે. અર્થાત્ અક્ષરો સીધી લીટીમાં ગોળ અને સઘન, હારબંધ છતાં એકબીજાને અડકે નહિ તેવા છૂટા, તેમજ તેનાં માથાં, માત્રા વગેરે અખંડ હોવા સાથે લિપિ આદિથી અંત સુધી બરાબર એકધારી લખાઇ હોય તેવા હોય તો તે 'આદર્શ લિપિ' છે; અને આ જાતની લિપિ–અક્ષરો લખી શકે એ જ 'આદર્શ લેખક' કહી શકાય. જૈન જ્ઞાનભંડારોનું નિરીક્ષણ કરનારને એમ કહેવાની જરૂરત ભાગ્યે જ હોઇ શકે કે જૈન સંસ્કૃતિએ આદર્શ લેખકો અને આદર્શ લિપિને ઉત્પન્ન કરવા અને તેને ટકાવી રાખવા કેટલી કાળજી રાખી હતી.

## લિપિનું માપ

લિપિની સુંદરતાને અંગે ટૂંકમાં જણાવ્યા પછી તેને માટે એક ખાસ વસ્તુ કહેવાની બાકી રહે છે અને તે તેનું માપ છે. લગભગ વિક્રમની અગિયારમી સદીથી શરૂ કરી આજ સુધીમાં લખાએલાં જે ટગલાબંધ પુસ્તકો આપણી સામે હાજર છે તે તરફ બારીકાઇથી નજર કરતાં લિપિની સુંદરતાને નિહાળ્યા પછી આપણું ધ્યાન તેમાંના અક્ષરો અને લીટીલીટી વચ્ચેના અંતરના માપ તરફ જાય છે. પ્રાચીન લહિયાઓ અક્ષરનું માપ મોટું રાખતા અને લીટીલીટી વચ્ચેનું અંતર અક્ષરના માપ કરતાં અનુમાને ત્રીજા ભાગનું અથવા કેટલીકવાર તે કરતાં પણ ઓછું રાખતા (જુઓ ચિત્ર નં. ૫–૭–૯–૧૦–૧૧ વગેરે); જ્યારે અત્યારના લેખકો અને કેટલાક જૂના લહિયાઓ પણ અક્ષરનું અને લીટીલીટી વચ્ચેના અંતરનું માપ એકસરખું રાખે છે. આ કારણને લીધે એકસરખી ગણતરીની પંક્તિઓવાળી અને એકસરખા લાંબા પહોળા માપની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓના અક્ષરો મોટા જણાશે, જ્યારે અર્વાચીન તે જ માપની હસ્તલિખિત પ્રતિઓમાંના અક્ષરો નાના દેખાશે. ચાલુ વીસમી સદીમાં કેટલાક પ્રાચીન પ્રણાલિનો વારસો ધરાવનારા યતિલેખકો ઉપર જણાવ્યા પ્રમાણે લીટીલીટી વચ્ચેનું અંતર ઓછું રાખી મોટા માપના અક્ષરો લખતા હોવા છતાં ચાલુ સદીમાં લિપિની એ પ્રથા અને એ વારસો એકંદર અદૃશ્ય થઇ ચૂકેલાં છે.

## અગ્રમાત્રા અને પડિમાત્રા

લિપિના માપ સાથે સંબંધ ધરાવતી અગ્રમાત્રા[૬૭] અને પડિમાત્રાને અંગે અહીં કાંઇક

૬૭ 'અગ્રમાત્રા' અને 'પડિમાત્રા' એ શબ્દો પૈકી 'પડિમાત્રા' શબ્દ સર્વત્ર પ્રચલિત છે, પણ 'અગ્રમાત્રા' શબ્દ પ્રચલિત નથી. 'અગ્રમાત્રા' શબ્દ 'પડિમાત્રા' શબ્દના અર્થને લક્ષ્યમાં રાખી અમે ઉપજાવી કાઢ્યો છે. 'પડિમાત્રા' શબ્દ કયા શબ્દ ઉપરથી બન્યો છે અને

કહેવું ઉચિત છે. આપણા પ્રાચીન લેખકો બે લીટી વચ્ચેનું અંતર ઓછું રાખતા હોઈ તે ઠેકાણે લખાતાં હ્રસ્વ-દીર્ઘ ઇ-ઉનાં પાંખડાં ( ि ी ु ू ), માત્રા ( े ै ) વગેરેને નાના માપમાં અથવા અગ્રમાત્રા પૃષ્ઠિમાત્રા રૂપે લખતા હતા. એટલેકે હ્રસ્વ-દીર્ઘ ઉકારનાં પાંખડાંને અત્યારે આપણી ચાલુ લિપિમાં લખીએ છીએ તેમ અક્ષરની નીચે ન લખતાં જે રીતે દીર્ઘ ऊ અને હ્રસ્વ-દીર્ઘ रु रू માં ઉકાર જોડવામાં આવે છે તેમ દરેક અક્ષરની આગળ જોડતા, અને અત્યારે પણ કેટલાએક લેખકો એ રીતે જોડે છે. આને અમે 'અગ્રમાત્રા' તરીકે ઓળખાવીએ છીએ. આ અગ્રમાત્રાઓ આજે અધોમાત્રાના રૂપમાં ફેરવાઇ ગએલી છે. અત્યારે અક્ષરની સાથે જોડાતા હ્રસ્વ-દીર્ઘ ઉકાર ( ु ू ) એ પ્રાચીન આકૃતિઓના પરિણામરૂપ છે. જેમ હ્રસ્વ-દીર્ઘ ઉકાર 'અગ્રમાત્રા' તરીકે લખાતા હતા તેમ આપણી માત્રાઓ, ચાલુ લિપિમાં લખાય છે તેમ 'ઊર્ધ્વમાત્રા' તરીકે અર્થાત્ અક્ષરની ઉપર ન લખાતાં અક્ષરની પાછળ લખાતી હતી, અને એ જ કારણથી આપણે ત્યાં એ માત્રાઓને 'પડિમાત્રા' (સં० पृष्टिमात्रा=प्रा० पट्ठिमात्रा=गु० पडिमात्रा) તરીકે ઓળખવામાં આવે છે. એ પડિમાત્રાઓ કાળે કરી ઊર્ધ્વગાત્રા તરીકે એટલે અક્ષરની ઉપર લખાવા લાગી છે. દા. ત. कें=ाक, ये=ाय, नो=ाना, मौ=ामो ઇત્યાદિ. ટૂંકમાં અમારા કથનનો આશય એ છે કે પ્રાચીન કાળમાં લખાતી અગ્રમાત્રાઓ અને પૃષ્ઠિમાત્રાઓ (પડિમાત્રાઓ) પાછળના જમાનામાં અધોમાત્રા અને ઊર્ધ્વ-માત્રાના રૂપમાં ફેરવાઇ ગઇ છે.

અહીં અમે પ્રાચીન વર્ણમાળાના વિકાસને અંગે લખવા નથી બેઠા, તેમ છતાં આ વિષયને અહીં આટલો ચર્ચવાનું કારણ એ છે કે પ્રાચીન લેખકોએ પોતાના લેખનમાં સુગમતા અને લિપિમાં

---

એનો ખરો અર્થ શો હશે એ માટે કોઇ પ્રાચીન ઉલ્લેખ મળતો નથી. તેના જાણકારોને એ માટે પૂછતાં તેઓ સં० प्रतिमात्रा શબ્દનો નિર્દેશ કરે છે, પરંતુ 'પ્રતિમાત્રા' શબ્દથી વાસ્તવિક અર્થ પ્રગટ થતો નથી એમ અમને લાગે છે; એટલે અમે 'પડિમાત્રા' શબ્દને સં० पृष्टिमात्रा શબ્દ ઉપરથી આવેલો માનીએ છીએ, જેનો 'અક્ષરની પાછળ લખાતી માત્રા' એ વાસ્તવિક અર્થ ઘટમાન છે. આ રીતે 'અક્ષરની આગળ લખાતી માત્રા' એ અર્થને ધ્યાનમાં રાખી અમે 'અગ્રમાત્રા' શબ્દ ઉપજાવી કાઢ્યો છે

પ્રાચીન લિપિમાં પડિમાત્રાને જેટલો અવકાશ હતો અને તેનો પ્રચાર હતો તેના દશાંશ જેટલો યે અગ્રમાત્રાને અવ-કાશ કે તેનો પ્રચાર નહોતો, એ પ્રાચીન શિલાલેખો અને પુસ્તકો જોતાં સમજી શકાય છે. પડિમાત્રાનો પ્રચાર એક કાળે લગભગ સાર્વત્રિક અને નિયત હતો, જ્યારે અગ્રમાત્રા માટે તેમ ન હતું. પડિમાત્રા લખવાની પદ્ધતિ એ, લિપિનો એક વિશિષ્ટ વારસો છે, જ્યારે અગ્રમાત્રાની પદ્ધતિ એ લિપિ લખવાની સુગમતા અને સુઘડતાને આભારી છે એમ અમે માનીએ છીએ. પડિમાત્રાનું લેખન આજે સર્વથા આથમી ગયું છે, જ્યારે અગ્રમાત્રાનું લેખન આજે કેટલાક લેખકોમાં ચાલુ છે.

કેટલાક વિદ્વાનોનું માનવું એવું છે કે વિક્રમની તેરમી સદી પહેલાં પડિમાત્રા જ લખાતી હતી. ઊર્ધ્વમાત્રાનો ત્યારે પ્રચાર જ ન હતો; આ માન્યતા તદ્દન ભૂલભરેલી છે. વિક્રમની બારમી સદી અને તે પહેલાં લખાએલા એવા અનેક ગ્રંથો અને શિલાલેખો આજે મળે છે, જેમાં પડિમાત્રાને બદલે ઊર્ધ્વમાત્રાઓ પણ લખેલી છે.

પાટણના સંઘવીના પાડાના જૈન જ્ઞાનભંડારમાંના પંચસંગ્રહ સ્વોપજ્ઞ ટીકા વગેરે અગિયારમા સૈકામાં લખાએલા જેવા લાગતા ગ્રંથોમાં ઊર્ધ્વમાત્રાઓ જ લખાએલી છે. (જુઓ ચિત્ર નં ૧૧માં ઉપરનું પહેલું ૧૫૯ નંબરનું પાનું).

'રાંતેજ'ના જૈન મંદિરમાં એક પ્રતિમાના પરિકર ઉપર સંવત ૧૧૨૪નો લેખ છે, તેમાં પડિમાત્રા બીલકુલ ન હોતાં બધીયે ઊર્ધ્વમાત્રાઓ જ લખેલી છે.

ગૌરવ જળવાય એ માટે કેવીકેવી પદ્ધતિઓ સ્વીકારી હતી તેનો ટૂંક ખ્યાલ આવે. જેમજેમ લેખનમાંથી અગ્રમાત્રા અને પૃષ્ટિમાત્રા ઓસરતાં ગયાં અને તેનું સ્થાન અધોમાત્રા–ઊર્ધ્વમાત્રાએ લીધું તેમતેમ લિપિના માપમાં ટૂંકાપણું અને અધોમાત્રા–ઊર્ધ્વમાત્રામાં મોટાપણું આવતાં રહ્યાં છે, જેનો પરિપાક આપણે આજની લિપિમાં અનુભવીએ છીએ.

### (૫) જૈન લેખકો

પ્રાચીન કાળના જૈન લેખકો, તેમની લેખનપદ્ધતિ, તેમનાં લેખન વિષયક સાધનો, તેમની ટેવો, તેમનો લેખનવિરામ વગેરે કયા પ્રકારના હશે, એ આપણે આપણી સમક્ષ વિદ્યમાન પ્રાચીન હસ્તલિખિત સાહિત્ય, લેખક આદિને લગતા કેટલાક પ્રાચીન ઉલ્લેખો અને અત્યારના લેખકોની ખાસ ખાસ ટેવો, વર્તણૂક આદિને લક્ષમાં લઈ તારવી શકીએ છીએ.

## જૈન લેખકો

પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોના અંતમાંની લેખકોની પુષ્પિકાઓ જોતાં સ્પષ્ટપણે સમજી શકાય છે કે પુસ્તકલેખન નિમિત્તે જૈન પ્રજાના આશરા નીચે કાયસ્થ, બ્રાહ્મણ, નાગર, મહાત્મા, ભોજક વગેરે અનેક જાતિઓનાં[૧૮] કુળોનાં કુળો નભતાં હતાં. જૈન પ્રજાનું મનરંજન કરવા માટે એ જાતિઓ પોતાનું સમગ્ર જીવન જૈન લેખનકળાવિષયક કુશળતા મેળવવા પાછળ ઓવારી નાખતી અને જૈન પ્રજા એ કલાધર લેખકોનાં આખાં કુળોનાં કુળોને પોતાની ઉદારતાથી અપનાવી લેતી; જેને પરિણામે એ કલાવિદ્ લેખકો જૈન પ્રજાને આશ્રિત રહેવામાં અને પોતાને 'જૈનલેખક–જૈનલહિયા' તરીકે ઓળખાવવામાં આત્મગૌરવ માનતા. એ લેખકોએ જૈન પ્રજાનાં પુસ્તકો લખવામાં જેટલું લિપિનું સૌષ્ઠવ, કળા અને નિપુણતા દાખવ્યાં છે એટલાં ભાગ્યે જ બીજી પ્રજાનાં પુસ્તકો લખવામાં દાખવ્યાં હશે; તેમજ તેમની એ કળા અને એ હોશિયારીનાં મૂલ્ય જૈન પ્રજાની જેમ ભાગ્યે જ કોઇ પ્રજાએ આંક્યાં હશે. મહારાજા શ્રીહર્ષ, ગૂર્જરેશ્વર મહારાજ શ્રીસિદ્ધરાજ જયસિંહદેવ, મહારાજા શ્રીભોજદેવ આદિ જેવા અપવાદોને બાદ કરી લઇએ તો આ વસ્તુની કિંમત આંકવામાં ઘણીખરી વાર મોટામોટા રાજા-મહારાજાઓ પણ નિષ્ફળ નીવડતા. આ બાબતની ખાતરી આપણને આજે જૈન પ્રજા પાસે વિદ્યમાન સેંકડો વિશાળ જ્ઞાનભંડારો નિહાળતાં સહેજે થઇ શકે તેમ છે. કાળનો પ્રભાવ, મોગલોની વિદ્વેષિતા, ઉધેઈ, ઉંદર, અગ્નિ, વરસાદ આદિના ભોગ થવું, જૈન યતિઓ અને ભંડારના કાર્યવાહકોની બેવફાદારી અગર બિનકાળજી ઇત્યાદિ અનેક કારણોને પ્રતાપે આજ સુધીમાં સંખ્યાતીત

---

૧૮ 'संवत् ११३८ वैशाख शुदि १४ गुरौ लिखितं श्रीमदणहिलपाटके वालभ्यान्वये कायस्थभाइलेन.'

'संवत् १५७२ वर्षे वैशाख वदि चतुर्दशी बुधे मोढज्ञातीय पंडया लटकणकेन लिखितं समाप्तमिति.'

'संवत् १५२७ वर्षे माघमासे कृष्णपक्षे दशम्यां तिथौ गुरुवासरे अद्येह श्रीस्तंभतीर्थे वास्तव्य औदीच्यज्ञातीयपुरोहित ऋषिकेन लिखितं ॥ यादृशं पुस्तके दृष्ट्वा० ॥ पं० कुशलसंयमेन मुक्ता प्रति ॥' ઇત્યાદિ.

આજપર્યંત અમે એવા સંખ્યાબંધ જૈન સાધુઓ જોયા છે, જે દરેકના હાથ નીચે પંદરપંદર વીસવીસ લહિયાઓ પુસ્તક લખવાનું કામ કરતા હતા.

જૈન જ્ઞાનભંડારો નષ્ટ-ભ્રષ્ટ, શીર્ણ-વિશીર્ણ તેમજ વેરણછેરણ થઇ ગયા પછી તેમજ દેશ-વિદેશમાં ચાલી ગયા પછી પણ આજે નાનામાં નાની જૈન પ્રજાના અસ્મિત્વ નીચે,—કેવળ એ પ્રજાને પોતાને પરિશ્રમે તૈયાર થએલો,—જેટલો વિશાળ જ્ઞાનસંગ્રહ વર્તમાન છે એટલો ભાગ્યે જ બીજી કોઇ પ્રજા પાસે હોવાનો સંભવ છે.

જૈન સંસ્કૃતિએ લેખનકળા સ્વીકારી ત્યારથી આજ પર્યંતનાં પંદરસો વર્ષનો જૈન લેખકોનો આ ઇતિહાસ છે. આજે મુદ્રણયુગના પ્રતાપે કળાધર જૈન લેખકોનો ભયંકર દુકાળ પડ્યો છે. આપણે વધારે દૂર નહિ જઇએ, પણ ચાલુ વીસમી સદીના પૂર્વાર્ધમાં સારામાં સારા લેખકોત્રણ ચાર રૂપીએ એક હજાર શ્લોક લખતા હતા, એને બદલે આજે સાદામાં સાદો લેખક પણ પાંચ છ રૂપીઆથી ઓછે ભાવે લખવા ના પાડે છે અને સારો લેખક હોય તો એક હજાર શ્લોક લખવા માટે દસ, પંદર કે એથી પણ વધારે રૂપીઆ સુધી પહોંચી જાય છે. આમ છતાં પ્રાચીન લિપિથી પરિચિત એવો વિશ્વાસપાત્ર લેખક એ તો એક આશ્ચર્યરૂપ વસ્તુ જ ગણવાની છે. ઘણાખરા લેખકો તો 'મક્ષિકાસ્થાને મક્ષિકા' ન્યાયે ગમે તેવું લખીને ધરી દે તેવા જ હોય છે. આજે અમારી સમક્ષ અમારા પરમપૂજ્ય દાદાગુરુ પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજ અને પૂજ્ય ગુરુવર્ય શ્રીચતુરવિજયજી મહારાજનો માનીતો અને તેમની જ છાયા નીચે કેળવાએલો પાટણનો વતની બ્રાહ્મણ જ્ઞાતીય અમારો લેખકરત્ન ગોવર્ધનદાસ લક્ષ્મીશંકર ત્રિવેદી છે; જે માત્ર લેખનકળામાં જ પ્રવીણ છે એટલું જ નહિ, પણ પ્રાચીન તાડપત્રીય, જીર્ણ-શીર્ણ પુસ્તકોની નષ્ટ-ભ્રષ્ટ અને ભૂંસાઇ ગએલી લિપિઓને ઉકેલવામાં ઉસ્તાદ હોવા ઉપરાંત વૈદક, જ્યોતિષ, મંત્ર-તંત્ર-યંત્ર આદિ વિષયોથી પણ એટલો પરિચિત છે કે ગમે તેવું વિષમ લખાણ હોય કે યંત્ર વગેરે લખવાં-બનાવવાં-ચીતરવાં હોય તો તેમાં પોતાની સ્વતંત્ર પ્રતિભાનો ઉપયોગ કરી શકે તેવો છે. આવા લેખકો આજે અતિ દુર્લભ છે.

ઉપર અમે જૈન લેખકો જણાવી ગયા, તે સિવાય જૈન શ્રમણો, યતિઓ અને શ્રાવક[૬૯].

---

૬૯ જૈન ઉપાસકો અને ઉપાસિકાઓ જ્ઞાનભક્તિનિમિત્તે ઘણીવાર પુસ્તકો લખતાં હતાં. પાટણ સંઘવીના પાડાના ભંડારમાં सूत्रकृतांगसूत्र, निशीथसूत्रचूर्णी વગેરે પુસ્તકો શ્રાવકોએ લખેલાં છે. सूत्रकृतांगसूत्रની પ્રતિ 'લેખનકળાકુશળ' કાયસ્થજ્ઞાતીય મંત્રી ભીમે લખેલી છે. તેની પ્રશસ્તિમાં આ પ્રમાણેનો ઉલ્લેખ છે—

(क) 'श्रीकायस्थविशालवंशगगनादित्योऽत्र जानाभिधः ।
संजातः सचिवाग्रणीर्गुरुयशाः श्रीस्तंभतीर्थे पुरे ॥
तत्सूनुर्लिखनक्रियैककुशलो भीमाभिधो मंत्रिराट् ।
तेनायं लिखितो बुधावलिमनःप्रीतिप्रदः पुस्तकः ॥'

(ख) 'निसीहचुन्नी समत्ता ॥ ६ᳫ३ ॥ ॥ छ ॥ मंगलं महाश्रीः ॥ छ ॥ संवत् ११५७ आखाढषष्ठयायां शुक्रदिने श्रीजयसिंघदेवविजयराज्ये श्रीभृगुकच्छनिवासिना जिनचरणाराधनतत्परेण देवप्रसादेन निशीथचूर्णीपुस्तकं लिखितमिति ॥

જેસલમેરના તાડપત્રીય ભંડારમાં પોથી નં. ૨૨૩ કર્મસ્તવ–કર્મવિપાક ટીકા, પો. નં. ૨૯૭ કલ્પચૂર્ણી, પો. નં. ૩૧૫ ગણધરસાર્ધશતકવૃત્તિ વગેરે પુસ્તકો શ્રાવકોએ લખેલાં છે. આના અંતમાં નીચે પ્રમાણે લેખકની પુષ્પિકાઓ છે:

શ્રાવિકાઓ[૭૦] પણ જ્ઞાનભક્તિ આદિ નિમિત્તે સેંકડો ગ્રંથો લખતા હતા. આજે જૈન જ્ઞાનભંડારોમાં એવાં સેંકડો પુસ્તકો મળે છે જે વિદ્વાન અને અતિમાન્ય જૈનાચાર્યો અને જૈનશ્રમણ આદિના પુનીત હસ્તે લખાએલાં છે. ખંભાતના શાંતિનાથના તાડપત્રીય ભંડારમાં વિશેષાવશ્યક ટીકા વગેરે સમર્થ ગ્રંથોના પ્રણેતા મલધારી આચાર્ય શ્રીહેમચંદ્રના હાથની લખેલી જીવસમાસ[૭૧] ટીકાની પ્રતિ છે એમ કહેવાય છે. સમર્થ તાર્કિકશિરોમણિ ન્યાયાચાર્ય શ્રીયશોવિજયજી[૭૨] અને તેમના ગુરુ શ્રીનયવિજયજી, શ્રી-

---

(ग) 'ब्रसहृदीयगच्छे, वंशे विद्याधरे समुत्पन्नः । सद्‌गुणदिप्रद्युक्तः, सूरिः श्रीसुमतिविख्यातः ॥
तस्यास्ति पादसेवी, सुसाधुजनसेवितो विनीतश्च । धीमानुपाधियुक्तः सद्वृत्तः पण्डितो वीरः ॥
कर्मक्षयस्य हेतोः तस्यच्छिवी(?)मता विनीतेन । मदनागश्रावकेणैषा, लिखिता चारुपुस्तिका ॥'
कर्मस्तव–कर्मविपाकटीका ।

(घ) 'कल्पचूर्णी समाप्ता । विक्रमसंवत् १३८९ भाद्रपदसुदिचतुर्थीदिने..............श्रीजिनचन्द्रसूरिपट्टालंकारश्रीजिनकुशलसूरियुगप्रवरागमोपदेशेन ना० कुमारपालसुश्रावकेण श्रीकल्पचूर्णीपुस्तकमिदमलेखि ।'

(ङ) 'विदुषा जल्हणेनेदं, जिनपादांबुजालिना । प्रशस्तं लिखितं शास्त्रं, वंद्यं कर्मक्षयप्रदम् ॥'
गणधरसार्धशतकवृत्ति ।

અહીં અમે દા.ત. શ્રાવકોએ લખેલાં પુસ્તકોનાં નામોની જે યાદી અને પુષ્પિકાઓ આપી છે તેમાં નિશીથચૂર્ણી અને કલ્પચૂર્ણી નામનાં બે છેદ આગમોનો સમાવેશ થાય છે. નિશીથચૂર્ણી ભરૂચનિવાસી દેવપ્રસાદ નામના શ્રાવકે લખી છે અને કલ્પચૂર્ણી ખરતરગચ્છીય માન્ય આચાર્ય શ્રીજિનકુશલના ઉપદેશથી કુમારપાલ નામના શ્રાવકે લખી છે. આથી એક વાત ઉપર વધુ પ્રકાશ પડે છે કે આજકાલ કેટલાક રૂઢવિચારના સાધુઓ, શ્રાવકો જૈન આગમો તેમજ જૈન છેદ આગમોની નકલ ઉતારે એ સામે શાસ્ત્રને નામે મનગમતી વાતો કરી નકામી ધમાલ મચાવી મૂકે છે એ અયોગ્ય જ છે.

૭૦ મેહતાના જૈન ભંડારમાં આચાર્ય શ્રીમલયગિરિકૃત આવશ્યક ટીકાની પ્રતિ રૂપાદે નામની શ્રાવિકાએ લખેલી છે. અત્યારે એ ભંડાર ત્યાંથી અસ્તવ્યસ્ત થઇ ગયો છે એટલે એ પ્રતિ કયાં ગઇ હશે એ કહી શકાય નહિ.

૭૧ જીવસમાસવૃત્તિના અંતમાં નીચે પ્રમાણેની પુષ્પિકા છે:

'ग्रंथाग्रं० ६६२७ संवत् ११६४ चैत्र शुदि ४ सोमेऽद्येह श्रीमदणहिलपाटके समस्तराजावलिविराजितमहाराजाधिराजपरमपरमेश्वरश्रीमज्जयसिंहदेवकल्याणविजयराज्ये एवं काले प्रवर्त्तमाने यमनियमस्वाध्यायानुष्ठानरतपरमनैष्ठिकपंडितश्वेतांबराचार्यभट्टारकश्रीहेमचंद्राचार्येण पुस्तिका लि० श्री०'

આ પુષ્પિકાના અંતમાંના લિ૦ને લઇ લોકો 'श्रीहेमचन्द्राचार्येण लिखिता અર્થાત્ શ્રીહેમચંદ્રાચાર્યે લખી' એમ માનવા લલચાયા છે, પરંતુ પુષ્પિકામાંના यमनियमा० ઇત્યાદિ વિશેષણ જોતાં આ 'પ્રતિ શ્રીહેમચંદ્રાચાર્યે લખ્યા'ની લોકમાન્યતા તદ્દન ભ્રાંત અને અસત્ય છે એમ અમે માનીએ છીએ; તેમ છતાં લોકોની માન્યતા ઉપર મુજબની હોવાને કારણે જ અમે તેમ જણાવ્યું છે

૭૨ ન્યાયાચાર્ય શ્રીમાન યશોવિજયજી વિક્રમની સત્તરમી અઢારમી સદીના સમર્થ જૈન તાર્કિક છે. એમના પોતાના રચેલા ગ્રંથોની સ્વહસ્તે લખેલી અનેક પ્રતો મળે છે. જેમાંની અમારા ધ્યાનમાં નીચે પ્રમાણે છે·

૧ અષ્ટસહસ્રી વિવરણ (પૂના ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ); ૨ યોગવિંશિકાટીકા અને ૩ વિચારબિંદુ (ભક્તિવિજયજી મહારાજના ભાવનગરના ભંડારમાં); ૪ આરાધકવિરાધક ચતુર્ભંગી સટીક (પાટણ તપગચ્છના ભંડારમાં), ૫ ન્યાયાલોક (શ્રીબુદ્ધિસાગરસૂરિના સંગ્રહમાં); ૬ કર્મપ્રકૃતિટીકા અને ૭ ન્યાયખંડખાદ્ય (ચંચળ બહેનનો ભંડાર અમદાવાદ); ૮ ધર્મસંગ્રહની આસપાસ

વિનયવિજયજી અને તેમના ગુરુ શ્રીકીર્તિવિજયોપાધ્યાય, ઉત્તરાધ્યયનટીકાના કર્તા શ્રીકમલસંયમોપાધ્યાય વગેરે દરેક ગચ્છ ગચ્છાંતરના સંખ્યાબંધ મહાપુરુષોના પવિત્ર હાથે લખાએલાં નાનાંમોટાં ઢગલાબંધ પુસ્તકો હજી મળે છે. ચાલુ સદીમાં થઇ ગએલા સમર્થ 'અભિધાનરાજેન્દ્ર' મહાકોશના પ્રણેતા ત્રિસ્તુતિક આચાર્ય શ્રીમાન રાજેન્દ્રસૂરિએ ભગવતીસૂત્રસટીક, પન્નવણાસૂત્રસટીક જેવા સંખ્યાબંધ મહાન ગ્રંથો સ્વહસ્તે લખેલા આહોર (મારવાડ)ના તેમના ભંડારમાં મોજૂદ છે.

## લેખકના ગુણ-દોષ

સારા અને અપલક્ષણા લેખકના ગુણદોષની પરીક્ષા માટે નીચેના પ્રાચીન ઉલ્લેખો મળે છે:

'सर्वदेशाक्षराभिज्ञः, सर्वभाषाविशारदः । लेखकः कथितो राज्ञः, सर्वाधिकरणेषु वै ॥ १ ॥
मेधावी वाक्पटुर्धीरो, लघुहस्तो जितेन्द्रियः । परशास्त्रपरिज्ञाता, एष लेखक उच्यते ॥ २ ॥'

—'लेखपद्धतिः ।'

'टलिया य मसी भग्गा, य लेहिणी खरडियं च तलवट्टं ।
धि द्धि त्ति कूडलेहय !, अज्ज वि लेहत्तणे तण्हा ॥ १ ॥
पिहुलं मसिभायणयं, अत्थि मसी वित्थयं सि तलवट्टं ।
अम्हारिसाण कज्जे, तएँ लेहय ! लेहिणी भग्गा ॥ २ ॥
मसि गहिऊण न जाणसि, लेहणगहणेण मुद्ध ! कलिओ सि ।
ओसरसु कूडलेहय !, सुललिय पत्ते विणासेसि ॥ ३ ॥'

—'विज्जाहलु'लिखितप्रतिप्रान्ते प्रक्षिप्ता आर्याः ॥

ઉપરનાં પાંચ પદ્યો પૈકી પહેલાં બે પદ્યો લેખકના ગુણ દર્શાવે છે અને પાછળની ત્રણ આર્યાઓ લેખકના દોષ બતાવે છે. જેનો સાર એ છે કે 'લેખક લિપિને સુંદર લખી શકે એ ઉપરાંત તે અનેક લિપિઓ અને શાસ્ત્રોથી પરિચિત હોવો જોઇએ, જેથી ગ્રંથને બરાબર શુદ્ધ

---

ટિપ્પનક (શ્રીસિદ્ધિસૂરિજી મ૦ના ભંડારમાં); ૯ નિશાભુક્તિવિચાર પ્રકરણ, ૧૦ તિઙ્‌તાન્વયોક્તિ આદ્યપત્ર, ૧૧ અસ્પૃશદ્‌ગતિવાદ આદ્યપત્ર, ૧૨ સમકિતના સડસઠ બોલની સજ્ઝાય અંત્યભાગ, ૧૩ સવાસો ગાથાનું સ્તવન આદ્યભાગ, ૧૪ જંબૂસ્વામિરાસ, અને ૧૫ યશોવિજયજીલિખિત આદેશપટ્ટક (પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મ૦ના સંગ્રહમાં); ૧૬ કૂપદૃષ્ટાંતવિશદીકરણ, ૧૭ તિઙ્‌તાન્વયોક્તિ અપૂર્ણ, ૧૮ જ્ઞાનાર્ણવ અપૂર્ણ અને ૧૯ સ્યાદ્વાદમંજૂષાટીકા અપૂર્ણ (કચ્છ કોડાયના ભંડારમાં); અને ૨૦ કર્મપ્રકૃતિ અવચૂરિ અપૂર્ણ (લીંબડીના ભંડારમાં).

આ સિવાય નીચેના અન્ય કર્તૃક ગ્રંથોની નકલો તેમના હસ્તાક્ષરની મળે છે: ૧ અષ્ટક હારિભદ્રીય (ભાવનગરના ભંડારમાં), ૨ હૈમધાતુપાઠ (સન્મિત્ર શ્રીકર્પૂરવિજયજીના ખંભાતના સંગ્રહમાં); ૩ દશાર્ણભદ્રસ્વાધ્યાય (પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મ૦ના સંગ્રહમાં) અને ૪ આલોચના (શ્રીભક્તિવિજયજી મ૦ના સંગ્રહમાં).

નીચેના ગ્રંથો શ્રીયશોવિજયજી મ૦એ સુધાર્યા હોય તેમ તેની આસપાસ લખેલ પંક્તિઓની લિપિ જોતાં અમને લાગ્યું છે: ૧–૨ ગુરુતત્ત્વવિનિશ્ચય સ્વોપજ્ઞ ટીકા સાથે (સુરતના અને મુંબાઇના મોહનલાલજી મહારાજના ભંડારની પ્રતિઓ); ૩ દ્રવ્યગુણપર્યાય રાસ સ્વોપજ્ઞટીકા સાથે (ભાભાનો પાડો પાટણ); ૪ સ્નાતસ્યાસ્તુતિટીકા, ૫ યશોવિજયજીના બે પત્રો અને ૬ પ્રતિમાશતક યશોવિજયજી૦મ૦ના ગુરુશ્રી નયવિજયજીએ લખેલું (પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મ૦ પાસે).

લખી શકે, છેવટે નવી ભૂલો વધારે તો નહિ જ.' લેખકની લિપિમાં સૌંદર્ય કેવું હોવું જોઇએ એ માટે અમે લિપિવિભાગમાં નોંધેલા શ્લોકો તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ. અર્થાત્ સુંદર, અભ્રાંત અને સુવાચ્ય લિપિ લખવા ઉપરાંત ઉપરની પ્રતિ–નકલ–જેવી હોય તેવી જ નકલ ઉતારે–લખે–એવો હોવો જોઇએ. 'જે લહિયો શાહી ઢોળતો હોય, લેખણ ભાંગી નાખતો હોય, આસપાસની જમીન બગાડતો હોય, ખડિયાનું મોઢું મોટું હોય છતાં તેમાં બોળતાં લેખણ ભાંગી નાખતો હોય, કલમ કેમ પકડવી કે તેને ખડિયામાં પદ્ધતિસર કેમ બોળવી એ ન જાણતો હોય તેમ છતાં લેખણ લઇને લખવા બેસી જાય તો તે 'કૂટલેખક' અર્થાત્ અપલક્ષણો લેખક જાણવો અને એવો લેખક ફક્ત સુંદર પાનાંને બગાડે જ છે.'

## લેખકનાં સાધનો

પુસ્તકના લખનાર લહિયા પાસે લેખનને લગતાં કયાં કયાં સાધનો કાયમી હોવાં જોઇએ એને સૂચવતો એક પ્રાચીન શ્લોક અહીં આપીએ છીએઃ

कुंपी१ कज्जल२ केश३ कम्बलमहो४ मध्ये च शुभ्रं कुशं५,
कांबी६ कल्म७ कृपाणिका८ कतरणी९ काष्टं१० तथा कागलम्११ ।
कीकी१२ कोटरि१३ कल्मदान१४ क्रमणे१५ कटि१६ स्तथा कांकरो१७,
एते रम्यककाक्षरैश्च सहितः शास्त्रं च नित्यं लिखेत् ॥१॥

આ શ્લોકમાં લેખકને નિરંતર ઉપયોગી 'ક'અક્ષરથી સૂચિત સત્તર સાધનોનાં નામનો સંગ્રહ છેઃ ૧ કુંપી–ખડિયો ૨ કાજળ–શાહી ૩ કેશ–માથાના વાળ ૪ કાંબળ ૫ કુશ–ડાભ ૬ કાંબી–આંકણી ૭ કલમ ૮ કૃપાણિકા–છરી ૯ કતરણી–કાતર ૧૦ કાષ્ટ–પાટી ૧૧ કાગળ ૧૨ કીકી–આંખો ૧૩ કોટડી–ઓરડી ૧૪ કલમદાન ૧૫ ક્રમણ–પગ ૧૬ કટિ–કેડ અને ૧૭ કાંકરો. આ સત્તર સાધનમાં જણાવ્યું છે કે લેખકની આંખ, પગ અને કેડ સાબૂત જોઇએ અર્થાત્ તેનું શરીર સશક્ત હોવું જોઇએ. એને લખવા બેસવા માટે એકાંત ઓરડી, બેઠક નીચે રાખી બેસવા માટે કાંબળ અને મંગળ માટે ડાભ પણ હોવાં જોઈએ. લખવાના સાધન તરીકે એની પાસે ખડિયો, શાહી, શાહીમાં નાખવા માટે વાળ, કલમ અને કાગળ પણ હોવાં જોઇએ. કલમ કરવા માટે છરી અને કાગળ કાતરવા માટે કાતર પણ જોઇએ. પાનાં મૂકીને લખવા માટે લાકડાની પાટી જોઇએ અને પાનાં ઉપર લીટીઓ દોરવા માટે કાંબી પણ જોઇયે. ચપ્પુની ધાર બગડી ગઇ હોય તેને અને કલમમાં સાધારણ કૂચો પડી ગયો હોય કે તેના કાપમાં ઉંચાનીચાપણું રહેતું હોય તેને ઘસવા માટે કાંકરો એટલે કુરડીનો પથ્થર પણ આવશ્યક છે. કલમ, કાંબી, કાતર, છરી, કાંકરો આદિને વ્યવસ્થિત રાખવા માટે કલમદાન પણ જરૂરી છે.

## લેખકોની ટેવો

લેખકોને લખવા માટેની બેઠકની અને જેના ઉપર પાનાં રાખીને તેઓ લખે છે એ પાટીને રાખવા આદિને લગતી ઘણીઘણી વિચિત્ર ટેવો હોય છે. કેટલાક લેખકો લખતી વેળા બે પગ

ઊભા રાખી બેસે છે, જ્યારે કેટલાક લહિયાઓ એક પગ ઊભો રાખી લખે છે. કેટલાક લેખકો પાનાં રાખીને લખવાની પાટીને ઊભી રાખી લખે છે તો કેટલાક લિખારીઓ તેને આડી રાખી લખે છે, જ્યારે કેટલાક કાશ્મીરી લહિયાઓ એવા કળાબાજ હોય છે કે પાનાની નીચે પાટી વગેરેનું ટેકણ રાખ્યા સિવાય પાનાને તદ્દન અધર રાખીને જ લખે છે! ઘણાખરા લહિયાઓ પાના ઉપર ઓળિયાથી લીટીઓ દોરીને જ લખે છે—લખતા, જ્યારે ઘણા યે લહિયાઓ લીટીઓ દોર્યા સિવાય અથવા પાનાને મથાળે માત્ર એક આછી પાતળી લીટી દોરીને જ લખતા. આજકાલ ગૂજરાત, મારવાડ આદિના જૈન લેખકો બે પગ ઉભા રાખી,—પગ દુખે નહિ એ માટે તેની નીચે ગોદડાનો ગોળ વીંટળો રાખી,—તેના ઉપર આડી પાટી રાખી અને પાના ઉપર ઓળિયાથી લીટીઓ દોરીને જ લખે છે. કેટલાક લેખકો આડા કાપની કલમથી લખનારા હોય છે તો કેટલાક લગભગ સીધા કાપની કલમથી લખનારા હોય છે. કેટલાક લેખકોનો હાથ હળવો હોય છે ત્યારે કેટલાકનો હાથ ભારેપડતો હોય છે. આ બધી વિચિત્ર ટેવોને કારણે એકબીજાની કલમ રાંટી ન થઇ જાય, દરડાઇ ન જાય કે તેમાં કૂચો ન પડી જાય એ માટે લેખકો બનતા સુધી એકાએક એકબીજાની કલમ પરસ્પરને લખવા માટે લેતા-દેતા નથી. આ માટે એક સુભાષિત પણ છે કે:

'लेखिनी' पुस्तकं रामा, परहस्ते गता गता ।
कदाचित् पुनरायाता, 'लष्टा' मृष्टा च चुम्बिता ॥

## લેખકોનો લેખનવિરામ

લહિયાઓને પુસ્તક લખતાં લખતાં કોઇ કારણસર ઊઠવું હોય અથવા તે દિવસને માટે કે અમુક મુદતને માટે લખવાનું કામ મુલતવી રાખવું હોય તો તેઓ 'સ્વરો તેમજ, ક ખ ગ ઙ ચ છ જ ઞ ઠ ઢ ણ થ દ ધ ન ફ ભ મ ય ર ષ સ હ ક્ષ જ્ઞ' આટલા અક્ષરો ઉપર ક્યારે પણ પોતાનું કામ બંધ કરતા નથી. કારણ કે તેઓ માને છે કે:

'क કટ જાવે, ख ખા જાવે, ग ગરમ હોવે, च ચલ જાવે, छ છટક જાવે, ज જોખમ દિખાવે, ठ ઠામ ન બેસે, ढ ઢળી પડે, ण હાણ કરે, थ થિરતા કરે, द દામ ન દેખે, ध ધન છાંડે, न નઠારો, फ ફટકારે, भ ભમાવે, म માઠો, य ફેર ન લિખે, र રોવે, ष ખાંચાળો, स સંદેહ ધરે, ह હીણો, क्ष ક્ષય કરે, ज्ञ જ્ઞાન નહિ.'

અર્થાત્ બાકીના 'ઘ ઝ ટ ડ ત પ બ લ વ શ' અક્ષર ઉપર તેઓ તેમનું કામ બંધ કરે છે. તેમની માન્યતા છે કે:

'घ ઘસડી લાવે, झ ઝટ કરે, ट ટકાવી રાખે, ड ડગે નહિ, त તરત લાવે, प પરમેશરરો, ब બળીઓ, ल લાવે, व વાવે, श શાંતિ કરે.'

મારવાડના લેખકો મુખ્યતયા व ઉપર વધારે આધાર રાખે છે; એટલે કે લખતાંલખતાં ઊઠવું હોય કે લખવાનું કામ મોકૂફ રાખવું હોય તો व અક્ષર આવ્યા પછી ઊઠે છે અથવા છેવટે કોઇ કાગળ ઉપર व અક્ષર લખીને જ ઊઠે છે.

લેખકોની ઉપરોક્ત માન્યતા વૈજ્ઞાનિક પદ્ધતિએ કેવી અને કેટલી તથ્ય છે એ બાબતનો

વિચાર કરવાનું કામ અમે તેના જાણકાર વિદ્વાન વાચકો ઉપર છોડીએ છીએ.

## લેખકોની નિર્દોષતા

જેમ ગ્રંથકારો પોતાના ગ્રંથને અંતે ગ્રંથમાં થએલાં સ્ખલનો–ભૂલો માટે વિદ્વાનો પ્રત્યે પ્રાર્થના કરી છૂટી જાય છે, ગ્રંથરચનાને લગતી પોતાની પરિસ્થિતિનું સૂચન કરે છે, તેના અધ્યેતા અધ્યાપક વાચક વગેરેને આશીર્વાદ આપે છે, તેમ લેખકો પણ પુસ્તકોને અંતે એવા કેટલાક ઉલ્લેખો કરે છે જેમાં તેમની પરિસ્થિતિ, નિર્દોષતા, આશીર્વાદ વગેરેનો સમાવેશ થઈ જાય. એ શ્લોકો નીચે પ્રમાણે છેઃ

'अदृष्टदोषान्मतिविभ्रमाद्वा, यदर्थहीनं लिखितं मयाऽत्र ।
तत् सर्वमार्यैः परिशोधनीयं, कोपं न कुर्यात् खलु लेखकस्य ॥'

'यादृशं पुस्तके दृष्टं, तादृशं लिखितं मया । यदि शुद्धमशुद्धं वा, मम दोषो न दीयते ॥'

'भग्नपृष्ठिकटिग्रीवा, वक्रदृष्टिरधोमुखम् । कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥'

'बद्धमुष्टिकटिग्रीवा, मंददृष्टिरधोमुखम् । कष्टेन लिख्यते शास्त्रं, यत्नेन परिपालयेत् ॥'

'लघु दीर्घ पदहीन वंजणहीण लखाणुं हुइ, अजाणपणइ मूढपणइ, पंडित हुइं ते सुधु करी भणज्यो ॥'

## લેખકોની શબ્દશાસ્ત્ર ઉપર અસર

લેખકોના ભ્રાન્તિમૂલક અને વિસ્મૃતિમૂલક લખાણની અસર શબ્દશાસ્ત્ર–વ્યાકરણ ઉપર થયાનાં અનેક ઉદાહરણો આપણી સમક્ષ વિદ્યમાન છે. દા. ત. કેટલા યે લેખકો પ્રાચીન લિપિના त्थ અને च्छ નો વાસ્તવિક ભેદ ન સમજી શકવાને કારણે त्थने બદલે च्छ અને च्छने બદલે त्थ લખવા લાગ્યા; જેનું પ્રમાણ વધી પડતાં તેને સુધારવું અશક્ય માની વૈયાકરણોએ સૂત્રરચના દ્વારા બંને જાતના પ્રયોગોને અપનાવી લીધા. પરિણામે સં० रथ्या=પ્રા० रत्था रच्छा ઇત્યાદિ त्थ અને च्छ વાળાં રૂપો સ્વીકૃત થયાં. એ જ પ્રમાણે किसलय किसल, कुवलय कुवल ઇત્યાદિ પ્રયોગોમાં લેખકોની વિસ્મૃતિને લીધે य પડી જતાં ઉપરની જેમ 'किसलय-कालायस-हृदये यः' સિ૦હૈ૦ ૮–૧–૨૬૯ ઇત્યાદિ સૂત્રો દ્વારા બંને પ્રકારના પ્રયોગોનો સંગ્રહ વૈયાકરણોએ કરી લીધો, એટલું જ નહિ પણ સંસ્કૃત કોષકારોએ પણ એ શબ્દોને પોતાના કોષમાં સંગ્રહી લીધા છે. હ્રસ્વ-દીર્ઘ સ્વરો અને સંયુક્ત-અસંયુક્ત વ્યંજનોના વિપર્યાસને અંગે પણ તેમને અનેક નિયમો યોજવા પડ્યા છે. આ સંબંધમાં વધારે ઊંડાણથી તપાસ કરવામાં આવે તો લેખકોના ભ્રાન્તિમૂલક અને વિસ્મૃતિમૂલક લખાણની અસર શબ્દશાસ્ત્ર ઉપર ઘણા મોટા પ્રમાણમાં થએલી જણાશે. અહીં અમે પ્રાકૃત વ્યાકરણશાસ્ત્રનાં જ ઉદાહરણો આપ્યાં છે એથી કોઈએ એમ માની લેવાનું નથી કે સંસ્કૃત વ્યાકરણ-શાસ્ત્ર ઉપર લેખકોના લેખનની કશી યે અસર થઈ નથી. એના ઉપર પણ એની અસર થયા સિવાય રહી શકી નથી.

## લેખકોનો ગ્રંથલેખનારંભ

ભારતીય આર્ય સંસ્કૃતિના અનુયાયીઓ કોઈ પણ કાર્યની શરૂઆત કાંઈ ને કાંઈ નાનું કે મોટું

મંગળ કરીને જ કરે છે, એ શાશ્વત નિયમાનુસાર ગ્રંથલેખનના આરંભમાં દરેક લેખકો ॐ नमः, ऐं नमः, जयत्यनेकांतकंठीरवः, नमो जिनाय, नमः श्रीगुरुभ्यः, नमो वीतरागाय, ॐ नमः सरस्वत्यै, ॐ नमः सर्वज्ञाय, नमः श्रीसिद्धार्थसुताय ઇત્યાદિ અનેક પ્રકારના દેવ, ગુરુ, ધર્મ, ઇષ્ટદેવતા આદિને લગતા સામાન્ય કે વિશેષ મંગલસૂચક નમસ્કારો કરતા–લખતા; પરંતુ આ બધા કરતાં જુદું છતાં દરેક પ્રાચીન–અર્વાચીન લેખકોને એકસરખું માન્ય એવું एर्द० ॥ આ ચિહ્ન ઉપરોક્ત નમસ્કારોના આરંભમાં અને એકલું પણ, જુદા જુદા ફેરફારવાળું લખાએલું પ્રાચીન પ્રતિઓમાં યે મળે છે અને અત્યારે પણ એ લખાય છે. આ ચિહ્નને, મારવાડમાં નાના બાળકોને અભ્યાસની શરૂઆતમાં ॥ ५० ॥ ॐ नमः सिद्धं ની, કક્કાની—સ્વર-વ્યંજનની (જુઓ ચિત્ર નં. ૯–૧૦) અને કાતંત્રવ્યાકરણપ્રથમપાદ વગેરેની જે પાટીઓ[૭૩] ભણાવવામાં આવે છે તેમાં 'બે લીટી, ભલે, મીંડું, બે પાણ' તરીકે ગોખાવવામાં

---

૭૩ '॥ ५० ॥ ॐ नमः सिद्धं' વગેરેની પાટીઓ આ પ્રમાણે ઉચ્ચારવામાં આવે છે:

'૧ બે લીટી, ભલે, મીંડું, બડબીલીઆરી, ઉગણ ચોટીઓ, માથે પોઠીઓ, નાનો વીટલો, ગાંમો માવગો, માંમારે હાથમેં દોય લાડુ, સીરાંવાળી સોકરી, પાછે વાળી કુંડાળી, ધાગે ઢાપો ઘોકલો, માથે ચડીઓ છોકરો, હાથમેં ડાંગ લી.

૨ આઈડા દો ભાઈડા, બડો ભાઇ કાનો, ઓઈ બેઈ ઇડી, બદીને ઉકાયરો, આઉ આઉ આંકોટા, બડે પાંખડ કાંટો લા, લીલી તરવી કાંટો લા, બડી લીલી કાંટો લા, લીલા હુતા હાપો, વડા હાપા વેલો, એનમેન ગાડી, વડી ગાડી માત્રો, ઓલગવાળા બળદીઆ, બડે બેગણ જોતરીઆ, અમીઆ દો આસરી, એકણ માથે એક દે, દૂજ આગળ દો દે.

૩ કક્કો કેવડો, ખખો ખાજલો, ગગા ગોરી ગાય વીયાણી, ઘઘા ઘરટ પલાણ્યો જાય, નનીઓ (ઙઙીઓ) આમણ દુમણો, ચચ્ચા ચીની ચોપડી, છછા વદિયા પોટલા, જજ્જો જેરલવાણિઓ, ઝઝો ઝોળી સારિખો, ન્યાનીઓ ખાંડો, ટક્કો પોલી ખાંપુ, ઠઠ્ઠા ઠાબર ગાડુઓ, ડડો ડામર ગાંડે, ઢઢા સુણો પૂછે, ણણો તાણો સેલે, તત્તો તાવેતે લે, થથા થૈ રખવાલી, દદીઓ દીવટો, ધધીઓ ધાણકો, નનીઓ ધુલાયરો, પપા પોલી પાટે, ફફા ફગડે જોડે, બબ્બા માંડે ચાંદણું, ભભીઓ ભાટ ભૂલે તરો, મમીઓ મોચક, યયીઓ જાડો પેટકો, રાયરો કટારમલ, લલ્લા ઘોડે લાતવા, વવા વીંગણ વાસ દે, શશા કોટા મરડીઆ, ષષો ખૂણે ફાડીઓ, સાસે દંતી લોક, હાહોલા હરિણેકલો, લાવે લચ્છી દો પણિહાર, ખડિયા ખાટક મોર, પાગે બાંધ્યા બે ચોર, મંગલં મહાશ્રી, દે વિદ્યા પરમેસરી.

४ सिंधो वरणा समामनाया, त्रे त्रे चतुरक दसिया, दौं सवेरा, दशे समाना, तेखु दुधवा, वरणो वरणो, नशि सवरणो, पुरवो रसवा, पारो दरघा, सारो वरणो, विणजे नामि, इकरादेणि, संध्यकरांणि, कादि नाउं, विणजे नामि, ते वरगा पंचो पंचिआ, वरगां णाउं, प्रथम दिवटिआ, श्रीशंखो सारांशिया, गोखागोख, वतोरणे, अनुसार शंखा, निनांणिनमः, अंथा संथा, जेरेलव्वा, उखमण शंखोपाहा.'

ઉપર અમે ॥५०॥ ॐ नमः सिद्धं, સ્વર, વ્યંજન અને કાતંત્રવ્યાકરણપ્રથમપાદની પાટીઓ આપી છે. એ પાટીઓ મારવાડ આખામાં એક છેડાથી બીજા છેડા સુધી એકસરખી રીતે ગોખાવવામાં આવે છે; તેમ છતાં ગોખનારને કે ગોખાવનારને કયારે ય એ ખબર નથી પડતી કે આ પાટીઓમાં શું વસ્તુ છે? એ પાટીઓમાંનો કેટલોક અંશ અસ્પષ્ટ છતાં એટલું સ્પષ્ટ દેખાય છે કે પ્રારંભની ત્રણ પાટીઓ જોડણી, લિપિના–અક્ષરોના આકાર અને સ્થાનને દર્શાવે છે. દા.ત. આપણે પહેલી પાટી જોઇએ:

પહેલી પાટીના પ્રારંભમાં બે લીટી છે. પછી ભલેનું ચિહ્ન, મીંડું અને બે પાણ છે. પછી ચોટલીવાળો ઉકાર છે (દેવનાગરી લિપિમાં ઉકાર ઉપર પાંખડું તાણવાથી ઓકાર બને છે.) તેના ઉપર અર્ધચંદ્રાનુસ્વાર રૂપ પોઠિયો બેઠો છે. તે પછી વીંટલારૂપ न છે (પ્રાચીન દેવનાગરી લિપિમાં नकार ગોળ વીંટલારૂપ લખાતો હતો). આગળ म છે અને તેના આગળ બે

આવે છે, એને આધારે અત્યારના જૈન લહિયાઓ અને જૈન મુનિઓ સુદ્ધાં ઉપરોક્ત ચિહ્નને 'ભલે મીંડું' તરીકે ઓળખે છે; પરંતુ આ નામ ઉપરોક્ત ચિહ્નના વાસ્તવિક આશયને પ્રગટ કરવા માટે પૂરતું નથી. 'બે લીટી, ભલે, મીંડું, બે પાણ' એ માત્ર ઉપરોક્ત ચિહ્નની આકૃતિ કેવી છે એની અપૂર્ણ માહિતી પૂરી પાડે છે; એટલે ખરું જોતાં આ ચિહ્ન કયા અક્ષરની કઈ આકૃતિમાંથી જન્મ્યું છે એ જાણવું બાકી જ રહે છે. એ જાણવા પહેલાં આપણે પ્રાચીન શિલાલેખો અને હસ્તલિખિત પ્રતિઓના આરંભમાં લખાએલાં ઉપરોક્ત ચિહ્નને મળતાં, જુદાં જુદાં ક્રમિક ફેરફારવાળાં ચિહ્નો તરફ નજર કરી લઈએ.

૧ (૧) ૭, (૨) ૯, ૭, ૭, ૯, ૭, (૩) ૭ ], (૪) ૭, ૭, ૭, ૭, ૭, ૭, ૭,
(૫) ૭, ૭, ૭, ૭, (૬) ૭, ૭, ૧, ૧, (૭) ૧, ૭, (૮) ૧, ૧, (૯) ૯.

૨ (૧) ૭, (૨) ૯॥, ૯, ૧॥, (૩) ૮, ૧, (૪) ૯૦॥, ૯૦॥, ॥૯૦॥

૩ (૧) ૭, ૭, ૯, ૯, ૯, ૯॥, (૨) ૯॥, ૯॥, ૯॥, ૯, ૯॰, ૯, (૩) ૯૦, ૯,
૯॥, ૯૦॥, ૯૦॥, (૪) ૯૦॥, ૯૦॥, ॥૯૦॥.

---

લાડવારૂપ વિસર્ગ છે. પછી સ છે અને તેના પાછળ કુહાળીરૂપ હ્રસ્વ ઇકાર જોડેલો છે. એ પછી ધમાં ધ જોડેલો છે. દ્વ ઉપર અનુસ્વારરૂપ છોકરો ચડીને ઊભો છે. આગળ પૂર્ણવિરામસૂચક લીટી છે, જે દ્ધંની સાથે જોડાએલી હોઈ ઉપર ઊભેલ અનુસ્વારરૂપ છોકરાએ હાથમાં દાંગ પકડી હોય તેના જેવી લાગે છે ઇત્યાદિ.

આ રીતે જોતાં એ સ્પષ્ટ જણાય છે કે આ પાટીઓ જોડણીરૂપ તેમજ લિપિના આકારને દર્શાવનાર છે. આ પાટીઓમાં જોડણી, વર્ણમાલાનો આકાર વગેરેનું વર્ણન કરવામાં પ્રાચીન શિક્ષણશાસ્ત્રીઓએ વિનોદની ઊર્મિઓથી 'બાળમાનસ નાચી ઊઠે' એ વસ્તુને ધ્યાન બહાર જવા દીધી નથી.

ત્રિસ્તુતિક આચાર્ય શ્રીરાજેન્દ્રસૂરિએ કલ્પસૂત્રના ભાષાંતરમાં ઉપરોક્ત ત્રણ પાટીઓના જુદી રીતે અર્થો આપ્યા છે, જે માત્ર આધ્યાત્મિક અર્થની અધકચરી કલ્પનારૂપ હોઈ ખરે જોતાં એનો એ સાથે કશો જ મેળ નથી, એ નીચે આપેલા પહેલી પાટીના અર્થ ઉપરથી સમજી શકાશે:

'બે લિટિ—જીવની બે રાશિ છે, સિદ્ધ સંસારી. ભલે—અરે જીવ તું સિદ્ધની રાશિમાં ભળવા ઇચ્છે છે. મીંડું—સંસાર એ ઊંડો કૂવો છે તેમાંથી તું નીકળવા ઇચ્છે છે. બડ બિલાડી—સંસારમાંથી જીવને કાઢવા માટે બે બિલાડી છે. ઓગણ ચોટીઓ માથે પોડીઓ—ચૌદરાજલોકની ચોટી ઉપર સિદ્ધના જીવ રહેલ છે. નનો મીટલો—જીવ તું કામભોગથી વીંટાએલો રહેશે તો અધોગતિ થશે. મમો માઉલો—સંસારમાં જીવનો મોહ મામો છે. મમારે હાથમેં દોય લાડુ—મોહના હાથમાં કામભોગરૂપ બે લાડુ છે તેથી જીવને મોહ પમાડે છે.'

આ મુજબ બીજી પાટીઓના અર્થો પણ આપવામાં આવ્યા છે, જે અહીં નિરુપયોગી સમજી જતા કરવામાં આવે છે.

ચોથી પાટી કાતંત્રવ્યાકરણપ્રથમપાદનાં સૂત્રોની છે, જે બાળકોની જીભ સ્વચ્છ તેમજ છૂટી થાય એ ઉદ્દેશથી ગોખાવવામાં આવતી; પરંતુ આજે એ સૂત્રપાટી અનપઢ શિક્ષકોથી અને બાળજિહ્વા ઉપર ટકરાઇ ટકરાઇને કેવી ખાંડી બાંડી થઇ

ઉપર અમે પ્રાચીન શિલાલેખો અને હસ્તલિખિત પુસ્તકોના આરંભમાં લખાતાં જુદી જુદી જાતનાં ચિહ્નોને ત્રણ વિભાગમાં આપ્યાં છે. (૧) પ્રથમ વિભાગમાં આપેલાં ચિહ્નો 'ભારતીય પ્રાચીન લિપિમાલા'માંથી લીધાં છે, જે ઈ.સ. ની પાંચમી સદીથી લઈ તેરમી સદી સુધીના લેખો, તામ્રપત્ર આદિમાં મળે છે. એમાં અવાંતર નવ વિભાગો પાડ્યા છે તેનું કારણ એ છે કે તે તે અવાંતર વિભાગમાં આપેલી આકૃતિઓ તે તે સૈકાના શિલાલેખ વગેરેમાં મળે છે. (૨) બીજા વિભાગમાં આપેલી આકૃતિઓ વિક્રમની અગીઆરમી સદીથી આરંભી આજ પર્યંતની ધાતુની મૂર્તિઓ ઉપરથી લીધેલી છે. એમાં અવાંતર ચાર વિભાગ પાડ્યા છે તે એટલા માટે કે તે તે અવાંતર વિભાગમાં આપેલી આકૃતિઓ તે તે સૈકામાં બનેલી ધાતુની મૂર્તિઓ ઉપરના લેખોમાં મળે છે. આ વિભાગમાંના ચોથા અવાંતર વિભાગમાં આપેલી આકૃતિઓ વિક્રમની તેરમી સદીથી શરૂ કરી આજ સુધીની મૂર્તિઓના લેખોમાં એકસરખી રીતે મળે છે. (૩) ત્રીજા વિભાગમાં આપેલી આકૃતિઓ વિક્રમની બારમી સદીથી આરંભી આજ સમય સુધીનાં હસ્તલિખિત પુસ્તકોને આધારે તારવેલી છે. આ વિભાગમાંના અવાંતર ચાર વિભાગો શતાબ્દીનો ક્રમ બતાવે છે. ચોથા અવાંતર વિભાગમાંની આકૃતિઓ પંદરમી સદીથી લઈ આજ સુધીમાં લગભગ એકસરખી રીતે ચાલુ છે.

ઉપરોક્ત ત્રણ વિભાગમાં એકંદર ગુપ્ત, કુટિલ, નાગરી, શારદા, બંગલા, પશ્ચિમી વગેરે ભારતીય પ્રાચીન લિપિઓના શિલાલેખો, મૂર્તિલેખો અને હસ્તલિખિત પ્રતિઓના આરંભમાં લખાતી આકૃતિઓનો સમાવેશ થઇ જાય છે. એ આકૃતિઓ તરફ ઊડતી નજર ફેંકતાં તેમાં આપણને આપણા ચાલુ દેવનાગરી ૧ ૫ ६ ७ અને ९ અંકોને મળતી આકૃતિઓ વધારે દેખાય છે. કાળનું અતિક્રમણ, જનસ્વભાવ અને લિપિઓ તેમજ લેખકોના હાથનો વળાટ આદિ કારણોને લઈ ઉપરોક્ત આકૃતિઓમાં વિધવિધ પ્રકારનું પરિવર્તન થવા છતાં પ્રાચીન લિપિમાલાને આધારે જોતાં એ બધી યે આકૃતિઓ ૐકારનાં જ વિવિધ રૂપો છે એમ લાગ્યા સિવાય નથી રહેતું. પ્રાચીન શિલાલેખોના ઉકેલનાર વિદ્વાનો પણ આ આકૃતિઓને ૐકાર તરીકે જ માને છે—વાંચે છે અને અમે પણ ઉપરોકત 'ભલે મીંડાં'ની આકૃતિને ૐકારના સાંકેતિક બની ગએલા ચિહ્ન તરીકે જ સ્વીકારીએ છીએ.

કેટલાંએક લિખિત પુસ્તકોના આરંભમાં લખાએલ ए૬૦॥ આ જાતની આકૃતિને જોઈ કોઇ કોઇ એમ કલ્પના કરવા લલચાય છે કે જૈન સંસ્કૃતિએ વીર સં૦ ૯૮૦માં શાસ્ત્રલેખનની

---

ગઇ છે એ આ નીચે આપવામાં આવતા શુદ્ધ સૂત્રપાઠથી આપણા ખ્યાલમાં આવશે:

सिद्धो वर्णः समाम्नायः। तत्र चतुर्दशादौ स्वराः। दश समानाः। तेषां द्वौ द्वावन्योऽन्यस्य सवर्णौ। पूर्वो ह्रस्वः। परो दीर्घः। स्वरोऽवर्णवर्जो नामी। एकारादीनि संध्यक्षराणि। कादीनि व्यञ्जनानि। ते वर्गाः पञ्च पञ्च पञ्च। वर्गाणां प्रथमद्वितीयाः शषसाश्चाघोषाः। घोषवन्तोऽन्ये। अनुनासिका ङञणनमाः। अन्तस्था यरलवाः। उष्माणः शषसहाः।

આ ચાર પાટીઓ પછી બાળકોને प्रणम्या शंकरो देवं वरमाणं च जगदगरुं० ઇત્યાદિ 'ચાણક્યનીતિ'ના પચીસ પચાસ શ્લોકોની પાટી ગોખાવવામાં આવે છે. આજે એ પાટી પણ આપણા અનઘડ વ્યાસલોકો કે કથાકારો જે રીતે શ્લોકોચ્ચાર કરે છે તેના જેવી અશુદ્ધ અને ખાંડી ભાંડી થઇ ગઇ છે.

શરૂઆત કરી તે સંવતનું સૂચક આ ચિહ્ન છે, અર્થાત્ એ ચિહ્ન ૯૮૦ નો અંક છે; પરંતુ અમે આ ભ્રાંત માન્યતા અને કલ્પના સાથે બીલકુલ મળતા નથી. ઉપર અમે ત્રણ વિભાગમાં જે ચિહ્નો બતાવી ગયા છીએ એમાં એવી એક પણ આકૃતિ નથી જે આપણને પ્રાચીન લિપિમાલાને આધારે ૯૮૦ અંકની કલ્પના કરવા પ્રેરે. ઊલટું તેમાંની ઘણીખરી આકૃતિઓ એકાક્ષરાત્મક હોઈ એ કલ્પનાને પાયા વિનાની જ ઠરાવે છે. અત્યારની, લગભગ ૭ સાત સૈકાથી એકસરખી રીતે ચાલી આવતી 'ભલે મીંડાં'ની આકૃતિ (एद०॥) એ, પ્રાચીન ઓંકારના ચિહ્નમાંથી પરિવર્તન પામેલા ઓંકારની સાંકેતિક આકૃતિ છે.

## લેખકોની ગ્રંથલેખનસમાપ્તિ

જેમ લેખકો ગ્રંથલેખનના આરંભમાં દેવ, ગુરુ, ધર્મ, ઇષ્ટદેવ વગેરેને લગતાં અનેક જાતનાં મંગલો ઉપરાંત 'ભલે મીંડાં' તરીકે ઓળખાતી ઓંકારની આકૃતિ લખે છે તેમ પુસ્તકલેખનની સમાપ્તિમાં शुभं भवतु, कल्याणमस्तु, मंगलं महाश्रीः, लेखकपाठकयोः शुभं भवतु, शुभं भवतु संघस्य ઇત્યાદિ અનેક જાતના આશીર્વાદો ઉપરાંત ॥छ॥, ॥छ॥ આ જાતનાં ચિહ્નો લખે છે. આ ચિહ્નો મુખ્યત્વે કરીને ગ્રંથની સમાપ્તિમાં જ લખાય છે, તેમ છતાં ઘણી યે વાર એ, ગ્રંથના વિષય, અધિકાર કે વિભાગની સમાપ્તિ થતી હોય ત્યાં પણ લખાય છે. આ ચિહ્ન શાનું હશે અને કયા દષ્ટિ-બિંદુને લક્ષમાં રાખી તેનો ઉપયોગ કરાતો હશે એ માટે કશો ઉલ્લેખ મળતો નથી. સામાન્ય નજરે જોતાં એ 'છ' અક્ષર જણાય છે, પરંતુ અક્ષરના મરોડનું ઔચિત્ય વિચારતાં એ 'પૂર્ણકુંભ'નું ચિહ્ન હોવાની અમારી કલ્પના છે. પૂર્ણકુંભને આપણે ત્યાં દરેક કાર્યમાં મંગલ તરીકે પસંદ કરવામાં આવે છે, એ જ રીતે એની આકૃતિને અહીં અંત્ય મંગલ તરીકે પસંદ કરવામાં આવી હોય એમ અમારું અનુમાન છે.

ઉપર જણાવેલ ચિહ્નથી અતિરિક્ત -દ્દ્ર-કે-ન્ટ્ર-આ જાતનાં ચિહ્નો પણ પ્રાચીન પુસ્તકોના અંતમાં મળે છે (જુઓ ચિત્ર નં. ૧૨માં ૨૬૩ પાનાની છેલ્લી લીટીમાં). આ ચિહ્નો શાનાં છે એ અમે સ્પષ્ટ કહી શકતા નથી, પરંતુ અમને લાગે છે કે જેમ કેટલીક પ્રાચીન હસ્તપ્રતિઓમાં ગ્રંથના ખાસ ખાસ વિભાગો—જેવા કે અધ્યયન, ઉદ્દેશ, શ્રુતસ્કંધ, સર્ગ, ઉચ્છ્વાસ, પરિચ્છેદ, લંભક, કાંડ વગેરે—ની સમાપ્તિને એકદમ ધ્યાનમાં લાવવા માટે અનેક જાતની ચિત્રાકૃતિઓ આલેખવામાં આવે છે (જુઓ ચિત્ર નં. ૧૨-૧૩) તેમ આ પણ કોઇ પસંદ કરેલી અમુક જાતની ચિત્રાકૃતિઓ જ હોવી જોઇએ.

## લેખકોનો અંકપ્રયોગ

રોમનલિપિમાં જેમ '12345 I II III IV V ઇત્યાદિ' આ પ્રમાણેના અંકાત્મક (સંખ્યા-સૂચક ચિહ્નરૂપ) અને અક્ષરાત્મક એમ બે જાતના અંકો વપરાય છે તેમ આપણા નાગરીલિપિના પ્રાચીન લહીઆઓ પણ તેમણે લખેલાં પુસ્તકોના પત્રાંક માટે અંકાત્મક અને અક્ષરાત્મક એમ બે જાતના અંકોનો પ્રયોગ કરતા હતા. આ બંને ય પ્રકારના અંકોનો ઉપયોગ પ્રાચીન શિલાલેખો અને પ્રાચીન

તાડપત્રીય તેમજ કેટલાંક કાગળનાં પુસ્તકો ઉપરાંત જૈન આગમો, તેના ભાષ્ય અને ચૂર્ણિમાં ગ્રંથકર્તાઓએ એકસરખા પાઠો, ગાથાંક, પ્રાયશ્ચિત્ત, ભાંગા વગેરેનો નિર્દેશ કરવા માટે પણ કર્યો છે. આ બે પ્રકારના અંકો પૈકી અક્ષરાત્મક અંકોની ઉત્પત્તિ ક્યારે અને શાને આધારે થઈ તેમજ એની ઉત્પત્તિનું વાસ્તવિક બીજ શું છે એને લગતી વિદ્વાનોની વિધવિધ માન્યતાઓ અને કલ્પનાઓ તેમજ પ્રાચીન શિલાલેખ, ગ્રંથ વગેરેમાં આવતી એ અંકોની અનેકવિધ આકૃતિઓને જોવા-જાણવા ઇચ્છનારે भारतीय प्राचीन लिपिमाला પુસ્તક પૃ. ૧૦૩ થી ૧૩૦ સુધી જોવું જોઇએ. અમે એનું પુનરાવર્તન કરી નિરર્થક લેખનું કલેવર મોટું કરવા નથી ઇચ્છતા. અમારો સંકલ્પ માત્ર, જૈન સંસ્કૃતિએ ગ્રંથલેખન વગેરેમાં કઈ કઈ જાતના અંકોનો ક્યાં અને કેવી રીતે ઉપયોગ કર્યો છે એ તેમજ એ અંકોને અંગે જે વધારાની હકીકત અમારા જાણવામાં આવી છે એ દર્શાવવાનો છે.

જૈન પ્રજાએ લખાવેલા દરેક તાડપત્રીય પુસ્તકમાં પાનાનો સંખ્યાંક જણાવવા માટે તેની જમણી બાજુએ અક્ષરાત્મક અંકો અને ડાબી બાજુએ અંકાત્મક અંકો લખેલા હોય છે. જૈન છેદ આગમો અને તેની ચૂર્ણિઓમાં એકસરખા પાઠો,[૭૪] પ્રાયશ્ચિત્ત,[૭૫] ભાંગા[૭૬] આદિનો નિર્દેશ અક્ષરાત્મક અંકોથી કરવામાં આવ્યો છે. जीतकल्पसूत्र ઉપરના આચાર્ય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત ભાષ્યમાં જ્યાં મૂળ ગાથાનું ભાષ્ય સમાપ્ત થાય છે ત્યાં મૂળસૂત્રનો ગાથાંક અક્ષરાત્મક અંકોથી દર્શાવેલો છે. આ બધે ય સ્થળે નીચે પ્રમાણેના ભિન્નભિન્ન અક્ષરાંકોનો ઉપયોગ કરવામાં આવ્યો છેઃ

---

૭૪ 'नो कप्पइ० असणं वा ण्क पढमाए पोरिसीए पडिगाहित्ता' ઇત્યાદિ.

वृहत्कल्पसूत्रसटीक उ० २ मुद्रित विभाग ४ पत्र ९३३ गा० ३३२०ની टीकामां.

ઉપરના સૂત્રપાઠમાં असणं वा ण्क છે ત્યાં ण्क એ ચાર સંખ્યાનો દર્શક અક્ષરાંક હોઈ असणं वा पाणं वा खाइमं वा साइमं वा એમ સૂત્રપાઠ ઉચ્ચારવાનો છે.

૭૫ (क) 'जति दोन्नि थेरीओ निग्गच्छंति भिक्खस्स ण्का, तरुणी थेरी य जति ण्का, दो तरुणीओ जति निग्गच्छंति ण्का, एगा थेरी जति निग्गच्छइ ण्का, एक्किआ तरुणी जति निग्गच्छइ ण्का, तत्राप्याज्ञादयो दोषाः ॥ गा० २०८७ ॥ वृहत्कल्पसटीक मुद्रितविभाग २ पत्र ६०१.

(ख) 'उक्खिण्ण० गाथाद्वयम्। उक्खिन्नेसु थिरेसु भिक्खू ठाति ना, अथिरेसु १०। विक्खिण्णेसु थिरेसु १०, अथिरेसु १०ना। वितिकिण्णेसु थिरेसु १०ना, अथिरेसु थ। विप्पतिण्णेसु थिरेसु थ, अथिरेसु थना॥' वृहत्कल्पसटीक मुद्रित विभाग ४ पत्र ९२८ टिप्पणी ३.

૭૬ 'अत्तणा दिवा पंथेण अदिट्ठो १, अत्तणा दिवा पंथेण दिट्ठो २, अत्तणा दिवा उप्पंथेण अदिट्ठो ३, अत्तणा दिवा उप्पंथेण दिट्ठो ट्क, अत्तणा राओ पंथेण अदिट्ठो र्लृ, अत्तणा राओ पंथेण दिट्ठो फ्रा, अत्तणा राओ उप्पंथेण अदिट्ठो ग्रा, अत्तणा राओ उप्पंथेण दिट्ठो ह्रा।'

वृहत्कल्पसटीक मुद्रित विभाग ३ पत्र ७८१ टिप्प० ९.

અહીં એકમ, દશક અને શતક અંક તરીકે ૧, ૨, ૩ આદિ પૃથક્ પૃથક્ અંકો આપવાનું કારણ એ છે કે એકમ સંખ્યા તરીકે એક બે ત્રણ આદિ અંકો લખવા હોય તો એકમ અંકોમાં આપેલા એક બે ત્રણ આદિ અંકો લખવામાં આવે છે; દસ વીસ ત્રીસ આદિ દશક સંખ્યા તરીકે એક બે ત્રણ આદિ અંકો લખવા હોય ત્યારે દશક અંકોમાં આપેલા એક બે ત્રણ લખવા જોઇએ અને શતક સંખ્યા તરીકે એક બે ત્રણ આદિ લખવા હોય તો શતક અંકોમાં આપેલા એક બે ત્રણ આદિ અંકો લખવા જોઇએ. શૂન્યને ઠેકાણે શૂન્ય જ લખાય છે.

આપણા ચાલુ અંકો સીધી લીટીમાં લખાય છે જ્યારે તાડપત્રીય અને કાગળનાં પુસ્તકોમાં પાનાની સંખ્યા તરીકે લખાતા અક્ષરાંકો સીધી લીટીમાં ન લખાતાં આગળ જણાવવામાં આવશે તેમ ઉપર નીચે લખવામાં આવે છે. જૈન છેદઆગમ વગેરેમાં અને ભાષ્ય, ચૂર્ણિ, વિશેષચૂર્ણિ, ટીકા આદિમાં જ્યાં ગાથા, પ્રાયશ્ચિત્ત અને ભાંગા આદિ માટે અક્ષરાંકોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યાં એ અંકો સીધી[૭૭] લીટીમાં લખાએલા છે.

ઉપર આપવામાં આવેલા એકમ, દશક અને શતક અંકોનો ઉપયોગ આ રીતે કરવામાં આવે છેઃ

र्ल/० ૧૦, र्ल/१ ૧૧, र्ल/२ ૧૨, र्ल/३ ૧૩, र्ल/एकं ૧૪, र्ल/र्ल ૧૫, र्ल/फ्रु ૧૬, र्ल/ग्रा ૧૭, र्ल/र्हा ૧૮, र्ल/र्ज ૧૯;

थ/० ૨૦, थ/१ ૨૧, थ/एकं ૨૪, था/फ्रा ૨૬, थ/र्हा ૨૮; ला/० ૩૦, ला/२ ૩૨, ला/फ्र ૩૬, ला/ग्रा ૩૭, ला/र्ज ૩૯;

प्त/० ૪૦, प्ता/र्क ૪૪, प्त/र्ल ૪૫, प्त/ह्रा ૪૮; 6/० ૫૦, 6/एकां ૫૪, 6/फ्र ૫૬, 6/र्ज ૫૯; थु/० ૬૦, थु/ग्रा ૬૭;

थू/० ૭૦, थू/२ ૭૨, थू/र्ल ૭૫, थू/ग्र ૭૭; ७/० ૮૦, ७/ह्र ૮૮; ळ/० ૯૦, ळ/ग्ज ૯૭, ळ/र्ज ૯૯;

सु सु सु सू स्त स्त स्ता स्ता
० ૧૦૦, प्त ૧૪૫, थू ૧૭૪; ० ૨૦૦, थ ૨૨૭, थु ૨૬૬; ० ૩૦૦, प्त ૩૪૭;
० र्लृ एका ० ग्र फ्रा ० ग्जा

ास्ता स्तो ास्ता स्तो ास्तो ास्तो ास्तो स्तं
० ૪૦૦, ल ૪૧૫, थू ૪૭૪; ० ૫૦૦, ० ૫૦૯, ला ૫૩૬, ७ ૫૮૦; ० ૬૦૦,
० र्लृ एकं ० र्ज फ्र ० ०

स्तं स्तं स्तं स्तः स्तः स्तः स्तः स्तः
ल ૬૩૭, प्त ૬૪૭, थु ૬૬૫; ० ૭૦૦, थ ૭૨૨, प्त ૭૪૩, थू ૭૭૭, ळ ૭૯૪.
ग्रा ग्र र्ल ० २ ३ ग्रा र्क

અત્યારે જે તાડપત્રીય પુસ્તકસંગ્રહો વિદ્યમાન છે તેમાં, મારા ધ્યાનમાં છે ત્યાંસુધી, છસો પાનાંની અંદરનાં જ પુસ્તકો વિદ્યમાન છે, તેથી વધારે પાનાંનું એક પણ પુસ્તક નથી. ઘણાંખરાં

૭૭ જુઓ ટિપ્પણી નં. ૭૫ (ख).

પુસ્તકો ત્રણસો પાનાં સુધીનાં અને કેટલાંએક ચારસો સાડાચારસો પાનાં સુધીનાં હોય છે. પાંચસો પાનાંથી વધારે પાનાંનું પુસ્તક, પાટણમાં સંઘવીના પાડાના તાડપત્રીય જૈન પુસ્તકસંગ્રહમાં માત્ર એક જ જોયું છે, જે ત્રુટિત તેમજ અસ્તવ્યસ્ત સ્થિતિમાં છે. છસોથી વધારે પાનાંના તાડપત્રીય પુસ્તકને સુરક્ષિત રાખવું મુશ્કેલભર્યું હોઈ એથી વધારે પાનાંનું પુસ્તક એકાએક નહિ જ લખાતું હોય; તેમ છતાં ચારસો વર્ષ જેટલા જૂના એક છુટક પાનામાં તાડપત્રીય અંકોની નોંધ મળી છે તેમાં સાતસો સુધીના અંકો છે એ જોતાં તે નોંધ કરનારે સાતસો પાનાં સુધીનું અગર તેથી વિશેષાધિક પાનાંનું પુસ્તક જોયું હોય એમ માનવાને કારણ છે.

કાગળ ઉપર લખાએલી પ્રતોમાં જ્યાં અક્ષરાંકોનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યાં કેટલીક વાર એકમ દશક શતક અંકોમાં દર્શાવ્યા પ્રમાણેના અક્ષરાંકોનો ઉપયોગ ન કરતાં ફક્ત એકમ સંખ્યામાં આપેલા અક્ષરાંકોનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. જેમકેઃ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| स्व<br>० | स्ति<br>० | एक<br>० | स्व<br>०<br>० | स्व<br>स्व<br>ल | एक<br>०<br>० | स्व<br>स्ति<br>एक<br>० | |
| १०, | २०, | ४०, | १००, | ११५, | ४००, | १२४० | ઇત્યાદિ. |

ત્રિશતીનામના[७८] ગણિતવિષયક સંગ્રહગ્રંથમાં 'જૈન અંક' તરીકે એકથી દશ હજાર સુધીના અક્ષરાંકોની નોંધ છે, જે આ નીચે આપવામાં આવે છે. એકથી ત્રણસો સુધીના અંકો અમે ઉપર નોંધી આવ્યા તે મુજબના હોઈ તેની પુનરાવૃત્તિ ન કરતાં આગળના જુદા પડતા અક્ષરાંકોની જ નોંધ અહીં આપવામાં આવે છેઃ

स्तु ४००, स्ते ५००, स्ते ६००, स्ता ७००, स्तो ८००, स्तं ९००, स्तः १०००, क्षु २०००, क्षू ३०००, क्षा ४०००, क्षे ५०००, क्षै ६०००, क्षा ७०००, क्षो ८०००, क्षं ९०००, क्षः १०००० । इति गणितसंख्या जैनांकानां समाप्ता ॥

ઉપરોક્ત સંગ્રહાત્મક 'ત્રિશતી' પુસ્તકમાંના અંકો ક્યાંથી લેવામાં આવ્યા છે એનો નિર્દેશ તેમાં નથી. સંભવ છે કે એ કોઇ પ્રાચીન જૈન જ્યોતિષના ગ્રંથ પરથી તારવવામાં આવ્યા હોય; પરંતુ જ્યાં સુધી કાંઇ ખાસ સાધક પ્રમાણ કે ઉલ્લેખ ન મળે ત્યાંસુધી અમે અમારી કલ્પના ઉપર ભાર મૂકતા નથી.

ઉપર આપેલા અક્ષરાત્મક અંકોની ઉત્પત્તિનું વાસ્તવિક બીજ શું હોવું જોઇએ, એ કહેવું શક્ય નથી. પ્રારંભના એક બે ત્રણ અંક માટે લખાતા स्व, स्ति, श्री અથવા ॐ, न, मः કે श्री, श्री, श्री એ
१ २ ३
મંગળ માટે ઉચ્ચારાના અક્ષરો લખવામાં આવ્યા છે, પણ આગળ ઉપર લખાતા અક્ષરાંકોનું ખરું બીજ શું હોવું જોઇએ એ સમજી શકાતું નથી. આ સંબંધમાં પાશ્ચાત્ય તેમજ ભારતીય વિદ્વાનોએ

---

[७८] ત્રિશતી ગ્રંથની આ પ્રતિ અમદાવાદના નગરશેઠ શ્રીયુત કસ્તુરભાઈ મણિભાઈના પોતાના ઘરમાંના લિખિત પુસ્તકસંગ્રહમાં છે. તેનાં પાનાં ૧૧ છે. પ્રતિની સ્થિતિ જોતાં તે ત્રણ સૈકા પહેલાં લખાએલી હોય તેમ લાગે છે. આ પ્રતિમાંના ઉપર્યુલ્લિખિત અંકોની નકલ મને મારા મિત્રવર્ય મુનિ શ્રીદર્શનવિજયજી (પાલીતાણા યશોવિજયજી જૈન ગુરુકુલના સંસ્થાપક શ્રીચારિત્રવિજયજી મ૦ના શિષ્ય) તરફથી મળી છે.

જે અનેક જાતની કલ્પનાઓ કરી છે એ બધીનો સંગ્રહ ભારતીય પ્રાચીન લિપિમાલામાં કરવામાં આવ્યો છે. सन्मतितर्कની વિસ્તૃત પ્રસ્તાવનામાં પણ તેના વિદ્વાન લેખકોએ આ અક્ષરાંકોની ઉત્પત્તિના સંબંધમાં કેટલીએક કલ્પનાઓ રજુ કરી છે. પરંતુ અમે માનીએ છીએ કે તેમ છતાં અક્ષરાંકોની ઉત્પત્તિના વાસ્તવિક બીજને વ્યવસ્થિત રીતે શોધવામાં એક પણ વિદ્વાન સફળ થએલા નથી, એટલું જ નહિ પણ તે ઉપરાંત એ વિદ્વાનોની કલ્પનાઓ પણ સંગત રીતે ઉત્પન્ન થઇ શકી નથી.

હું માત્ર અહીં એટલું જ ઉમેરવા ઇચ્છું છું કે આખી યે બ્રાહ્મીનાગરી લિપિ સીધી લીટીમાં લખાતી હોવા છતાં તાડપત્રીય પુસ્તકના પાના ઉપરના અંકો ચીનાઇ આદિ લિપિની જેમ ઊભા લખવામાં આવે છે, એ ઉપરથી સંભવ છે કે અક્ષરાત્મક અંકોની ઉત્પત્તિનું બીજ ઊભી લખાતી કોઈ લિપિમાં હોય.

### શૂન્યાંક

જૈન છેદ આગમોની ચૂર્ણિમાં જ્યાં માસલઘુ–માસગુરુ, ચતુર્લઘુ–ચતુર્ગુરુ, ષડ્લઘુ–ષડ્ગુરુ પ્રાયશ્ચિત્તના સંકેતો નોંધવામાં આવ્યા છે ત્યાં એક ચાર છ સંખ્યાનો નિર્દેશ એક ચાર છ શૂન્ય દ્વારા કરવામાં આવ્યો છે. જેમકેઃ ○, ●, ⁰₀⁰₀, ●●●●, ⁰₀⁰₀⁰₀, ●●●●●●. આમાં ખાલી મીંડાં લઘુતાસૂચક છે અને કાળાં મીંડાં ગુરુત્વસૂચક છે.

### શબ્દાત્મક અંકો

અહીં લેખકોને લખવાના અંકોનું પ્રકરણ ચાલુ હોઈ, અપ્રાસંગિક છતાં અતિ મહત્ત્વના અને ઉપયોગી શબ્દાત્મક અંકોનો ઉલ્લેખ પણ કરી લઇએ. એ પૈકીના કેટલાક અંકોનો ઉલ્લેખ આગમો ત્યાં સૂત્રકૃતાંગ, ઉત્તરાધ્યયન આદિ જેવા પ્રાચીન જૈન આગમગ્રંથોમાં[૭૯] તેમજ તે કરતાં પણ પ્રાચીન વૈદિક ગ્રંથો[૮૦] સુદ્ધાંમાં મળે છે. જ્યોતિષ, છંદ આદિ વિષયક[૮૧] ગ્રંથોમાં, શિલાલેખોમાં અને

---

૭૯ (क) 'कडमेव गहाय नो कलिं, नो तीयं नो चेव दावरं ॥ २३ ॥ टीका—'कडमेव' त्ति चतुष्कमेव गृहीत्वा तल्लब्धजयत्वात् तेनैव दीव्यति। ततोऽसौ तल्लब्धजयः सन् न 'कलिं' एककं नापि 'त्रेतं' त्रिकं च नापि 'द्वापरं' द्विकं गृह्णातीति ॥' सूत्रकृतांग श्रु० १ अ० २ उ० २.

(ख) 'धुत्ते वा कलिणा जिए ॥ १६ ॥ पाइयटीका—कलिना–एकेन' उत्तराध्ययन अ० ५.

(ग) 'उक्कोसए संखिज्जए रूवं पक्खित्तं' अनुयोगद्वारसूत्र पत्र २३८.

८० (क) 'चतुष्टोमेन कृतेन अयानां' शतपथ ब्राह्मण १३–३–२–१.

(ख) 'ये वै चत्वारः स्तोमाः कृतं तत्' तैत्तिरीय ब्रा० १–५–११–१.

(ग) 'दक्षिणा गायत्रीसम्पन्ना ब्राह्मणस्य ॥ २१ ॥ टीका—गायत्रीसम्पन्ना गायत्र्यक्षरसमानसंख्याश्चतुर्विंशतिर्गावो दक्षिणा ॥ जगत्या राज्ञः ॥ २२ ॥ टीका—जगत्या सम्पन्ना राज्ञः सहपक्षे प्राकृतसहदक्षिणाः ॥ जगत्यक्षरसमानसंख्या अष्टाचत्वारिंशद् गावो भवन्ति ॥' कात्यायनश्रौतसूत्र ભા. પ્રા. લિ. મા. પૃષ્ઠ ૧૨૧ ટિ. ૧,૨,૩.

૮૧ વરાહમિહિરની પંચસિદ્ધાંતિકા, ગ્રહલાઘવ, વૃત્તરત્નાકર, મુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલી આદિ જ્યોતિષ, છંદ, પટ્ટાવલીવિષયક

ગ્રંથોની પ્રશસ્તિઓમાં સંખ્યા અને સંવતનો નિર્દેશ શબ્દાંકો દ્વારા ખૂબ જ કરવામાં આવ્યો છે. આ અંકોની કલ્પના તે તે સંપ્રદાયમાં પ્રચલિત ધાર્મિક તેમજ વ્યાવહારિક વસ્તુઓની ગણતરીને આધારે કરવામાં આવી છે. આ શબ્દાંકોનો ઉપયોગ કરવામાં વૈદિક[૮૨] અને જૈન પ્રજાએ એક-બીજા સંપ્રદાયને માન્ય સંકેતોનો પ્રયોગ કરવામાં સાંપ્રદાયિકતાને દૂર મૂકવાની ઉદારતા દર્શાવી છે. હવે આ નીચે અનુક્રમે જે જે શબ્દાંકોનો જે જે અંક તરીકે ઉપયોગ[૮૩] કરવામાં આવે છે તે દેખાડવામાં આવે છેઃ

૦= શૂન્ય, બિન્દુ, રન્ધ્ર, ખ, છિદ્ર, પૂર્ણ, ગગન, આકાશ, વિયત્, વ્યોમ, નભ, અભ્ર, અંતરિક્ષ, અંબર ('આકાશ'વાચક શબ્દો) ઇત્યાદિ.

૧=કલિ, રૂપ, આદિ, પિતામહ, નાયક, તનુ, શશિ, વિધુ, ઇન્દુ, ચંદ્ર, શીતાંશુ, શીતરશ્મિ, સિતરશ્મ્, હિમકર, સોમ, શશાંક, સુધાંશુ, નિશેશ, નિશાકર, ક્ષપાકર, ઔષધીશ, દાક્ષાયણીપ્રાણેશ, અબ્જ ('ચંદ્ર'વાચક શબ્દો), ભૂ, ભૂમિ, ક્ષિતિ, ક્ષમા, ધરા, વસુધા, વસુંધરા, ઉર્વરા, ગો, પૃથ્વી, ધરણી, ઇલા, કુ, મહી ('પૃથ્વી'વાચક શબ્દો), જૈવાતૃક ઇત્યાદિ.

૨=યમ, યમલ, યુગલ, દ્વંદ્વ, યુગ્મ, દ્વય, પક્ષ, અશ્વિન, નાસત્ય, દસ્ર, લોચન, નેત્ર, નયન, ઈક્ષણ, અક્ષિ, દૃષ્ટિ, ચક્ષુ ('નેત્ર'વાચક શબ્દો), કર્ણ, શ્રુતિ, શ્રોત્ર ('કાન'વાચક શબ્દો), બાહુ, કર, હસ્ત, પાણિ, દોષ્, ભુજ ('હાથ'વાચક શબ્દો), કર્ણ, કુચ, ઓષ્ઠ, ગુલ્ફ, જાનુ, જંઘા ('શરીરના બબ્બે અવયવ' વાચક શબ્દો), અયન, કુટુંબ, રવિચંદ્રૌ ઇત્યાદિ.

૩=રામ, ત્રિપદી, ત્રિકાલ, ત્રિગત, ત્રિનેત્ર, લોક, જગત્, ભુવન ('વિશ્વ'વાચક શબ્દો), ગુણ, કાલ, સહોદરાઃ, અનલ, અગ્નિ, વહ્નિ, જ્વલન, પાવક, વૈશ્વાનર, દહન, તપન, હુતાશન, શિખિન્, કૃશાનુ ('અગ્નિ'વાચક શબ્દો), તત્ત્વ, ત્રૈત, હોતૃ, શક્તિ, પુષ્કર, સંધ્યા, બ્રહ્મ, વર્ણ, સ્વર, પુરુષ, વચન, અર્થ, ગુપ્તિ ઇત્યાદિ.

૪=વેદ, શ્રુતિ, સમુદ્ર, સાગર, અબ્ધિ, જલધિ, જલનિધિ, વાર્દ્ધિ, નીરધિ, નીરનિધિ,

---

સંખ્યાબંધ ગ્રંથોમાં શબ્દાંકોનો પ્રયોગ ઠેકાણેઠેકાણે કરવામાં આવ્યો છે. બીજાબીજા ગ્રંથોમાં પણ પ્રસંગવશાત્ તે તે વસ્તુ, વય, વર્ષ વગેરેની ગણતરી શબ્દાંકદ્વારા અપાએલી જોવામાં આવે છે. જેમકે—

(क) 'वसुविह ८ पाडिहेरविलसंतउ, भवियणपुंडरीय वोहंतउ,
वसु-दहदोस १८ असेसहं चत्तउ, सिवउरिसिरिमाणिणिरइरत्तउ.'

त्रिभुवनस्वयंभू–चलपग्गु पंक्ति २९०-९१ (દશમા સૈકાની કૃતિ)

મધુસૂદન ચિ૦ મોદી સંપાદિત अपभ्रंशपाठावली પૃ. ७८.

(ख) 'सोऽस्याद् गेहे प्रिय! जिनमितान् २४ वत्सरान् स्नेहतो वा'—शीलदूतम् શ્લોક ४५.

૮૨ 'लिप्ता जिना विकल्किाश्च गुरोः शराः रं'—महलाघव અ૦ ૧ શ્લો૦ ૧૫.

૮૩ અહીં આપવામાં આવેલા શબ્દાંકો પૈકીના ઘણાખરા શબ્દાંકો પ્રત્યક્ષ ગ્રંથોમાં તપાસીને જ લખવામાં આવ્યા છે અને કેટલાક ભા૦ પ્રા૦ લિ૦ મા૦ માંથી લીધા છે. આ બધાયનાં ઉદાહરણો આપી નિરર્થક લેખનું કલેવર મોટું કરવું ઉચિત ન ધારી અમે ઉદાહરણો આપ્યાં નથી.

વારિધિ, વારિનિધિ, ઉદધિ, અંબુધિ, અંબુનિધિ, અંભોધિ, અર્ણવ ('સમુદ્ર'વાચક શબ્દો), કેંદ્ર, વર્ણ, આશ્રમ, યુગ, તુર્ય, કૃત, અય, આય, દિશ્ (દિશા) બંધુ, કોષ્ઠ, ધ્યાન, ગતિ, સંજ્ઞા, કષાય ઇત્યાદિ.

૫=બાણ, શર, સાયક, ઇષુ ('બાણ'વાચક શબ્દો), ભૂત, મહાભૂત, પ્રાણ, ઇંદ્રિય, અક્ષ, વિષય, તત્ત્વ, પર્વ, પાંડવ, અર્થ, વર્ષ્મ, વ્રત, સમિતિ, કામગુણ, શરીર, અનુત્તર, મહાવ્રત ઇત્યાદિ

૬=રસ, અંગ, કાય, ઋતુ, માસાર્ધ, દર્શન, રાગ, અરિ, શાસ્ત્ર, તર્ક, કારક, સમાસ, લેશ્યા, ક્ષમાખંડ, ગુણ, ગુહક, ગુહવક્ત્ર ઇત્યાદિ.

૭=નગ, અગ, ભૂભૃત્, પર્વત, શૈલ, અદ્રિ, ગિરિ ('પર્વત'વાચક શબ્દો), ઋષિ, મુનિ, અત્રિ, વાર, સ્વર, ધાતુ, અશ્વ, તુરગ, વાહ, હય, વાજિન્ ('અશ્વ'વાચક શબ્દો), છંદ, ધી, કલત્ર, ભય, સાગર, જલધિ ('સમુદ્ર'વાચક શબ્દો), લોક ઇત્યાદિ.

૮=વસુ, અહિ, સર્પ (સર્પવાચક શબ્દો), નાગેંદ્ર, નાગ, ગજ, દંતિન્, દિગ્ગજ, હસ્તિન્, માતંગ, કરિ, કુંજર, દ્વિપ, કરટિન્ ('હસ્તિ'વાચક શબ્દો), તક્ષ, સિદ્ધિ, ભૂતિ, અનુષ્ટુભ્, મંગલ, મદ, પ્રભાવક, કર્મન્, ધીગુણ, બુદ્ધિગુણ, સિદ્ધગુણ ઇત્યાદિ.

૯=અંક, નંદ, નિધિ, ગ્રહ, ખગ, હરિ, નારદ, રંધ્ર, ખ, છિદ્ર, ગો, પવન, તત્ત્વ, બ્રહ્મગુપ્તિ, બ્રહ્મવૃતિ, ગ્રૈવેયક ઇત્યાદિ.

૧૦=દિશ્, દિશા, આશા, કકુભ્ ('દિશા'વાચક શબ્દો), અંગુલિ, પંક્તિ, રાવણશિરસ્, અવતાર, કર્મન્, યતિધર્મ, શ્રમણધર્મ, પ્રાણ ઇત્યાદિ.

૧૧=રુદ્ર, ઇશ્વર, હર, ઈશ, ભવ, ભર્ગ, શૂલિન્, મહાદેવ, પશુપતિ, શિવ ('મહાદેવ'-વાચક શબ્દો), અક્ષૌહિણી ઇત્યાદિ.

૧૨=રવિ, સૂર્ય, અર્ક, માર્તંડ, દ્યુમણિ, ભાનુ, આદિત્ય, દિવાકર, દિનકર, ઉષ્ણાંશુ, ઈન ('સૂર્ય'વાચક શબ્દો), માસ, રાશિ, વ્યય, ચક્રિન્, ભાવના, ભિક્ષુપ્રતિમા, યતિપ્રતિમા ઇત્યાદિ.

૧૩=વિશ્વ, વિશ્વેદેવાઃ, કામ, અતિજગતી, અઘોષ, ક્રિયાસ્થાન, યક્ષ ઇત્યાદિ.

૧૪=મનુ, વિદ્યા, ઈંદ્ર, શક્ર, વાસવ ('ઈંદ્ર'વાચક શબ્દો), લોક, ભુવન, વિશ્વ, રત્ન, ગુણસ્થાન, પૂર્વ, ભૂતગ્રામ, રજ્જુ ઇત્યાદિ.

૧૫=તિથિ, ઘસ્ર, દિન, અહન્, દિવસ ('દિવસ'વાચક શબ્દો), પક્ષ, પરમાધાર્મિક ઇત્યાદિ.

૧૬=નૃપ, ભૂપ, ભૂપતિ, અષ્ટિ, કલા, ઈંદુકલા, શશિકલા ઇત્યાદિ.

૧૭=અત્યષ્ટિ.

૧૮=ધૃતિ, અબ્રહ્મ, પાપસ્થાનક ઇત્યાદિ.

૧૯=અતિધૃતિ.

૨૦=નખ, કૃતિ ઇત્યાદિ.

૨૧=ઉત્કૃતિ, પ્રકૃતિ, સ્વર્ગ ઇત્યાદિ.

૨૨=કૃતિ, જાતિ, પરીષહ ઇત્યાદિ.

૨૩=વિકૃતિ.

૨૪=ગાયત્રી, જિન, અર્હત્ ઇત્યાદિ.

૨૫=તત્ત્વ.

૨૭=નક્ષત્ર, ઉડુ, ભ ઇત્યાદિ.

૩૨=દંત, રદ, રદન ઇત્યાદિ.

૩૩=દેવ, અમર, ત્રિદશ, સુર ઇત્યાદિ.

૪૦=નરક.

૪૮=જગતી.

૪૯=તાન. ૬૪=સ્ત્રીકલા. ૭૨=પુરુષકલા.

અહીં આપવામાં આવેલા શબ્દાંકો પૈકી કેટલાયે શબ્દાંકો વૈકલ્પિક છે, એટલે તેને સ્થળે કયા શબ્દાંકથી કયો ચાલુ અંક લેવો એ નક્કી કરવા માટે કેટલીક વાર સાધકબાધક પ્રમાણો વિચારવાનું બાકી રહે છે. અને એ રીતે નિર્ણિત થએલા અંક જ પ્રામાણિક મનાય છે.

રંધ્ર, ખ અને છિદ્રનો ઉપયોગ શૂન્ય માટે પણ થયો છે અને નવ માટે પણ થયો છે. ગો એક માટે યે વપરાય છે અને નવ માટે પણ વપરાય છે. પક્ષ બે માટે યે વપરાયો છે અને પંદર-માટે પણ. એ જ પ્રમાણે શ્રુતિ બે માટે અને ચાર માટે, લોક અને ભુવન ત્રણ માટે સાત માટે અને ચૌદ માટે, ગુણ ત્રણ માટે અને ૭ માટે, તત્ત્વ ત્રણ પાંચ નવ અને પચ્ચીસ માટે, સમુદ્રવાચક શબ્દો ચાર અને સાત માટે તથા વિશ્વ ત્રણ તેર અને ચૌદ માટે વપરાએલા જોવામાં આવે છે.[૮૪]

**(૬) પુસ્તકલેખન**

આ વિભાગમાં તાડપત્રીય, કાગળનાં, સોનેરી, રૂપેરી વગેરે પુસ્તકો કેમ લખાતાં હતાં એની માહિતી આપવામાં આવે છે.

## તાડપત્રીય પુસ્તકો

તાડપત્રીય પુસ્તકો, પત્ર ટૂંકાં હોય તો બે વિભાગમાં અને લાંબાં હોય તો ત્રણ વિભાગમાં લખાતાં હતાં (જુઓ ચિત્ર નં. ૧૧-૧૨). દરેક વિભાગની બે બાજુએ એકથી દોઢ ઇંચ જેટલો માર્જિન રાખવામાં આવતો. વચલા માર્જિનના મધ્યમાં, પુસ્તકનાં પાનાં અસ્તવ્યસ્ત થઇ ન જાય એ માટે, કાણું પાડી તેમાં દોરો પરોવી રાખવામાં આવતો (જુઓ ચિત્ર નં. ૪). પાનાની બે બાજુ પૈકી જમણી બાજુએ અક્ષરાત્મક અંકો—પત્રાંકો લખવામાં આવતા અને ડાબી બાજુએ અંકાત્મક પત્રાંકો લખવામાં આવતા. કેટલીક હસ્તલિખિત પ્રતિઓમાં કેવળ અક્ષરાત્મક યા અંકાત્મક

---

૮૪ અહીં અમને તાત્કાલિક જે ઉદાહરણો મળી શક્યાં છે તે આ નીચે આપીએ છીએ:

(क) 'वेदै ४ रन्ध्रै ९ र्म्तौ यसगा मत्तमयूरम् ।'—वृत्तरत्नाकरः अ० ३.

(ख) 'भ्रौ त्रिनगाः स्वराः ७ ख ९ मृपभगजविलसितम् ।'—वृ० र० अ० ३.

(ग) 'शालिन्युक्ता म्तौ तगौ गोऽब्धि ४ लोकैः ७ ।'—वृ० र० अ० ३.

(घ) 'जिनभुवने १४२४ स्वर्गमितः' गुर्वावली श्लो० २९१.
'भुवनश्रुतिरविसंख्ये १२४३ वर्षे' प्रश्नोत्तररत्नमालिकाटीका.

(ङ) 'गुणनयनरसेन्दुमिते १६२३ वर्षे' भावप्रकरणावचूरिः
'श्रीमद्विक्रमभूपतोऽम्बर-गुण-क्ष्मारन्ध्र-दाक्षायणीप्राणेशाङ्कितवत्सरे १६६०' जंबूद्वीपप्रज्ञप्तिटीका.

(च) 'मुनिवसुसागरसितकर १४८७ मितवर्षे' सम्यक्त्वकौमुदी
'संवद्रसनिधिजलनिधिचन्द्रमिते १७९६ कार्त्तिके सिते पक्षे ।' ज्ञानसारटीका.

(छ) 'अब्दे षड्दृविश्व १४९६ मिते' अर्थदीपिका
'शरेभविश्वे १३८५ यमितामनाच्य' गुर्वा० श्लो० २८९.

અંકો પણ લખવામાં આવ્યા છે. કેટલીક વાર અંકો લખવાની જગ્યાએ તેમજ કાણાં પાડવાની જગ્યાએ અંગુઠા વડે હિંગળોકના ટીકાઓ—ચાંલ્લાઓ કરવામાં આવતા. બે વિભાગ કે ત્રણ વિભાગમાં લખાએલા લખાણની આસપાસ, લખાણ બાંકું ન લાગે એ માટે, બૉર્ડરની જેમ ઊભી બે કે ત્રણ લીટીઓ દોરવામાં આવતી (જુઓ ચિત્ર નં. ૧૧-૧૨-૧૩). તાડપત્ર સ્વાભાવિકરીતે વાંકાં-ચૂકાં હોઈ જે બાજુનો ભાગ સાંકડો હોય ત્યાં ઓછી લીટીઓ લખાતી અને જે બાજુનો ભાગ પહોળો હોય ત્યાં વધારે લીટીઓ લખાતી; આથી ઘણી વાર એક જ પાનાના અમુક ભાગમાં વધારે લીટીઓ આવે અને અમુક ભાગમાં ઓછી લીટીઓ આવે એમ સમવિષમ પંક્તિઓ આવવાનો પ્રસંગ બની જતો (જુઓ ચિત્ર નં. ૧૧માં આ૦ નં. ૩–૪). જે ઠેકાણે પાનાનો ભાગ સંકોચાઇ જાય ત્યાં, લીટી અટકાવવામાં આવી છે એમ જણાવવા માટે ઘણીવાર ⌣, ⌒, ∞ આ આકૃતિઓને મળતું ગમે તે એક ચિહ્ન કરવામાં આવતું. આ જ પ્રમાણે પાનાના વાંકને લઈ અધવચ્ચેથી શરૂ થતી પંક્તિના સૂચન માટે પણ ઉપરોક્ત ચિહ્નો જ કરાતાં હતાં. પુસ્તકલેખનના પ્રારંભમાં 'બે લીટી, ભલે, મીંડું' ઉપરાંત જિન, ગણધર, ગુરુ, ઇષ્ટદેવતા આદિને લગતા નમસ્કાર લખવામાં આવતા એ અમે અગાઉ જણાવી ગયા છીએ. જ્યાં ચાલુ ગ્રંથના કોઇ ઉદ્દેશ, અધ્યયન, શ્રુતસ્કંધ આદિની કે સર્ગ, ઉચ્છ્વાસ, લંભક વગેરેની પૂર્ણાહુતિ થતી હોય ત્યાં એની પુષ્પિકાને છૂટી પાડી તે પછી ॥छ॥ લખવામાં આવતો અને એ પછી સમાપ્તિચિહ્નને લગતી ચિત્રાકૃતિઓ દોરવામાં આવતી (જુઓ ચિત્ર નં. ૧૨માં ૨૬૩ પાનાની આકૃતિમાં પાંચમી લીટી), અને તે પછી ચારપાંચ આંગળ જેટલી લીટી ખાલી મૂકી 'ભલે, મીંડું, નમસ્કાર' વગેરે લખી આગળનો ગ્રંથ-વિભાગ ચાલુ કરવામાં આવતો. કેટલીક પ્રતોમાં જ્યાં ગ્રંથના મુખ્ય વિભાગોની સમાપ્તિ થતી ત્યાં ચક્ર, કમલ, કલશ આદિની સુંદર ચિત્રાકૃતિઓ દોરવામાં આવતી (જુઓ ચિત્ર નં. ૧૨-૧૩). કેટલીકવાર કોઈ ગાથાની ટીકા—ભાષ્ય—ચૂર્ણિ અગર ગ્રંથનો કોઈ ખાસ વિષયવિભાગ પૂર્ણ થતો હોય ત્યાં તે દર્શાવવા માટે પણ ॥छ॥ કરાતો હતો, પણ ઉપર જણાવ્યું તેમ તે પછી ખાલી જગ્યા રાખવામાં આવતી નહોતી.

## કાગળનાં પુસ્તકો

તાડપત્ર ઉપર પુસ્તક લખવાની સામાન્ય પદ્ધતિ જણાવ્યા પછી કાગળ ઉપર કેમ લખાતું એ હવે જણાવીએ.

કાગળનાં પુસ્તકો પ્રારંભમાં તાડપત્રીય પુસ્તકની જેમ લંબાઈ-પહોળાઇમાં ટૂંકાં, મુષ્ટિ પુસ્તકાકારે લખવામાં આવતાં હતાં; તેમ છતાં તે તાડપત્રીય પુસ્તકની જેમ બે કે ત્રણ વિભાગમાં ન લખાતાં સળંગ એક જ વિભાગમાં લખાતાં હતાં. કેટલાંક પુસ્તકો તાડપત્રીય પુસ્તકોની જેમ લાંબાં લખવા છતાં પહોળાઇમાં તાડપત્ર કરતાં બમણાં પહોળાં એટલે કે ૪॥ ઈંચ જેટલાં પહોળાં લખાતાં હતાં; પરંતુ આટલાં લાંબાં પુસ્તકો રાખવાં-વાંચવાં-લખવાં-ઉપાડવાં કષ્ટભર્યાં લાગવાથી તેરમી શતાબ્દી પછી તેના કદને ટૂંકાવીને ૧૨×૫ ઈંચનું કે તે કરતાં કાંઇક નાનુંમોટું રાખવામાં આવ્યું છે. કાગળ ઉપર લખાતાં પુસ્તકોમાં શરૂશરૂમાં લખાણની બે બાજુએ બૉર્ડર તરીકે કાળી શાહીથી જ લીટીઓ

દોરવામાં આવતી હતી; પણ અનુમાને સોળમી શતાબ્દીથી લીટીઓ દોરવા માટે કાળીને બદલે લાલ શાહી પસંદ કરવામાં આવી છે. કાગળનાં પુસ્તકોની વચમાં દોરો પરોવવા માટે કાણું પાડવા માટે ખાલી જગ્યા રાખવામાં આવતી, તે છતાં તાડપત્રીય પુસ્તકનાં પાનાંની જેમ આનાં પાનાંને એકાએક ખસી પડવાનો કે અસ્તવ્યસ્ત થવાનો ભય કે સંભવ નહિ હોવાથી તેમાં કાણું પાડી દોરો પરોવેલાં પુસ્તકો ક્વચિત્ જ મળે છે. મોટે ભાગે તો આ કાણું પાડવાની જગ્યા ખાલી જ રખાય છે, અથવા તે ઠેકાણે લાલ રંગના ચાંલ્લા કે લાલ, કાળી, આસમાની, પીળી શાહીથી મિશ્રિત ફૂલ, ચોકડી, બદામ વગેરેની આકૃતિઓ કરવામાં આવતી. કેટલાંક પુસ્તકોમાં, પાનાની બે બાજુના હાંસિયાની[85] વચમાં હિંગળોકના ટીકા કરી તે ઉપર જમણી બાજુએ અક્ષરાત્મક પત્રાંકો અને ડાબી બાજુએ અંકાત્મક પત્રાંકો લખવામાં આવતા હતા. કાગળનાં પુસ્તકમાં પાનાની જમણી બાજુના હાંસિયામાં ઉપરના ભાગમાં અને કેટલીકવાર બંને બાજુના હાંસિયામાં ઉપરના ભાગમાં હુંડી[86] ભરવામાં આવતી અર્થાત્ ગ્રંથનું નામ અને પાનાનો સંખ્યાંક લખવામાં આવતો હતો, અને ડાબી બાજુના હાંસિયામાં નીચેના ભાગમાં માત્ર પત્રાંક જ લખાતો હતો. એક જ વિષયના ગ્રંથોને એકીસાથે રાખવા ખાતર જ્યારે સળંગ લખાવવામાં આવતા તેવે સમયે ઉપર જણાવ્યા મુજબ ચાલુ ગ્રંથની હુંડી અને પત્રાંક આદિ ભરવા-લખવા ઉપરાંત બંને બાજુના હાંસિયાના વચલા ભાગમાં લાલ ચાંલ્લા કરી પત્રાંક તરીકે એક બાજુ સળંગ અક્ષરાંકો અને બીજી બાજુ સળંગ ચાલુ અંકો લખાતા હતા. કેટલીકવાર બે પાંચ ગ્રંથો એકીસાથે લખેલા હોય તેમાં પાનાના અંકો સળંગ કરવા છતાં ગ્રંથોને જુદા પાડવા માટે ડાબી બાજુના હાંસિયાના તદ્દન ખૂણામાં ઝીણા અંકો કરવામાં આવતા. આ અંકોને 'ચોરઅંક' તરીકે ઓળખવામાં આવે છે. કાગળનાં પુસ્તકોનાં પાનાં એકસરખા માપનાં હોઈ તેમાં દરેક પાનામાં લીટીઓ એકસરખી જ આવતી. જ્યાં ખાસ ઉદ્દેશ, અધ્યયન, શ્રુતસ્કંધ આદિની સમાપ્તિ થતી હોય ત્યાં પુષ્પિકા શ્લોકાંક વગેરેને લાલ શાહીથી લખતા અથવા તેની આસપાસ લાલ શાહીથી ॥ આવી ઊભી પૂર્ણવિરામસૂચક બે લીટીઓ કરવામાં આવતી, જેથી તે તરફ એકદમ વાચકનું લક્ષ ખેંચાય. કાગળનાં પુસ્તકોના પ્રારંભમાં 'ભલે મીંડ'નું ચિહ્ન અને સમાપ્તિમાં ॥छ॥ વગેરે તાડપત્રીય પુસ્તકની જેમ જ લખાએલાં મળે છે. માત્ર તાડપત્રીય પુસ્તકમાં સમાપ્તિમાં જે અનેક જાતની ચિત્રાકૃતિઓ કરાતી તે ક્વચિત્ જ આલેખાએલી મળે છે.

## પુસ્તકલેખનની પ્રાચીન વિશેષતાઓ

તાડપત્ર અને કાગળ ઉપર પુસ્તક લખવાની સામાન્ય પદ્ધતિને અંગે આટલું જણાવ્યા પછી હવે એને અંગે ખાસ વિશેષ હકીકત જણાવીએ.

પ્રાચીન કાળમાં જે પુસ્તકો લખાતાં હતાં તેમાં જ્યાં ખાસ વાક્યાર્થનો સંબંધ પૂર્ણ થતો ત્યાં પૂર્ણવિરામસૂચક । આવું દંડાકાર ચિહ્ન કરવામાં આવતું, જ્યાં ખાસ વધારાનો અર્થ સમાપ્ત

---

[85] પાનાની ડાબી અને જમણી બાજુના માર્જિનને 'હાંસિયા' તરીકે ઓળખવામાં આવે છે.

[86] એને અત્યારે 'હેડિંગ' તરીકે ઓળખવામાં આવે છે તેને આપણી ભાષામાં 'હુંડી' એ નામથી ઓળખવામાં આવે છે.

થતો ત્યાં ॥ આવા બે ઊભા દંડ કરવામાં આવતા અને જ્યાં ખાસ અવાંતર વિષય, પ્રકરણ કે ગાથાની ટીકા આદિની સમાપ્તિ થતી હોય ત્યાં ॥छ॥ આ પ્રમાણે લખતા જ્યાં શ્લોકની શરૂઆત કે સમાપ્તિ થતી ત્યાં બંને બાજુએ બે ઊભા દંડ કરતા અને તે પછી छ કે શ્લોકાંક લખતા. કેટલીક પ્રતોમાં, અત્યારના મુદ્રણમાં જેમ પરસવર્ણ કરવામાં આવે છે તેમ પરસવર્ણ પણ કરવામાં આવતા અને જ્યાં મૂલસૂત્રગાથા ઉપર ભાષ્ય વગેરે સમાપ્ત થતું ત્યાં તે તે સૂત્રગાથાના ભાષ્યની સમાપ્તિ અક્ષરાંક દ્વારા સૂચવવામાં આવતી.[૮૭] આમ છતાં પાછળના અવિવેકી લેખકો, લખાણમાં વધારો થાય અને એ લખાણ મહેનતાણાની ગણતરીમાં ન આવે એ ઇરાદાથી ઉપરોક્ત વિશિષ્ટ ચિહ્નો અને સંકેતોને ન લખતાં માત્ર ચાલુ ગ્રંથના અક્ષરો જ લખવા લાગ્યા; જેને પરિણામે લિખિત ગ્રંથોના ગૌરવમાં ઘટાડો થવા ઉપરાંત ઉત્તરોત્તર દુર્ગમતા અને ગોટાળો વધતાં ગયાં છે. આ અવિવેકી લેખકોએ કેટલી યે વાર ગ્રંથના સંદર્ભોના સંદર્ભો ઉપરાંત મૂળ ગ્રંથના વિષયને લગતી સ્થાપનાઓ, યંત્રો, ગ્રંથકારે કરેલાં ચિહ્નો, શ્લોકસંખ્યા, ગાથાસંખ્યા, ગ્રંથાગ્રમ્, ગ્રંથની પ્રશસ્તિ સુદ્ધાં ઉડાડી દીધાં છે. લેખકોની આ અવિવેકી વર્તણૂક આજની નથી પણ સૈકાઓજૂની છે.

તાડપત્રીય પુસ્તકોમાં ચિત્રો અને અંક આદિને ઠેકાણે કરાતા લાલ ચાંલ્લાને બાદ કરી લઈએ તો લેખન માટે અને લીટીઓ દોરવા માટે માત્ર કાળી શાહી જ વપરાઇ છે, જ્યારે કાગળનાં પુસ્તકો લખવા માટે કાળી શાહી ઉપરાંત સોનેરી, રૂપેરી અને લાલ રંગની શાહીઓ પણ વપરાઇ છે. આમ છતાં એટલું તો ખરૂં જ છે કે કાળી શાહી અને સોનેરી-રૂપેરી શાહીનો ઉપયોગ જેમ આખાં પુસ્તકોનાં પુસ્તકો લખવા માટે થયો છે તેમ આખું પુસ્તક લખવા માટે લાલ શાહીનો ઉપયોગ ખાસ કરીને ક્યારે ય થયો નથી. આ શાહીનો ઉપયોગ મુખ્યપણે પુષ્પિકા, ગ્રંથાંક, उक्तं च, तथाहि, પૂર્ણવિરામ તરીકે લખાતાં દંડનાં ચિહ્નો, લીટીઓ કે ચિત્રો લખવા માટે જ થયો છે.

## પુસ્તકલેખનના પ્રકારો

અગાઉ અમે ગંડી, કચ્છપી, મુષ્ટિ આદિ પુસ્તકોના જે પ્રકારો નોંધી ગયા છીએ એ પ્રકારો પુસ્તકના બાહ્ય દેખાવને લક્ષીને પાડવામાં આવ્યા છે, જ્યારે આ વિભાગમાં દેખાડાતા પુસ્તકના પ્રકારો–ભેદો–નામો કાગળ ઉપર પુસ્તકલેખનની શરૂઆત થયા પછી લખાણની પદ્ધતિ ઉપરથી પાડવામાં આવ્યા છે, જે અહીં દેખાડવામાં આવે છે. કાગળ ઉપર પુસ્તકો અનેક રૂપમાં લખાતાં હતાં: જેમકે ત્રિપાટ કે ત્રિપાઠ, પંચપાટ કે પંચપાઠ, શૂડ કે શુઢ, ચિત્રપુસ્તક, સ્વર્ણાક્ષરી, રૌપ્યાક્ષરી, સૂક્ષ્માક્ષરી, સ્થૂલાક્ષરી ઇત્યાદિ.

## ત્રિપાટ કે ત્રિપાઠ

જે પુસ્તકના મધ્ય ભાગમાં મોટા અક્ષરથી મૂળ ગ્રંથ અને તેની ઉપર અને નીચે તેની

---

૮૭ જીતકલ્પભાષ્યમાં આદિથી અંત સુધી પરસવર્ણ લખેલા છે અને જ્યાં જ્યાં જે જે સૂત્રગાથાનું ભાષ્ય સમાપ્ત થાય છે ત્યાં ત્યાં તે તે સૂત્રગાથાનો અંક અક્ષરાંકથી લખેલો છે. પ્રાચીન ચૂર્ણિગ્રંથોમાં તેમજ બીજા ઘણાઘણા ગ્રંથોમાં પરસવર્ણ લખાએલા જોવામાં આવે છે.

ટીકા કે ટબો લખવામાં આવે, એવા પ્રકારના પુસ્તકને, તેની વચમાં, ઉપર અને નીચે એમ ત્રણ પટે—વિભાગે અથવા ત્રણ પાઠે તે લખાતું હોવાથી, 'ત્રિપાટ' અગર 'ત્રિપાઠ' કહેવામાં આવે છે. (જુઓ ચિત્ર નં. ૧૪).

### પંચપાટ કે પંચપાઠ

જે પુસ્તકની વચમાં મોટા અક્ષરથી મૂળ ગ્રંથ અને તેની ઉપર, નીચે તથા બે બાજુના હાંસિયામાં તેની ટીકા કે ટબાર્થ લખવામાં આવે, એ જાતના પુસ્તકને, વચમાં, ઉપર, નીચે અને બે બાજુના હાંસિયામાં એમ પાંચ પટે-વિભાગે અથવા પાંચ પાઠે તે લખાતું હોવાથી, 'પંચપાટ' અથવા 'પંચપાઠ' કહેવામાં આવે છે. (જુઓ ચિત્ર નં. ૧૫).

### શૂડ કે શૂઢ

જે પુસ્તકો હાથીની શુણ્ડની-સૂંઢની પેઠે મૂળ સૂત્ર, ટીકા આદિનો કોઇ પણ જાતનો વિભાગ પાડ્યા સિવાય સળંગ લખવામાં આવે તેને 'શૂડ' અથવા 'શૂઢ' પુસ્તક તરીકે ઓળખવામાં આવે છે.

ત્રિપાટ અને પંચપાટ તરીકે તે જ ગ્રંથો લખી શકાય છે જેના ઉપર ટીકા ટિપ્પણી હોય. જે ગ્રંથો ઉપર ટીકા ટિપ્પણી નથી હોતી તે 'શૂડ' રૂપે જ લખાય છે, પણ તેને માટે 'શૂડ' શબ્દનો પ્રયોગ થતો નથી. 'શૂડ' શબ્દનો પ્રયોગ સળંગ લખાએલા ટીકાત્મક ગ્રંથો માટે જ થાય છે. મૂળરૂપ ગ્રંથો સદા યે સળંગ એકાકારે લખાતા હોઈ એને માટે ત્રિપાટ, પંચપાટ આદિ પૈકીના કોઇ સંકેતને અવકાશ જ નથી.

ત્રિપાટ-પંચપાટરૂપે પુસ્તક લખવાની પદ્ધતિ અમારી માન્યતાનુસાર વિક્રમની પંદરમી સદીના પ્રારંભથી ચાલુ થઈ છે. તે પહેલાં સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા વગેરેનાં પુસ્તકો જુદાં જુદાં જ લખાતાં હતાં અને ત્યારે એક ગ્રંથ વાંચનારને વારંવાર જુદીજુદી પ્રતોમાં નજર નાખવી પડતી હતી.

### ચિત્રપુસ્તક

'ચિત્રપુસ્તક' એ નામ સાંભળી, પુસ્તકોમાં ચીતરવામાં આવતાં અનેકવિધ ચિત્રોની કલ્પના કોઇ ન કરી લે. 'ચિત્રપુસ્તક' એ નામથી અમારો આશય મુખ્યત્વે કરી લખાણની ખૂબીથી સ્વયં ઉત્પન્ન થતાં ચિત્રોથી છે. કેટલાક લેખકો પુસ્તક લખતાં અક્ષરોની વચમાં એવી ચીવટથી અને ખૂબીથી ખાલી જગ્યા છોડે છે કે જેથી અનેક જાતની ચિત્રચોકડીઓ, વજ્ર, છત્ર, સ્વસ્તિક વગેરેની આકૃતિઓ તેમજ લેખકે ધારેલી વ્યક્તિનું નામ, શ્લોક, ગાથા વગેરે આપણે જોઈ વાંચી શકીએ. (જુઓ ચિત્ર નં. ૫-૬-૧૬-૧૭). આ જ પ્રમાણે કેટલાક લેખકો ઉપર જણાવ્યું તેમ લખાણની વચમાં ખાલી જગ્યા ન મૂકતાં, કાળી શાહીથી સળંગ લખાતા લખાણની વચમાંના અમુક અમુક અક્ષરોને એવી ચીવટથી અને ખૂબીથી લાલ શાહી વડે લખે છે કે જેથી તેને જોનાર એ લખાણમાં અનેક પ્રકારની ચિત્રાકૃતિઓ તેમજ નામ, શ્લોક વગેરે જોઇ શકે. આ ઉપરાંત કેટલાક લેખકો પુસ્તકની વચમાં જ્યાં કાણું પાડવા માટે જગ્યા રાખવામાં આવે છે ત્યાં અને બે બાજુના હાંસિયાના મધ્ય ભાગમાં, અમે અગાઉ જણાવી ગયા છીએ તે મુજબ, સળંગ અંકો લખવાના ન હોય ત્યારે ત્યાં હિંગળોક, હરતાલ, વાદળી આદિ રંગથી મિશ્રિત ફૂલ, ચોકડી, કમળ, બદામ આદિની વિધવિધ આકૃતિઓ કરતા. કેટલીકવાર કલ્પસૂત્ર

જેવાં પુસ્તકોમાં, વચમાં જ્યાં કાણું પાડવાની જગ્યા રાખવામાં આવે છે ત્યાં, કલ્પસૂત્રને લગતાં સુંદર નાનાં ચિત્રો પણ દોરવામાં આવતાં.[૮૮]

## સુવર્ણાક્ષરી–રૌપ્યાક્ષરી પુસ્તકો

સોનેરી (સોનાની) અને રૂપેરી (ચાંદીની) શાહીથી પુસ્તકો કેમ લખાતાં એ જાણવું અતિ મહત્ત્વનું છે. આપણા ચાલુ ધોળા કાગળ ઉપર સોનેરી-રૂપેરી શાહીનું લખાણ લેશ પણ દીપી ઊઠે તેમ નહિ હોવાથી આ બે જાતની શાહીથી પુસ્તક લખતાં પહેલાં કાગળોને—પાનાંને 'બૅક ગ્રાઉન્ડ' તરીકે લાલ, કાળા, વાદળી, જામલી વગેરે ઘેરા રંગોથી રંગીન બનાવવામાં આવતાં અને તેમને અકીક, કસોટી, કોડા વગેરેના ઘૂંટાથી ઘૂંટીને મુલાયમ બનાવી લેવામાં આવતાં હતાં. તે પછી એ પાનાં ઉપર, અમે અગાઉ જણાવી ગયા છીએ એ રીત પ્રમાણે તૈયાર કરેલી સોનેરી-રૂપેરી શાહીની ભૂકીને અત્યંત સ્વચ્છ ધવના ગુંદરના પાણી સાથે ભેળવી, શાહી રૂપે તૈયાર કરી પીંછી વડે અથવા તેને લાયક કલમથી ગ્રંથ લખવામાં આવતો. આ અક્ષરો સુકાયા પછી તેને અકીક વગેરેના ઘૂંટાથી ઘૂંટતાં એ લખાણ બરાબર તૈયાર ઓપદાર બની જતું. આ લખાણની વચમાં અને તેની આસપાસ અનેક જાતનાં રંગબિરંગી ચિત્રો, વેલો વગેરે કરવામાં આવતાં હતાં. લખવામાં પણ અનેક જાતની ભાતો અને ખૂબીઓ દર્શાવવામાં આવતી.

સોનેરી-રૂપેરી શાહીથી લખેલું તાડપત્રીય પુસ્તક આજ સુધીમાં ક્યાં યે જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી. કહેવામાં આવે છે કે પરમાર્હત ગૂર્જરેશ્વર મહારાજ શ્રીકુમારપાલદેવે જૈન આગમોની તેમજ આચાર્ય શ્રીહેમચંદ્રકૃત ગ્રંથોની સુવર્ણાક્ષરી પ્રતિઓ પોતાના જ્ઞાનકોશ માટે લખાવી હતી;[૮૯] એ જ પ્રમાણે મહામાત્ય શ્રીવસ્તુપાલે જૈન આગમોની એકેક પ્રતિ સુવર્ણાક્ષરે લખાવ્યાનું[૯૦] પણ કહેવામાં આવે છે. એ પ્રતિઓ તાડપત્ર ઉપર લખાઈ હશે કે કાગળ ઉપર એ નિશ્ચિત રૂપે કહેવાનું કે જાણવાનું અમારી પાસે કશું જ સાધન નથી. અમારા જોવામાં જે અનેકાનેક સુવર્ણાક્ષરી સુંદર પુસ્તકો આવ્યાં છે એ બધાં યે કાગળ ઉપર અને વિક્રમની પંદરમી—સોળમી આદિ સદીમાં લખાએલાં છે. અમારી માન્યતા તો એવી છે કે તાડપત્ર ઉપર સુવર્ણાક્ષરી જૈન પુસ્તકો લખાયાં જ નથી, એટલું જ નહિ પણ વિક્રમની પંદરમી શતાબ્દી પહેલાં સુવર્ણાક્ષરી પુસ્તકો લખાતાં હોય એમ પણ અમને લાગતું નથી. રૌપ્યાક્ષરી પુસ્તક લખવાની પ્રથા સુવર્ણાક્ષરી પુસ્તકો કરતાં યે

---

૮૮ શ્રી હંસવિજયજી મહારાજના વડોદરાના જૈન પુસ્તકસંગ્રહમાં 'કલ્પસૂત્ર'ની એક પ્રતિ છે જેના મધ્યમાં આ પ્રમાણેનાં ચિત્રો છે.

૮૯ (क) 'जिनागमाराधनतत्परेण राजर्षिणा एकविंशतिः ज्ञानकोशाः कारापिताः। एकादशाङ्ग-द्वादशाङ्गोपाङ्गादि-सिद्धान्तप्रतिरेका सौवर्णाक्षरैर्लेखिता, योगशास्त्र-वीतरागस्तवद्वात्रिंशत्प्रकाशाः सौवर्णाक्षरा हस्तपुस्तिकायां लेखिताः। सप्तशतलेखकाः लिखन्ति।' कुमारपालप्रबन्ध पत्र ९६-९७ ॥

(ख) 'श्रीकुमारपालेन सप्तशतलेखकपार्श्वात् ६ लक्ष ३६ सहस्रागमस्य सप्त प्रतयः सौवर्णाक्षराः श्रीहेमाचार्यप्रणीतव्याकरण-चरितादिग्रन्थानामेकविंशतिः प्रतयो लेखिताः॥' उपदेशतरङ्गिणी पत्र १४० ॥

૯૦ જુઓ ટિપ્પણ નં. ૩૦ (ख).

અર્વાચીન છે. ઈડરના જૈન જ્ઞાનભંડારમાં કલ્પસૂત્રની સચિત્ર તાડપત્રીય પ્રતિ છે તેનાં ચિત્રોમાં સોનેરી શાહીનો ઉપયોગ કરવામાં આવ્યો[૬૧] છે. સોનેરી શાહી કરતાં ચાંદીની શાહીનો ઉપયોગ પુસ્તક લખવા માટે તેમજ ચિત્રકામ માટે અનેકગણો ઓછો થયો છે. ચાંદીની શાહીથી લખાએલી પ્રતિઓ ક્વચિત્ ક્વચિત્ જ મળે[૬૨] છે, ત્યારે સોનેરી શાહીથી લખાએલી પ્રતિઓ અનેક સ્થળે અને અનેક જ્ઞાનભંડારોમાં મળે[૬૩] છે. આ બંને પ્રકારની શાહીથી લખાએલાં પુસ્તકોમાં મુખ્યત્વે કરીને કલ્પસૂત્ર અને કાલિકાચાર્ય કથા હોય છે, અને ક્વચિત્ ભગવતીસૂત્ર,[૬૪] ઉત્તરાધ્યયન સૂત્ર વગેરે જેવાં માન્ય જૈન આગમો પણ હોય છે. કેટલીક વાર નવસ્મરણાદિ સ્તોત્ર[૬૫] વગેરે પણ

---

૬૧ આ પોથી વિક્રમની સોળમી સદીમાં લખાએલી હોવાની અમારી સંભાવના છે.

૬૨ (ક) ચાંદીની શાહીથી લખાએલી કલ્પસૂત્રની એક સચિત્ર પ્રતિ શ્રીવિજયધર્મસૂરિ મહારાજના જ્ઞાનભંડારમાં છે, એમ તેમના શિષ્ય શ્રીવિદ્યાવિજયજી મહારાજ જણાવે છે.

(ખ) એક કલ્પસૂત્રસુબોધિકાટીકાની પ્રતિ અમારા વૃદ્ધ ગુરુ પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજ પાસે છે, જે સંવત ૧૮૧૪માં બુરહાનપુરમાં લખાએલી છે. આ પ્રતિ જુદાજુદા લેખકોએ પૂર્ણ કરેલી છે. પ્રતિના પત્ર ૨૮, ૧૬૫ અને ૩૦૬માં લેખકની જુદીજુદી આ પ્રમાણેની પુષ્પિકાઓ છે:

(૧)......कल्पसुबोधिकायां प्रथमः क्षणः समाप्तः शुभाशुभं लिपीकृतं ऋष समरथः नागौरीगच्छे श्रीहिन्दुस्थानपांचः १:

(૨)......कल्पसुबोधिकायां षष्ठः क्षणः समाप्तः ६ लिपितं ऋष समरथ नागोरी गच्छेः ब्रांनपुरेः लेखाक दा पं० हानविमलजीः ॥ छः छः श्रीः

(૩)......इति श्रीकल्पसुबोधिका समाप्ता संवत् १८१४ना वर्षे पोष वदि ५ वार रवौ पं० रामकुशलेन लपीकृतं ॥श्री॥

(ગ) અજમેરના શેઠ કલ્યાણમલજી ઢઢ્ઢાના ઘરમાં એક પ્રાચીન પોથી છે, જેમાં ચંદ્રાયચૂરી નામનો ગ્રંથ ચાંદીની શાહીથી લખાએલો હોવાનું ભા. પ્રા. લિ. મા. પૃ. ૧૫૬માં જણાવેલું છે. આ પુસ્તકમાં લેખકની પુષ્પિકા વગેરે કશું યે નથી, તેમ છતાં તેની લિપિ વગેરે જોતાં એ સોળમી સદીમાં લખાએલું માનવામાં આવે છે.

આ સિવાય બીજે પણ કોઈક ચાંદીની શાહીથી લખેલાં પુસ્તકો મળે છે.

૬૩ પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજ, શ્રીહંસવિજયજી મ૦, શ્રીઅમરવિજયજી મ૦, શ્રીવિજયકમલસૂરિ મ૦, શ્રીવિજયધર્મ-સૂરિ મ૦ વગેરેના શાસ્ત્રસંગ્રહોમાં તેમજ લીંબડીના જૈન જ્ઞાનભંડારમાં, અમદાવાદ દેવશાના પાડાના પુસ્તકસંગ્રહમાં, પાટણ વાડીપાર્શ્વનાથના ભંડારમાં, સુરતના મોહનલાલજી મ૦ ના જ્ઞાનભંડારમાં ઇત્યાદિ અનેક જૈન મુનિઓના પુસ્તકસંગ્રહોમાં તેમજ ગુજરાતનાં અનેક ગામ-નગરોના જ્ઞાનભંડારોમાં કલ્પસૂત્ર અને કાલિકાચાર્ય કથાની સંખ્યાબંધ પ્રતો વિદ્યમાન છે. એ જ રીતે બંગાળ, મારવાડ, મેવાડ, પંજાબ, દક્ષિણ વગેરે દેશોમાંના જૈન જ્ઞાનભંડારોમાં, જૈન મુનિઓના પુસ્તકસંગ્રહોમાં અને જૈન ગૃહસ્થોના ઘરોમાં આ બંને ગ્રંથોની સંખ્યાબંધ સુવર્ણાક્ષરી પ્રતો વિદ્યમાન છે

૬૪ લીંબડી જૈન જ્ઞાનભંડારની જૂની ટીપમાં 'સુવર્ણાક્ષરી ભગવતીસૂત્ર'ની પ્રતિનું નામ હતું જે અત્યારે ત્યાં નથી. વડોદરાના શ્રીહંસવિજયજીના જ્ઞાનભંડારમાં સુવર્ણાક્ષરી ભગવતીસૂત્રની પ્રતિ હોવાનું ભાઈશ્રી સજ્જન પાસે સાંભળવામાં આવ્યું છે અમદાવાદના દેવશાના પાડાના જૈન જ્ઞાનભંડારમાં ઉત્તરાધ્યયનસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતિ વિદ્યમાન છે

૬૫ અમદાવાદમાં શેઠ ..... ના સંગ્રહમાં સુવર્ણાક્ષરી નવસ્મરણની પોથી છે, જે અત્યંત સુંદર હોય ઉત્તમ એ પ્રતિ

સોનેરી શાહીથી લખવામાં આવ્યા છે.

## સૂક્ષ્માક્ષરી પુસ્તકો

જૈન સાધુઓ સદાને માટે પાદવિહારી હોવા ઉપરાંત તેઓ પોતાની સઘળી વસ્તુને જાતે જ ઉપાડતા હોઈ રસ્તામાં વધારેપડતો ભાર ન થાય એની જેમ દરેક રીતે કાળજી રાખતા, તેમ રસ્તામાં સાથે રાખવાના પુસ્તકનો પણ વધારેપડતો ભાર ન થાય તેમજ પઠન-પાઠનમાં સુગમતા વધે એ માટે પણ તેઓ ધ્યાન રાખતા. આ કારણથી તેઓ રસ્તામાં ઉપયોગી ગ્રંથોની પોથીઓ નાની બનાવતા તેમજ ઝીણા અક્ષરોમાં લખતા–લખાવતા. તાડપત્રીય પુસ્તકના જમાના કરતાં કાગળના પુસ્તકના યુગમાં ઝીણા અક્ષર લખવાની કળાએ વધારેમાં વધારે વિકાસ સાધ્યો છે એટલું જ નહિ પણ તે પછી જ ત્રિપાટ, પંચપાટ વગેરે સૂક્ષ્માક્ષરી પુસ્તકો લખવાની પ્રથાએ જન્મ લીધો છે. તાડપત્રીય પુસ્તકના જમાનામાં જે જાતના ઝીણા અક્ષરો લખાતા હતા તે કરતાં કાગળના પુસ્તકના જમાનામાં અનેકગણો વિકાસ સધાયો છે. તાડપત્રીય પુસ્તકોમાં અમે એવાં પુસ્તકો પણ જોયાં છે જેમાં સાધારણરીતે ચાર લીટીઓ સમાઇ શકે એવાં પાનાંઓમાં દસ દસ લીટીઓ લખવામાં આવી છે; તેમ છતાં અમે આ નિબંધ સાથે कुमारपालप्रशस्तिगत एक श्लोकना ૧૧૬ અર્થની પ્રતિના પાનાનું ચિત્ર આપ્યું છે (જુઓ ચિત્ર નં. ૧૫) તેવા ઝીણા અક્ષરો તો તાડપત્રીય જમાનામાં નહોતા જ લખાતા. આ વાત અમે આખા પુસ્તકને ઝીણા અક્ષરમાં લખવાને લક્ષીને કહીએ છીએ, નહિ કે એ પુસ્તકોમાંનાં ટિપ્પણ આદિને લક્ષીને; કારણકે તાડપત્રીય પ્રતિમાંનાં ટિપ્પણો, પાઠભેદો અને તેમાં પડી ગએલા પાઠો ઘણોખરો વખત અત્યંત ઝીણામાં ઝીણા અક્ષરથી લખવામાં આવતા હતા.

## સ્થૂલાક્ષરી પુસ્તકો

જેમ જૈન શ્રમણો રસ્તામાં પુસ્તક રાખવાની સગવડ ખાતર સૂક્ષ્માક્ષરી પુસ્તકો લખાવતા હતા તેમ વાંચવાની સુગમતા ખાતર સ્થૂલાક્ષરી પુસ્તકો પણ લખતા-લખાવતા હતા. સામાન્યરીતે તો દરેક પુસ્તક મધ્યમસરના અક્ષરમાં જ લખવા-લખાવવામાં આવે છે; પરંતુ कल्पसूत्र અને कालिकाचार्यकथा જેવાં પુસ્તકો કે જે પર્યુષણાપર્વમાં પારાયણ તરીકે એકીશ્વાસે અને વેગબદ્ધ વાંચવાનાં હોય છે તેને સ્થૂલ–મોટા અક્ષરમાં લખવામાં આવે છે, જેથી વાંચવામાં અટક ન થાય તેમજ અક્ષર ઉપર આંખ બરાબર ટકે. ખાસ અપવાદ બાદ કરી લઇએ તો સ્થૂલાક્ષરી પુસ્તક તરીકે કલ્પસૂત્ર

---

મુર્શિદાબાદનિવાસી પ્રસિદ્ધ જૈન ધનાઢ્ય જગતશેઠે પોતાના નિત્યપાઠ માટે લખાવેલી છે. લીંબડીના જૈન જ્ઞાનભંડારમાં શ્રી-દેવચંદ્રજીકૃત 'અધ્યાત્મગીતા અને શીતલજિનસ્તવન'ની સુવર્ણાક્ષરી પ્રતિ છે, જે ઓગણીસમી સદીમાં ત્યાંના પ્રસિદ્ધ શેઠ ડોસા વોરાએ લખાવેલી છે. (ડોસા વોરાનો પરિચય મેળવવા ઇચ્છનારે લીંબડી જૈન જ્ઞાનભંડારના લિસ્ટમાંની 'પૂરવણી' જોવી.) શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીના જ્ઞાનસંગ્રહમાં શાલિભદ્રરાસની પ્રતિ સુવર્ણાક્ષરે લખાએલી છે. આ સિવાય બીજા અનેક સ્તોત્રો, રાસ વગેરે સુવર્ણાક્ષરે લખાએલા જોવામાં આવે છે. સોનેરી ચિત્રો દોરેલી પ્રતો તો લગભગ પ્રત્યેક પ્રત્યેક જૈન જ્ઞાનભંડારમાં ઢગલાબંધ વિદ્યમાન છે.

અને કાલિકાચાર્યકથા એ બે પુસ્તકો જ લખવામાં આવ્યાં છે. તાડપત્રીય પુસ્તકના જમાનામાં કેટલાંક પુસ્તકો સામાન્ય સ્થૂલાક્ષરથી લખાતાં હતાં, તેમ છતાં એ સ્થૂલાક્ષરોનો પણ વાસ્તવિક વિકાસ તો કાગળના યુગમાં જ થયો છે.

## કાતરથી કાપીને લખેલાં પુસ્તકો

શાહીનો ઉપયોગ કર્યા સિવાય ફક્ત કાગળને કાતરીને અથવા કોરીને જેમ વૃક્ષ, વેલ, ખુદ્રા વગેરે આકૃતિઓ બનાવવામાં આવે છે તેમ માત્ર કાગળને કોતરીને પુસ્તકો પણ લખવામાં આવતાં. આ પ્રમાણે કોતરીને લખેલું જયદેવ કવિકૃત ગીતગોવિન્દ[૬૧] કાવ્ય 'ગાયકવાડ ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યૂટ'માં નં. ૧૩૦૬માં છે. બીજાં પણ એવાં છુટક કોતરીને લખેલાં પાનાં જોવામાં આવે છે.

### (૭) પુસ્તકસંશોધન અને તેનાં સાધન, સંકેત વગેરે

પ્રાચીન પુસ્તકાદર્શો ઉપરથી એક પછી એક થતા પુસ્તકાદર્શોમાં ઉત્તરોત્તર અશુદ્ધિઓનો પુંજ વધતો જાય છે. પુસ્તકોમાં એ અશુદ્ધિઓ વધવાનાં કારણો શું હશે, એ અશુદ્ધ પુસ્તકોને પ્રાચીન શોધકો કેમ સુધારતા હશે, એ પુસ્તકોને સુધારવા માટેનાં કયાં કયાં સાધનો હશે, અને એને લગતા કઈ કઈ જાતના સંકેતો તેમજ ચિહ્નો હશે, એની અમે આ વિભાગમાં નોંધ કરીશું.

આજે આપણી સમક્ષ વિક્રમની અગિયારમી-બારમી સદીથી લઈ અત્યાર સુધીમાં લખાએલો તેમજ શોધાએલો જે મહાન ગ્રંથરાશિ વિદ્યમાન છે તેનું બારીકાઇથી અવલોકન કરતાં, પાછલાં એક હજાર વર્ષના સંશોધનપ્રણાલીને લગતા પ્રામાણિક ઇતિહાસનો,—અર્થાત્ પુસ્તકમાં વધતી અશુદ્ધિઓનાં કારણો, પુસ્તકસંશોધનની પ્રણાલી, એનાં સાધનો અને પુસ્તકસંશોધનને લગતા પાંડિત્યપૂર્ણ અનેક પ્રકારના સંકેતોનો,—આપણને ખ્યાલ આવી શકે છે અને એ ઉપરથી આપણને જૈન શ્રમણોની પ્રાચીન ગ્રંથસંશોધનપ્રણાલીનો અને તેમની સૂક્ષ્મદર્શિતાનો પણ પરિચય મળી જાય છે.

## પુસ્તકમાં વધતી અશુદ્ધિઓનાં કારણો

પ્રાચીન પુસ્તકાદર્શ ઉપરથી એક પછી એક ઉતારવામાં આવતાં હસ્તલિખિત પુસ્તકોમાં વધી પડતી અશુદ્ધિઓનાં કારણો અને તેનો ઇતિહાસ અમે એટલા કારણસર આપીએ છીએ કે વિદ્વાન ગ્રંથ-શોધકોને અશુદ્ધ પાઠોના સંશોધનકાર્યમાં એ મદદગાર થઈ શકે. અમે અમારા આજપર્યંતનાં અવલોકન અને અનુભવને આધારે ગ્રંથોમાં અશુદ્ધિઓ અને પાઠાંતરો-પાઠભેદો વધી પડવાના કારણ તરીકે લેખકો અને વિદ્વાન વાચકો-સંશોધકો બંનેને તારવ્યા છે; અર્થાત્ કેટલીકવાર લેખકોને કારણે પુસ્તકોમાં અશુદ્ધિઓ અને પાઠભેદો દાખલ થાય છે જ્યારે કેટલીક વાર વિદ્વાન વાચક-સંશોધકોને કારણે પણ પુસ્તકોમાં અશુદ્ધિઓ અને પાઠભેદો વધી પડે છે, જેનો સહજ ખ્યાલ આપણને નીચે આપવા-માં આવતી હકીકત ઉપરથી આવી શકશે.

---

૬૧ આ પુસ્તકની લંબાઈ પહોળાઈ ૬$\frac{3}{4}$ × ૪$\frac{3}{4}$ ની છે. પ્રતિ નવી લખાએલી છે. એના અંતમાં લેખકે કોતરીને આ પ્રમાણે પુષ્પિકા લખેલી છેઃ

'श्रीरस्तु ॥ नटपद्रवास्तव्यवृद्धनागरज्ञातीयविष्णुपादाम्बुजरेणुएकदेवकाण्वेन स्वयं रचितं ॥ रामार्पणमस्तु ॥'

## લેખકો તરફથી થતી અશુદ્ધિઓ અને પાઠભેદો[૯૭]

લેખકો તરફથી પુસ્તકોમાં વધી પડતી અશુદ્ધિઓ અને પાઠભેદનાં કારણો આ નીચે દર્શાવવામાં આવે છે:

### ૧ લેખકનું લિપિવિષયક અજ્ઞાન કે ભ્રમ

જેઓ પ્રાચીન તેમજ અર્વાચીન લિપિઓથી પરિચિત હશે તેઓ ઘણી જ સરળતાથી સમજી શકશે કે સુંદરમાં સુંદર લિપિ લખવામાં કુશળ લેખકો, નીચે આપવામાં આવતા અક્ષરોને સ્પષ્ટપણે નહિ ઉકેલી શકવાને લીધે એકને બદલે બીજા ભળતા અક્ષરો લખી નાખે છે, જેને પરિણામે પુસ્તકોમાં કેટલીક વાર અશુદ્ધિઓ અને કેટલીક વાર પાઠાંતરો વધી પડે છે:

| | | |
|---|---|---|
| क रु | म स रा ग | धा ध्य |
| ख रव स्व | व च त | पा प्य |
| ग रा | ह इ | सा स्य |
| घ प्प व थ प्य | त्त तृ | पा प्य |
| च व ठ ध | द्द द्ध द्ध द्र | ह्न ट्ट द्द |
| छ व | ग्र ग्ग ग्ज | त्त न्न |
| ज झ | द्र ड | च्च थ |
| ञ ज | त्तु तु | इ ह द्र |
| ट ठ द | प्प प्य थ घ | ई हे |
| ड र म | ज्ज ञ्च द्य | ए प य |
| त व | सू स्त स्त्र मू | ऐ पे ये |
| ध व | त्य च्छ | क्त क्र कु क्ष |
| न त व | कृ क्ष | स पू पृ |
| नु तु | त्व च न | सु सु |
| प य ए | प्रा था | ष्ठ ष्व ष्ट पृ व्द |
| फ पु | टा य | त्म त्स ता त्य |
| भ स म | त्र घ | कू क्त क्र |
| य घ | एय णा एम | |

ઉપર અમે લેખકોના લિપિવિષયક ભ્રમને લગતી જે અક્ષરોની હારમાળા આપી છે એ કરતાં પણ અનેકગણા લેખકોના અક્ષરભ્રમો છે. એ અક્ષરભ્રાન્તિઓમાંથી એવા કેટલા યે અશુદ્ધ અને ભળતા પાઠભેદો ઉત્પન્ન થાય છે કે જે ભલભલા વિદ્વાનોને પણ મૂંઝવી નાખે તેવા હોય છે.

---

૯૭ લેખકો અને વિદ્વાન શોધકો તરફથી ઉત્પન્ન થતી અશુદ્ધિઓ, પાઠભેદો અને વિકૃત પાઠોના પ્રકારો જોવા ઇચ્છનારને सन्मतितर्क सटीक, वसुदेवहिंडी અને बृहत्कल्पसूत्र सटीकના ભાગો અને તેમાં આપેલા પાઠભેદો જોવા ભલામણ છે.

એ પાઠભેદના થોડા પ્રકારો આ નીચે અમે આપીએ છીએ:

१ प्रभव-प्रणव, २ स्तवन-सूचन, ३ दया-दया, ४ प्रत्यक्षतोवगम्या-प्रत्यक्षयोपगम्या, ५ नथा-तथा, ६ नव-तव, ७ तह्रा-तया, ८ पत्तादस-पत्तदस, ९ जीयसालनीहूनं-जीयमालनीहूनं, १० परिवुड्ढि-परिवुड्ढि, ११ नंचरं-तदेयं, १२ अविदारिणी-अविवारिणी-अविदारिणी, १३ दोहल-कविदिया-दोहलक्कोदिया, १४ नंदीसरदीवगमणं संगर जिणमंडियं-नंदीसरदीवगमणगंभरजनमंडियं-नंदीसर-दीवगमणं संभरजिणमंडियं, १५ पमायतरप्पमादजणनं-पमोयप्पसायजणनं, १६ गयकुलायस्स-वायकुलायस्स, १७ सच्चं-सुव्वं-युत्तं, १८ विच्छुड्डदाणजलविलक्खपोलं पि गजा-विच्छुड्डदाणजलविलत्तपोलपियजा ઇત્યાદિ.

## ૨ લેખકનો પડિમાત્રાવિષયક ભ્રમ

કેટલાક લેખકો કાનાનો અને પડિમાત્રાનો–પૃષ્ઠમાત્રાનો ભેદ સ્પષ્ટપણે નહિ સમજી શકવાને લીધે ઘણી વાર માત્રાને બદલે કાનો અને કાનાને બદલે માત્રા લખી દે છે. આથી અશુદ્ધ પાઠો કે શુદ્ધ પાઠનો આભાસ આપતા ભળતા પાઠો બની જતાં ઘણી વાર પુસ્તકોમાં ભારે ગોટાળો ઉભો થઇ જાય છે, જેને કાળાંતરે શુદ્ધ કરવામાં કે એ પાઠના અર્થની સંગતિ કરવામાં વિદ્વાન શોધકોને ઘણી જ મુશ્કેલી અનુભવવી પડે છે—किसलयकोमलपयपाणी–किं सयलकमलदलपाणी, दाराणिकर–सरोनिकर–तमोनिकर, आयरागीओ–अमेगतीओ–अमेयगईओ ઇત્યાદિ.

## ૩ પતિતપાઠસ્થાનપરાવર્તન

કેટલીકવાર પ્રતિઓમાં પડી ગએલા પાઠને શોધકે બહાર કાઢ્યો હોય તેને લેખક, પંક્તિ-સૂચક સંકેતને ન સમજી શકવાને લીધે અથવા પંક્તિની ગણતરીને ભૂલી જવાને કારણે એ બહાર કાઢેલ પાઠને એકને બદલે બીજી પંક્તિમાં દાખલ કરી દે, એથી ગ્રંથોમાં ઘણી વાર ગોટાળો થયાનાં સંખ્યાબંધ ઉદાહરણો મળે છે.

## ૪ ટિપ્પન પ્રવેશ

કેટલીક વાર પુસ્તકના સંશોધકે કોઇ પાઠભેદ કે કઠિન શબ્દનો પર્યાયાર્થ–ટિપ્પન લખ્યું હોય તેને લેખક મૂળ ગ્રંથમાં દાખલ કરી દે એથી પણ પુસ્તકોમાં ગરબડ મચી જાય છે.

## ૫ શબ્દપંડિત લેખકોને કારણે

કેટલાક લેખકો શાનવિષયક ઘણાં પુસ્તકો લખવા આદિને લીધે અમુક શબ્દોથી પરિચિત હોઇ પુસ્તકમાં જાણીને સ્થાને આડાઅવળો ફેરફાર કરી લખે છે એથી પણ અશુદ્ધિઓ અને પાઠભેદો ઘણા વધી પડે છે અને તે, કેટલીકવાર તો શોધકોના સંશોધનકાર્યમાં ઘણી જ દખલ ઉભી કરે છે.

## ૬ અક્ષર કે શબ્દોની અસ્તવ્યસ્તતા

લેખકો લખતાં લખતાં ભૂલથી અક્ષરોને કે શબ્દોને ઉલટાસુલટા લખી નાખે એ કારણથી પણ લિખિત ગ્રંથોમાં અશુદ્ધિઓ અને પાઠાંતરો વધી પડે છે. दाग-दगा.

### ૭ પાઠના બેવડાવાથી

કેટલીક વાર લેખકો લખતાં લખતાં પાઠને કે અક્ષરોને બેવડા લખી નાખે છે, એથી પણ લિખિત પુસ્તકોમાં અશુદ્ધિઓ અને પાઠભેદો જન્મે છે. જેમ કે–सव्वपासणिएहिं–सव्वपासव्वपासणिएहिं–सव्वपासत्थपासणिएहिं, तस्सत्त्व–तस्सत्त्वस्सत्त्व ઇત્યાદિ.

### ૮ સરખા જણાતા પાઠોને કાઢી નાખવાથી

કેટલીક વાર લેખકો, ગ્રંથના વિષયને નહિ સમજી શકવાને લીધે વારંવાર આવતા સહજ ફરકવાળા ભંગકાદિવિષયક સાચા પાઠોને બેવડાઇ ગએલા સમજી કાઢી નાખે છે, એથી સમય જતાં લિખિત પુસ્તકોમાં ગંભીર ગોટાળો પેદા થાય છે, જેને પરિણામે કેટલીક વાર ગ્રંથકારોને પણ મૂંઝાવું પડે છે.

ઉપર જણાવ્યા મુજબનાં અનેક કારણોને લઈ લિખિત ગ્રંથોમાં લેખકો તરફથી જન્મતા પાઠભેદો પૈકી જે પાઠો બંધબેસતા થઇ જાય તે પાઠાંતરનું રૂપ લે છે અને જે બંધ બેસતા ન થાય તે અશુદ્ધિરૂપે પરિણમી અધૂરિયા પંડિતોની કસોટીએ ચડતાં વિરૂપ બની જવા ઉપરાંત વિદ્વાન શોધકોની મૂંઝવણમાં ઉમેરો કરનાર બને છે. જેમકે—तारानिकर ને બદલે तरोनिकर અને અધૂરિયા વિદ્વાનની કસોટીને પરિણામે तमोनिकर; આ જ પ્રમાણે आसरासीओનું असेरासीओ અને તેનું સંશોધન असेसरासीओ. આ પ્રમાણે ઉત્પન્ન થએલા અનેક પાઠો કેવળ વિદ્વાનોની મૂંઝવણમાં ઉમેરો કરનાર જ બને છે.

### વિદ્વાનો તરફથી ઉદ્ભવતી અશુદ્ધિઓ અને પાઠભેદો

જેમ લેખકો તરફથી પુસ્તકોમાં અનેકરીતે ભૂલો ઉત્પન્ન થાય છે તેમ ઘણી યે વાર વિદ્વાનમાં ખપતા શોધકો તરફથી પણ અનેકરીતે ભૂલો થવાના પ્રસંગો ઊભા થાય છે. જેમકે:

### ૧ શોધકોની નિરાધાર કલ્પના

લેખકો તરફથી ઉત્પન્ન થએલી અશુદ્ધિઓ કે પાઠભેદોમાં બીજા પ્રત્યન્તરોનો આધાર લીધા સિવાય માત્ર પોતાની કલ્પનાના બળે જ્યારે શોધકો સુધારોવધારો કરે છે ત્યારે ઘણી જાતની અશુદ્ધિઓ અને પાઠાંતરો ઊભાં થાય છે. જેમકે–तारानिकर–तरोनिकर–तमोनिकर, आसरासीओ–असेरासीओ–असेसरासीओ ઇત્યાદિ.

### ૨ અપરિચિત પ્રયોગો

જ્યારે શોધકો પ્રાયોગિક જ્ઞાનમાં કાચા હોય છે અથવા ક્વચિત્ આવતા પ્રયોગોથી પરિચિત નથી હોતા ત્યારે ઘણી વાર સાચા પાઠોને પરાવર્તિત કરી પાઠભેદ કે અશુદ્ધિઓ ઉત્પન્ન કરે છે. જેમકે—हत्थिणा चमढिओने બદલે हत्थिणाऽवमद्दिओ. આ સ્થળે પ્રાકૃતના चमढिय પ્રયોગથી અપરિચિત શોધકે એ પ્રયોગને સુધારીને તેના બદલામાં ऽवमद्दिय સુધાર્યું છે એ ઠીક નથી કર્યું.

### ૩ ખંડિત પાઠોને કલ્પનાથી સુધારવાને લીધે

કેટલેક ઠેકાણે હસ્તલિખિત પ્રતિમાંનો પાઠ,–પાનાં ચોંટી જવાને લીધે, ખરી જવાને લીધે કે ઉધેઈ

આદિથી ખવાવાને લીધે-નષ્ટ થયો હોય ત્યાં પ્રતિનો ઉતારો કરનાર લેખકે ખાલી જગ્યા મૂકી હોય, તેવે સ્થળે માત્ર મતિકલ્પનાથી નવા અક્ષરો ઉમેરવાથી પાઠભેદો વધી પડે છે. જેમકે મંગલ—
—विवड्डिउच्छाहो–मंगलविहिविवड्डिउच्छाहो–मंगलबलविवड्डिउच्छाहो ઇત્યાદિ.

આ પ્રમાણે લેખકો અને વિદ્વાન શોધકો તરફથી અનેક કારણોને લઈ હસ્તલિખિત ગ્રંથોમાં અશુદ્ધિઓનો પુંજ અને અગણિત પાઠભેદો વધી પડે છે.

### પુસ્તકસંશોધનની પ્રાચીન-અર્વાચીન પ્રણાલી

વિક્રમના બારમા સૈકાના પ્રારંભથી લઈ આજ પર્યંતમાં લખાએલાં જે પુસ્તકોનો સંગ્રહ આપણી સામે હાજર છે તે પૈકી લગભગ સોળમી સદી સુધીમાં લખાએલાં પુસ્તકોમાં જે અશુદ્ધ, વધારાના કે બેવડાએલા અક્ષરો હોય તેને કાળી શાહીથી છેકી નાખવામાં આવતા હતા અને જે સ્થળે નવા અક્ષરો કે પંક્તિઓ ઉમેરવાની હોય ત્યાં ^ આવું હંસપગલાનું ચિહ્ન કરી તેને, જો સમાઇ શકે તેમ હોય તો મોટે ભાગે તે જ લીટીના ઉપરના ભાગમાં છોડવામાં આવતી ખાલી જગ્યામાં, અને સમાઇ શકે તેમ ન હોય તો પાનાના હાંસિયામાં કે ઉપર નીચેના માર્જિનમાં × × આવા બે ચોકડી જેવા હંસપગલાચિહ્નની વચમાં લખતા હતા. તાડપત્રીય પુસ્તકોમાં વધારાના તેમજ બેવડાઇ ગએલા અક્ષરો કે લીટીઓ ઉપર છેકો ન લગાડતાં ઘણીખરીવાર તેને પાણીથી ભૂંસી નાખવામાં આવતા અને તે ભૂંસી નાખેલા અક્ષરોને ઠેકાણે નવા અક્ષરો ઉમેરવાના હોય તો પુનઃ લખવામાં પણ આવતા હતા. સામાન્ય રીતે પુસ્તકોમાં જ્યાં પંક્તિઓની પંક્તિઓ જેટલા પાઠો બેવડાઇ ગયા હોય અગર નકામા પાઠો લખાઇ ગયા હોય ત્યાં, ખરાબ ન લાગે એ માટે આખી લીટી ઉપર શાહીનો છેકો ન લગાડતાં દરેક વધારાની લીટીના આદિ અંતના છેડા ઉપર એકએક આંગળનો (— —) આવો ગોળ કોષ્ટકાકાર અથવા ઉલટાસૂલટી ગુજરાતી નવડાના આકારનો છેકો લગાડવામાં આવતો હતો. આ પદ્ધતિએ પુસ્તકો સુધારતાં જે પુસ્તકોમાં અશુદ્ધિઓનું પ્રમાણ વધારે હોય તેમાં ચોમેર ડાઘાડૂઘી અને છેકાછેકી ખૂબ દેખાતાં. આથી સોળમી સદીની આસપાસના વિદ્વાન જૈન શ્રમણોએ આ પદ્ધતિને પડતી મૂકી નીચે પ્રમાણેની નવી રીત અખત્યાર કરી, જે આજ પણ અવ્યવચ્છિન્નરીતે ચાલુ છે. તે આ પ્રમાણે:

પુસ્તકમાં જે નિરુપયોગી અક્ષરો કે પાઠો હોય તે ઉપર હરતાલ કે સફેદો લગાડી તેને ઢાંકી દેવામાં આવે છે. જો એ અક્ષરો વંચાય તેમ તેને ભૂંસવા હોય તો હરતાલ-સફેદાને આછો પાતળો લગાડવામાં આવે છે. કોઇ અક્ષરનો અમુક ભાગ નકામો હોય, અર્થાત્ प નો प, मनो न के ग, ब नो व, च नो व, घ नो य, प नो ए, क नो व આદિ અક્ષરો સુધારવાના હોય, તો તે તે અક્ષરના નકામા ભાગ ઉપર હરતાલ આદિ લગાડી ઇષ્ટ અક્ષર બનાવી લેવામાં આવે છે. આ જ રીતે બીજા અશુદ્ધ અક્ષરોને ઠેકાણે જે અક્ષરોની આવશ્યકતા હોય તેને શાહીથી લખી, એ અક્ષરોના આસપાસના નકામા ભાગ ઉપર હરતાલની પીંછી ફેરવી ઇષ્ટ અક્ષરો બનાવવામાં આવે છે. ગ્રંથસંશોધન માટે આ પદ્ધતિને સ્વીકારવાથી પુસ્તકમાં નિરર્થક ડાઘાડૂઘી કે છેકાછેકી દેખાતાં નથી અને માત્ર ખાસ પડી ગએલા પાઠો કે અક્ષરો જ પુસ્તકના માર્જિનમાં લખવા પડે છે.

## ગ્રંથસંશોધનનાં સાધનો

પુસ્તકસંશોધનનાં સાધનોમાં પીંછી, હરતાલ, સફેદો, ઘૂંટો, ગેરુ, દોરો વગેરેનો સમાવેશ થાય છે. આ બધાંની બનાવટ અને ઉપયોગનો નિર્દેશ આ નીચે કરવામાં આવે છેઃ

### પીંછી

આજકાલ આપણા જમાનામાં, ચિત્રકામમાં ઉપયોગી થાય એવી અનેક પ્રકારની ઝીણી-જાડી નાની-મોટી જુદીજુદી જાતના વાળની બનેલી જોઇએ તેવી પીંછીઓ જેમ તૈયાર મળે છે તેમ જૂના જમાનામાં ન હતું, એટલે એ પીંછીઓ હાથે બનાવવામાં આવતી હતી. આ પીંછીઓ ખાસ કરીને ખિસકોલીના વાળની જ બનતી હતી. ખિસકોલીના વાળ એકાએક સડી જતા નથી તેમજ એ કુદરતી રીતે જ એવા ગોઠવાએલા હોય છે કે તેને નવેસર ગોઠવવાની જરૂરત રહેતી નથી. એ વાળ જેટલા પ્રમાણમાં જોઇએ તેટલા લઈ કબૂતરના પીંછાના ઉપરના પોલા ભાગમાં પરોવી પીંછી તૈયાર કરવામાં આવે છે. જો પીંછી જાડી બનાવવી હોય તો મોર વગેરેના પીંછાનો ઉપરનો ભાગ લેવામાં આવે છે. આ વાળને પીંછામાં પરોવવાની રીત એ છે કે વાળને પાછળના ભાગમાં દોરાથી મજબૂત બાંધી, દોરાના છેડાને અણી તરફ રાખી, ગુંદરથી ચોંટાડી, એ દોરાને પીંછામાં પરોવવાથી વાળ સહેલાઈથી બહાર આવે છે. વાળ બહાર આવ્યા પછી વધારાના દોરાને કાપી નાખવામાં આવે છે.

### હરતાલ

હરતાલનું સંસ્કૃત નામ हरिताल છે. એ દગડી અને વરગી એમ બે જાતની હોય છે. આ બે પ્રકાર પૈકી 'વરગી હરતાલ' જ પુસ્તકસંશોધન માટે ઉપયોગી છે. આ હરતાલનાં અબરખની જેમ પડ ઉખેડતાં વચમાં સોનેરી વરગના જેવી પતરીઓ દેખાતી હોઈ એને 'વરગી હરતાલ' એ નામથી ઓળખવામાં આવે છે. આ હરતાલને મેંદાની જેમ ખૂબ ઝીણી વાટી મજબૂત કપડાથી ચાળી તૈયાર કરવી. એ પછી તેને ખરલમાં નાખી તેમાં સ્વચ્છ બાવળના ગુંદરનું પાણી નાખતા જવું અને ખૂબ ઘૂંટતા જવું. એકરસ થયા પછી હરતાલમાં ગુંદરનું પ્રમાણ વધારેપડતું ન થઇ જાય એ માટે, અમે અગાઉ હિંગળોકની બનાવટમાં જણાવી ગયા છીએ તેમ, હરતાલની પરીક્ષા કરતા રહેવું. આ રીતે હરતાલ તૈયાર થઇ ગયા પછી તેની હિંગળોકની જેમ વડીઓ કે પતરીઓ પાડી લેવી.

### સફેદો

રંગવાને માટે જે તૈયાર સફેદો આવે છે તેમાં ગુંદરનું પાણી નાખી ઘૂંટવાથી એકરસ થતાં એ તૈયાર થાય છે. હરતાલ કરતાં સફેદાની બનાવટ અલ્પ જ નહિ પણ સ્વલ્પશ્રમસાધ્ય છે એ ખરી વાત છે; તેમ એ વાત પણ એટલી જ સાચી છે કે સફેદા કરતાં હરતાલ વધારે ટકાઉ હોવા ઉપરાંત એનાથી સુધારેલા ગ્રંથોના સૌંદર્યમાં વિશિષ્ટ ઉમેરો કરનાર પણ એ છે.

### ઘૂંટો

અગાઉ અમે નિવેદન કરી ગયા છીએ કે કાગળને મુલાયમ બનાવવા માટે અકીક, કસોટી

વગેરેના ઘૂંટાઓ કે દરિયાઈ મોટા કોડાઓ વાપરવામાં આવે છે; એ જ રીતે લિખિત પુસ્તકોના સંશોધનમાં હરતાલ વગેરેનો ઉપયોગ કરનારને આંગળાથી પકડી શકાય એવા નાના ઘૂંટા કે નાની કોડીની જરૂરત રહે છે. તે એટલા માટે કે પ્રતિમાંના કોઈ નકામા પાઠને હરતાલ લગાડી ભૂંસી નાખ્યો હોય, અથવા ઉપયોગી પાઠ ઉપર ભૂલથી હરતાલ લગાડી દીધી હોય ત્યાં ફરી તેનો તે જ પાઠ કે બીજો પાઠ લખવો હોય ત્યારે તે હરતાલ લગાડેલા ભાગને ઉપરોક્ત નાના ઘૂંટાથી ઘૂંટીને લખવામાં આવે છે, જેથી તે ઠેકાણે લખવામાં આવતા અક્ષરો રેલાઈ, ફેલાઈ કે ફૂટી જતા નથી.

## ગેરુ

જેમ આજકાલ આપણે કોઈ ધ્યાનમાં રાખવા લાયક પદ, વાક્ય, શ્લોક, પુષ્પિકા વગેરેની નીચે લાલ શાહી કે પેન્સિલથી, અથવા લાલ શાહી કે પેન્સિલ ન હોય તો છેવટે ગમે તે રંગની શાહી કે પેન્સિલથી અન્ડરલાઈન તરીકે લીટી દોરીએ છીએ, તેમ ગ્રંથસંશોધકો પણ તેવાં ધ્યાનમાં લેવા લાયક પદ, વાક્ય આદિને ગેરુથી રંગી લેતા, જેથી તે તરફ વાચકનું લક્ષ્ય એકદમ દોરાય. આજ-કાલ ગેરુને બદલે લાલ પેન્સિલ જ વાપરવામાં આવે છે. કેટલાક લોકો હસ્તલિખિત પુસ્તકોમાં ગેરુ કે લાલ પેન્સિલથી રંગાએલ પદ, વાક્ય આદિને જોઈ એમ શંકા કરે છે કે 'આ અક્ષરો કાઢી નાખ્યા છે?' પરંતુ અમે જણાવ્યું એથી સમજી શકાશે કે એ લાલ રંગીન અક્ષરો કાઢી નાખેલા નથી હોતા પણ વાચકનું ધ્યાન ખેંચવા માટે એને લાલ રંગવામાં આવ્યા હોય છે.

## દોરો

તાડપત્રીય પુસ્તકોના જમાનામાં કોઈ યાદ રાખવા લાયક અથવા ઉપયોગી પંક્તિ, શ્લોક કે પાઠ હોય અથવા કોઈ વિષય કે અધિકાર, અધ્યયન કે ઉદ્દેશ, લંભક કે ઉચ્છ્વાસ વગેરેની આદિ કે સમાપ્તિ થતી હોય, ત્યાં તે તે પાનાના કાણામાં ઝીણો સૂતરનો દોરો પરોવી તેના બે છેડાને વળ ચડાવી તે દોરાની અણીને બહાર દેખાય તેમ રાખવામાં આવતી, જેથી પુસ્તકને હાથમાં લેતાંની સાથે તેમાંનાં ઉપયોગી સ્થળો, પુષ્પિકા, પ્રકરણ, અધિકાર વગેરે તરત જ ખ્યાલમાં આવે.

## પુસ્તકસંશોધનના સંકેતો અને ચિહ્નો

જેમ વર્તમાન મુદ્રણયુગમાં વિદ્વાન ગ્રંથસંપાદકો અને સંશોધકોએ પૂર્ણવિરામ, અર્ધવિરામ, અલ્પવિરામ, પ્રશ્નવિરામ, આશ્ચર્યદર્શક ચિહ્ન, અર્થદ્યોતક ચિહ્ન, દ્વન્દ્વસમાસદ્યોતક ચિહ્ન, શંકિત-પાઠદ્યોતક ચિહ્ન વગેરે અનેક પ્રકારનાં ચિહ્નો-સંકેતો પસંદ કર્યાં છે તેમ પ્રાચીન લિખિત પુસ્તકોના યુગમાં પણ તેના સંશોધક વિદ્વાન જૈન શ્રમણોએ પુસ્તકોમાં નકામી ચેરભૂંસ, ડાધાડૂઘી કે છેકાછેકી ન થાય, વસ્તુ સ્પષ્ટ થાય અને નકામાં ટિપ્પણો-પર્યાયાર્થો લખવા ન પડે તેમજ એ માટે નિરર્થક સમયનો ભોગ આપવો ન પડે એ માટે અનેક પ્રકારનાં ચિહ્નો-સંકેતો પસંદ કર્યાં છે. જે પાછળના પાને આપ્યા છે. એ જુદાજુદા સોળ વિભાગમાં આપેલાં વિવિધ ચિહ્નોનાં પ્રાચીન નામો અમે ખાસ કરીને ક્યાંય જોયાં—સાંભળ્યાં નથી; એટલે અમે પોતે, એ ચિહ્નોને તેના હેતુને લક્ષમાં રાખી અનુક્રમે

(૧)^,˅,X̂,x,X̤̂.(૨)x.(૩)ꟷ,ꟷ,ꟷ.(૪)ω.(૫)२-१.(૬)अ=ऽ,आ=१ऽ'ऽऽ,इ=९'९'ड्ड,ई=ई'ई,उ=७'उ,ऊ=ऊ,ऋ=ऋ,ए=ए,ऐ=ऐ,ओ=ओ,औ=औ,अं=ऽं.(૭)प्र॰'पा॰,प्रत्यं॰'पाठां॰,प्रत्यंतरे'पाठांतरम्.(૮)ग्रं॰'पं॰,ग्रं॰ग्रं॰'पं॰ग्रं॰,ग्रं॰नी॰'पं॰नी॰.(૯)'.(૧૦)".(૧૧)' '.
(૧૨)११,१२,१३,२३,३२,४१,४३,६२,७२,८१ ઇત્યાદિ.(૧૩)१,२,३,४,५,६ ઇત્યાદિ.(૧૪)=,⌒.
(૧૫)ᵕ,ꝏ.(૧૬)..,...,∴,::,०,००,०००,□,ɞ,卄,卐,ᵕ,ᵔ,ᵕ,ᵔ,ന,ര,ᚑ,⩧,T,ᅮ,ᅮ,⊥,⊥,⊥,
⊣,⊣,⊣,⊥,⊥,⊥,ᴗ,ᴗ,ᴗ,ᴗ,⌒,⌒,L,L,⅃,⅃,Γ,Γ,7,7 ઇત્યાદિ.

આ નામોથી ઓળખાવીએ છીએઃ ૧ પતિતપાઠદર્શક ચિહ્ન, ૨ પતિતપાઠવિભાગદર્શક ચિહ્ન, ૩ 'કાનો'-દર્શક ચિહ્ન, ૪ અન્યાક્ષરવાચનદર્શક ચિહ્ન, ૫ પાઠપરાવૃત્તિદર્શક ચિહ્ન, ૬ સ્વરસંધ્યંશદર્શક ચિહ્ન, ૭ પાઠભેદદર્શક ચિહ્ન, ૮ પાઠાનુસંધાનદર્શક ચિહ્ન, ૯ પદચ્છેદદર્શક ચિહ્ન, ૧૦ વિભાગદર્શક ચિહ્ન, ૧૧ એકપદદર્શક ચિહ્ન, ૧૨ વિભક્તિ-વચનદર્શક ચિહ્ન, ૧૩ ટિપ્પનકદર્શક ચિહ્ન, ૧૪ અન્વયદર્શક ચિહ્ન, ૧૫ વિશેષણવિશેષ્યસંબંધદર્શક ચિહ્ન, ૧૬ પૂર્વપદપરામર્શક ચિહ્ન. આ બધાં ચિહ્નોનો વિસ્તૃત પરિચય આ નીચે આપવામાં આવે છેઃ

## ૧ પતિતપાઠદર્શક ચિહ્ન

પહેલા વિભાગમાં આપેલાં અર્ધચોકડી, અર્ધચોકડીયુગલ, ચોકડી, બેવડી ચોકડી આદિ આકારનાં ચિહ્નો 'પતિતપાઠદર્શક ચિહ્નો' છે. હસ્તલિખિત પુસ્તકોમાં લહિયા વગેરેની ગફલતથી પડી ગએલા પાઠને નવેસર બહાર લખવો હોય તેની નિશાનીરૂપ આ ચિહ્નો છે. પડી ગએલા પાઠની નિશાની તરીકે એક જ જાતના ચોકડી ચિહ્નની પસંદગીથી કામ ચાલી શકે તેમ હોવા છતાં જુદાં-જુદાં ચોકડી ચિહ્નો પસંદ કરવાનું કારણ એ છે કે એક જ લીટીમાં બે ચાર ઠેકાણે પડી ગએલા પાઠ કે અક્ષરો બહાર કાઢવાના હોય ત્યારે ભ્રાંતિ ન થાય અને તે તે ચિહ્નથી ઉપલક્ષિત પાઠ તરફ વાચકનું લક્ષ્ય એકદમ જાય. આ ચિહ્નોનું પરંપરાગત પ્રાચીન નામ 'હંસપગલું' છે. કેટલાકો આને 'મોરપગલું' એ નામથી પણ ઓળખે છે.

## ૨ પતિતપાઠવિભાગદર્શક ચિહ્ન

બીજા વિભાગમાં આપેલ ચોકડીરૂપ ચિહ્ન 'પતિતપાઠવિભાગદર્શક ચિહ્ન' છે. એનો ઉપયોગ, પડી ગએલ પાઠ બહાર કાઢ્યો હોય તેના આદિમાં, અંતમાં કે આદિ-અંતમાં એ કરવામાં આવે છે, જેથી એ પાઠની સીધમાં લખેલા બીજા પડી ગએલા અક્ષરો કે પાઠ એકબીજા સાથે સેળભેળ થવા ન પામે.

આ જ પ્રમાણે પુસ્તક લખતાં લખતાં લેખકો કોઇ સ્થળે પાઠ કે અક્ષરો ભૂલી જાય અને પાછળથી ખબર પડે ત્યારે, મૂળ પડી ગએલા પાઠના સ્થાનમાં પ્રથમ વિભાગમાં દર્શાવેલ હંસપગલાનાં ચિહ્નો પૈકીનું કોઈ પણ ચિહ્ન કરી, એ પડી ગએલ પાઠને બહાર ન કાઢતાં નીચેની લીટીથી, ચાલુ લખાણ તરીકે જ્યાંથી એ પાઠ લખવામાં આવે તેની આદિમાં અને અંતમાં આ ચોકડી ચિહ્ન કરવામાં આવે છે અને તે સાથે એ પાઠ કઇ પંક્તિનો છે એ જણાવવા માટે ઓ॰

અથવા પં૦ કરીને ઓળીનો—પંક્તિનો નંબર લખવામાં આવે છે.

### ૩ 'કાનો'દર્શક ચિહ્ન

ત્રીજા વિભાગમાં આપેલ ચિહ્નો 'કાનોદર્શક ચિહ્ન' છે. એનો ઉપયોગ, હસ્તલિખિત પ્રતિમાં જ્યાં कनो का, क्नो क्का, किनो कि वगेरे અક્ષરો સુધારવાના હોય અને ત્યાં બે અક્ષરના વચમાં કાનો સમાય તેટલી જગ્યા ન હોય ત્યારે તે કાનાને અક્ષરની ઉપર લખતા; અર્થાત્ અક્ષરની ઉપર ત્રીજા વિભાગમાં દર્શાવેલ આકૃતિઓ લખતા. જેમ કેઃ का=र्क કે र्क, को=र्कि કે र्कि, कौ=र्कें કે र्कें ઇત્યાદિ. આ જ રીતે બીજા અક્ષરો માટે સમજવું. અક્ષરની આગળ કાનો ઉમેરવા માટેનું ꣳ આવું ચિહ્ન રેફની ભ્રાન્તિ ઉત્પન્ન કરે તેવું હોવાથી બીજું ત્રીજું ચિહ્ન વધારે પસંદ કરવામાં આવ્યું છે, જેનો ઉપયોગ કુટિલલિપિના પ્રાચીન શિલાલેખોમાં પણ જોવામાં આવે છે. પાટણના સંઘવીના પાડાના જૈન જ્ઞાનભંડારની हेतुबिन्दुटीकाની પ્રતિમાં કાનો બતાવવા માટે ꣳ આવું રેફચિહ્ન ઘણે ઠેકાણે વાપર્યું છે. જેમકે—उक्तौ=उर्क्ते, गौरवं=गेर्रवं, निश्चितो=निश्चिर्ते ઇત્યાદિ. આજકાલ 'કાનો' બનાવવા માટે આ વિભાગમાંની બેવડા રેફાકાર બીજી-ત્રીજી આકૃતિઓ વાપરવામાં આવે છે.

### ૪ અન્યાક્ષરવાચનદર્શક ચિહ્ન

ચોથા વિભાગમાં દર્શાવેલ છત્રાકાર તગડા જેવું ᳐ ચિહ્ન 'અન્યાક્ષરવાચનદર્શક ચિહ્ન' છે. હસ્તલિખિત પ્રતિમાં જ્યાં ख્ને બદલે ष કે स, षને બદલે ख કે स, सને બદલે ख કે ष, यને બદલે ज, जને બદલે य, क्षને બદલે ष કે ख, थने બદલે ब વગેરે લખાઇ ગએલા હોય ત્યાં તે તે અક્ષર ઉપર ᳐ આ ચિહ્ન કરવાથી મૂળ અક્ષર સમજી લેવામાં આવે છે. જેમકે—खत्रियना ख ઉપર આ ચિહ્ન ᳐ મૂકવાથી એ અક્ષર क्ष વંચાય છે; અર્થાત् खँत्रिय=क्षत्रिय. આ જ પ્રમાણે सँत्रु=शत्रु, सँट्=षट्, खँन्न=खन्न, जाँत्रा=यात्रा ઇત્યાદિ માટે પણ સમજી લેવું.

### ૫ પાઠપરાવૃત્તિદર્શક ચિહ્ન

પાંચમા વિભાગમાં ૨-૧ આંકડારૂપ ચિહ્ન છે, જે 'પાઠપરાવૃત્તિદર્શક ચિહ્ન' છે. આનો ઉપયોગ, અક્ષરો કે પાઠ ઊલટાસૂલટી લખાઇ ગએલા હોય તેને બરાબર વ્યવસ્થિત વાંચવા માટે કરવામાં આવે છે. જેમકે—वनचरने બદલે वचनर લખાઇ ગયું હોય ત્યાં અક્ષરો નદિ બગાડતાં તેને व²च¹नर આ પ્રમાણે કરવાથી એ वनचर એમ વાંચી શકાય છે. આ જ રીતે ततधराजदेव।२।१।वचनात् એમ કરવાથી ततधर्देवराजवचनात् એમ વાંચી શકાય છે. જ્યાં વધારે અક્ષરોને આગળપાછળ કરવાના હોય ત્યાં તે તે અક્ષરોને મથાળે અમે ઉપર કરી છે તેમ આવી ' ટાંપ કરવી જ જોઇએ, જેથી કયા અને કેટલા અક્ષરો આગળપાછળ કરવાના છે એ સ્પષ્ટ રીતે સમજી શકાય. ક્યારેક કોઈ પાઠ વધારે ઊલટાસૂલટી લખાઈ ગએલા હોય ત્યારે વધારે આંકડાઓથી પણ એ પાઠને વ્યવસ્થિત કરવામાં આવે છે. જેમકે—साक्षात्मनीद्रियं।२।केवलज्ञानेनोद्धृत्य।४।सर्वभाव।१।स्वरूपकेवलज्ञानदर्शनावरणीयांतरायक्षयोपशमुदस्-मागात् । =साक्षात्मनीद्रियप्रत्यक्षकेवलज्ञानेन...ज्ञानदर्शनावरणीयांतरायक्षयोपशमसमुत्पन्नात् ।

## ૬ સ્વરસંધ્યંશદર્શક ચિહ્ન

છઠ્ઠા વિભાગમાં આપેલાં ચિહ્નો 'સ્વરસંધ્યંશદર્શક ચિહ્નો' છે. એ ચિહ્નો પૂર્વના સ્વર સાથે સંધિ કરાએલા અથવા લુપ્ત થએલા સ્વરોને સૂચવવા માટે કરવામાં આવે છે. જેમકે—देवेस्तमिते, सासीना, साक्षरगतिः, साधुना, साहैवम्, नदीवान्नप्रमाणभूते ઇત્યાદિ. સંધિસ્વરોને દર્શાવવા માટે કરાતાં સ્વરચિહ્નોને માથાં દોરવામાં નથી આવતાં, એટલે એ ચિહ્નસ્વરોને ચાલુ પાઠના વચમાં ભળી જવા જેવો ભ્રાંત પ્રસંગ નથી આવતો. સ્વરસંધ્યંશદર્શક ચિહ્નો કેટલીકવાર અક્ષરના ઉપરના ભાગમાં કરવામાં આવે છે અને કેટલીકવાર નીચેના ભાગમાં કરાય છે. આ ચિહ્નો, જો સંધ્યંશભૂત સ્વર અનુસ્વાર સહિત હોય તો અનુસ્વાર સહિત જ કરવામાં આવે છે.

## ૭ પાઠભેદદર્શક ચિહ્ન

સાતમા વિભાગમાં આપેલાં ચિહ્નો 'પાઠભેદદર્શક ચિહ્નો' છે. આનો ઉપયોગ, એક પ્રતિને બીજી પ્રતિ સાથે સરખાવતાં તેમાં આવતા પાઠભેદોને નોંધ્યા પછી કરવામાં આવે છે, જેથી એમ સ્પષ્ટ સમજી શકાય કે આ પાઠ બીજી પ્રત્યન્તરનો છે. કેટલીકવાર આ ચિહ્ન નથી પણ કરાતું.

## ૮ પાઠાનુસંધાનદર્શક ચિહ્ન

આઠમા વિભાગમાં આપેલાં ચિહ્નો 'પાઠાનુસંધાનદર્શક ચિહ્નો' છે. હસ્તલિખિત પ્રતિમાં પડી ગએલા પાઠને પ્રતિના ઉપરના કે નીચેના માર્જિનમાં અગર બે બાજુના હાંસિયામાં લખ્યા પછી, તે પાઠનું અનુસંધાન કઈ ઓળીમાં—લીટીમાં છે એ સૂચવવા માટે, ओ० અથવા पं० કરી પંક્તિનો નંબર લખવામાં આવે છે, જેથી સ્પષ્ટ રીતે સમજી શકાય કે આ પાઠનું અનુસંધાન અમુક પંક્તિમાં છે. કેટલીક વાર ओ० કે पं० લખ્યા સિવાય પણ માત્ર પંક્તિનો અંક લખવામાં આવે છે.

જ્યાં જુદીજુદી પંક્તિઓમાં ઘણા પાઠો પડી ગયા હોઈ તે તે પાઠો આડાઅવળા કે ઉપર-નીચે લખ્યા હોય ત્યાં પાઠાનુસંધાન માટે પંક્તિની ગણતરી ઉપરથી કરવી કે નીચેથી એ બાબતની ભ્રાંતિ કે ગરબડ થવાનો પ્રસંગ ન આવે એ માટે બહાર કાઢેલ પાઠ પછી ओ० उ० અને ओ० नी० લખવામાં આવે છે અને તે પછી પંક્તિનો અંક આપવામાં આવે છે.

## ૯ પદચ્છેદદર્શક ચિહ્ન

નવમા વિભાગમાં 'પદચ્છેદદર્શક ચિહ્ન' આપવામાં આવ્યું છે. આજકાલ આપણાં મુદ્રિત પુસ્તકોમાં પદચ્છેદ દર્શાવવા માટે શબ્દોને છૂટા પાડવામાં આવે છે, પરંતુ હસ્તલિખિત પુસ્તકોનું લખાણ સળંગ હોઈ તેમાં પદચ્છેદ—પદવિભાગ દેખાડવા માટે શબ્દોને મથાળે આવું । ચિહ્ન કરવામાં આવતું—આવે છે. જેમકે—तेनजानन्ति, फलेनाभिलाषः, तेनाप्रामाण्यावकाशः ઇત્યાદિ. આ ચિહ્ન પદચ્છેદ માટે જ છે, તેમ છતાં દરેક પુસ્તકમાં અને દરેક સ્થળે આ જાતનો પદવિભાગ કરવાનું શક્ય ન હોઈ વિદ્વાન શોધકો આ ચિહ્નનો ઉપયોગ ભ્રાન્તિજનક સ્થળે જ પદચ્છેદ કરવા માટે કરે છે.

સંબોધનનું બહુવચન, [૭૧] यस्मिंस्तिष्ठतितिष्ठन्ति, [૭૧] व्रजतियान्तिनिश्चितं સપ્તમીનું એકવચન, [૩૨] गातेतेरंगमंडपे ત્રીજા પુરુષનું દ્વિવચન, [૩૩] गातेतेरंगमंडपे ત્રીજા પુરુષનું બહુવચન ઇત્યાદિ. સંબોધન માટે કેટલીકવાર માત્ર હે [હે] પણ કરવામાં આવે છે. જેમકે: पादेविंद्वोस्मिभिक्षवः ઇત્યાદિ. સંસ્કૃતાદિ ભાષાઓના કેટલાક પ્રાથમિક અભ્યાસીઓ પ્રારંભમાં અભ્યાસ કરાતા કાવ્ય આદિમાં આ ચિહ્નનો સાર્વત્રિક ઉપયોગ પણ કરે છે.

## ૧૩ અન્વયદર્શક ચિહ્ન.

તેરમા વિભાગમાં 'અન્વયદર્શક ચિહ્ન છે; એ પણ આંકડારૂપ છે. એનો ઉપયોગ તર્કગ્રંથોમાં જ્યાં અર્થની ભ્રાંતિ થવાનો સંભવ હોય ત્યાં તેમજ સંસ્કૃત-પ્રાકૃતાદિ ભાષાના શ્લોકોમાં પદો આડાંઅવળાં હોઈ તેનો અન્વય દર્શાવવા માટે કરવામાં આવે છે. જેમકે: [૩] न [૧] ततो [૪] ऽर्थांतरं [૨] स्वसंवेदनप्रत्यक्षं આ વાકયમાં આંકડા મૂકવામાં ન આવ્યા હોય તો જરૂર અર્થની ભ્રાંતિ થયા સિવાય ન જ રહે. આ વાક્યમાં 'તેથી અર્થાંતર, એ સ્વસંવેદનપ્રત્યક્ષ નથી' અને 'તેથી સ્વસંવેદનપ્રત્યક્ષ, એ અર્થાંતર નથી' એમ બે પ્રકારના અર્થની ભ્રાંતિ થાય છે. આ બે અર્થમાંથી વાસ્તવિકરીતે અહીં કયો અર્થ ઘટમાન છે એ દર્શાવવા માટે આ વાકયમાં 'અન્વયદર્શક ચિહ્ન' એટલે કે અન્વયદર્શક અંકો કરવામાં આવ્યા છે. આ જ રીતે આવા દરેક સંશયજનક સ્થળે તેમજ શ્લોકોમાં પદોનો અન્વય દર્શાવવા માટે અંકો કરવામાં આવે છે.

## ૧૪ ટિપ્પનકદર્શક ચિહ્ન

ચૌદમા વિભાગમાં 'ટિપ્પનકદર્શક ચિહ્ન' છે. એ ચિહ્ન, ચાલુ કોઇપણ પાઠને અંગે પાઠભેદ, પર્યાયાર્થ કે વ્યાખ્યા આદિ આપવાનાં હોય તેના ઉપર કરવામાં આવે છે અને એ પાઠભેદ આદિની નોંધ પુસ્તકના હાંસિયામાં કરવામાં આવે છે.

## ૧૫ વિશેષણવિશેષ્યસંબંધદર્શક ચિહ્ન

પંદરમા વિભાગમાં આપેલ ચિહ્નો 'વિશેષણ-વિશેષ્યસંબંધદર્શક ચિહ્નો' છે. આ ચિહ્નોનો ઉપયોગ, લાંબાં લાંબાં વાકયમાં દૂર દૂર રહેલાં વિશેષણ અને વિશેષ્યનો પરસ્પર સંબંધ બતાવવા માટે કરવામાં આવે છે. વિશેષણ અને વિશેષ્ય ઉપર ગમે તે એક આકારનું ચિહ્ન મૂકવાથી વિચક્ષણ વાચક બંનેના સંબંધને સહજમાં પકડી લે છે–સમજી લે છે.

## ૧૬ પૂર્વપદપરામર્શક ચિહ્ન

સોળમા વિભાગમાં 'પૂર્વપદપરામર્શક ચિહ્નો' આપવામાં આવ્યાં છે. તર્કશાસ્ત્રના ગ્રંથોમાં એક જ વાકયમાં વારંવાર આવતા અને જુદા જુદા અર્થનો નિર્દેશ કરતા तत् શબ્દથી શું સમજવું એ માટે ટિપ્પણો ન કરવાં પડે અને વસ્તુ આપોઆપ સમજાઇ જાય એ હેતુને લક્ષમાં રાખી આ ચિહ્નો પસંદ કરવામાં આવ્યાં છે. તર્કશાસ્ત્રીય ગ્રંથોમાં આવતા એ तत् શબ્દોથી જે જે અર્થ લેવાનો

હોય છે તે તે અર્થને સૂચવનાર પદો પહેલાં આવી ગએલાં જ હોય છે, એટલે જે તત્ શબ્દથી જે અર્થ લેવાનો હોય એ બંને પદો ઉપર ગમે તે પ્રકારનું એકસરખું ચિહ્ન કરવામાં આવે છે, જેથી વસ્તુ સ્વયં સ્પષ્ટ થતાં નકામાં ટિપ્પણો કરવાનો શ્રમ બચી જાય છે.

આ સિવાય દાર્શનિક ગ્રંથોમાં જ્યાં અમુક વિષયને લક્ષીને લાંબા સંબંધો ચાલુ હોય, એકબીજા દર્શનકારોના પક્ષો ઉપર કે જુદાજુદા વિકલ્પો ઉપર ચર્ચા ચાલતી હોય ત્યાં એવાં સંકેતચિહ્નો કરવામાં આવે છે, જેથી તે તે વિષયની ચર્ચા ક્યાંથી શરૂ થાય છે અને ક્યાં વિરમે છે એ સમજી શકાય.

ઉપર અમે ટૂંકમાં અનેક જાતનાં ચિહ્નોનો પરિચય આપ્યો છે. એ ચિહ્નો પૈકીનાં કેટલાં યે ચિહ્નો અગિયારમી સદીમાં લખાએલાં પ્રાચીન તાડપત્રીય પુસ્તકોમાં મળે છે, અને કેટલાંક પ્રાચીન શિલાલેખો અને તામ્રપત્રમાં પણ મળે છે. છેવટે, આમાં આપેલાં ચિહ્નો પૈકીનું એવું એક પણ ચિહ્ન નથી જે વિક્રમના સોળમા સૈકા પહેલાનું ન હોય. આ બધાં ચિહ્નો પૈકીનાં ઘણાંખરાં ચિહ્નોનો ઉપયોગ ખ્યાલમાં આવી શકે અને એનું મહત્ત્વ સમજાય એ માટે અમે લીંબડીના જૈન જ્ઞાનભંડારમાંના પ્રમાણપરીક્ષા ગ્રંથની પ્રતિના એક પાનાનું પ્રતિબિંબ (ફોટો) આપીએ છીએ (જુઓ ચિત્ર નં. ૧૮). એ પ્રતિ સર્વોત્કૃષ્ટ અને પાંડિત્યપૂર્ણ સંશોધનકળાના આદર્શ નમૂના રૂપ છે. અત્યારના કેટલાક વિદ્વાન જૈન સાધુઓ પોતાના સંશોધનકાર્યમાં ઉપરોક્ત ચિહ્નોનો આજે પણ ઉપયોગ કરે છે.

જૈન લેખનકળા, સંશોધનકળા અને તેનાં પ્રાચીન અર્વાચીન સાધન, ચિહ્ન, સંકેત વગેરેને લગતો જેટલો આપી શકાય તેટલો વિશદ પરિચય આપ્યા પછી પ્રસંગવશાત્ તેની સાથે સંબંધ ધરાવતા (૧) જૈન જ્ઞાનભંડારો અને પુસ્તકલેખન તથા (૨) જૈન પુસ્તકો અને જ્ઞાનભંડારનું સંરક્ષણ, એ બે મુદ્દાઓ વિષે કાંઈક લખવાની અમારી ઇચ્છાને અમે રોકી શકતા નથી.

## જૈન જ્ઞાનભંડારો અને પુસ્તકલેખન

પ્રારંભમાં અમે જણાવી ગયા છીએ કે સ્થવિર આર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે સંઘસમવાય એકત્ર કરી સર્વસમ્મતરીતે શાસ્ત્રલેખનનો આરંભ કર્યો હતો. એ શાસ્ત્રલેખન પ્રસંગે પુસ્તકલેખનને અંગે શી શી વ્યવસ્થાઓ હશે, કઈ કઈ જાતનાં પુસ્તકો લખાયાં હશે, કેટલાં લખાયાં હશે, એ પુસ્તકોના લેખકો કોણ હશે, પુસ્તકો શાના ઉપર લખાયાં હશે, શાથી લખાયાં હશે, પુસ્તક માટેનાં ઉપકરણો—જુદીજુદી જાતનાં સાધનો કેવાં હશે, ખવાઇ ગએલાં પુસ્તકો કેમ સાંધવામાં આવતાં હશે, પુસ્તક-સંશોધનની પદ્ધતિ, સંકેતો અને તેનાં સાધનો કેવા પ્રકારનાં હશે, પુસ્તકોના અંતમાં પુસ્તક લખાવનારની પ્રશસ્તિ, પુષ્પિકા વગેરે કેવી રીતે લખાતાં હશે, પુસ્તકસંગ્રહોની અભિવૃદ્ધિ અને તેની રક્ષા માટે કેવા ઉપાયો યોજવામાં આવ્યા હશે, જ્ઞાનભંડારોને કેવા સ્થાનમાં અને કેવી રીતે રાખતા હશે, એ જ્ઞાન-ભંડારોની ટીપ વગેરે કેવા પ્રકારની કરવામાં આવતી હશે, ઈત્યાદિ હકીકત જાણવા માટે તે જમાનામાં લખાએલા જ્ઞાનસંગ્રહો કે તેમાંનો એક પણ અવશેષ આજે આપણી સામે નથી; તેમ છતાં તે જમાનાના પ્રભાવશાળી સમર્થ જૈન સ્થવિર ભિક્ષુઓ, તે જમાનાનો સમર્થ ભિક્ષૂપાસક જૈન શ્રીસંઘ, સમર્થ

ભિક્ષુસ્થવિરોના આધિપત્ય નીચે મળેલ જૈન ભિક્ષુ અને ભિક્ષૂપાસકોનો સંઘસમવાય અને તે ઉપરાંત સર્વમાન્યપણે શાસ્ત્રલેખનનો પ્રથમારંભ તેમજ ભાષ્યચૂર્ણી આદિ માન્ય ગ્રંથોમાં મળતા અનેક જાતના ઉલ્લેખો, આ બધી પરિસ્થિતિ અને વસ્તુનો વિચાર કર્યા પછી આપણે એટલું વિશ્વાસપાત્ર અનુમાન દોરી શકીએ છીએ કે તે યુગમાં મોટા પાયા ઉપર પુસ્તકલેખનનો સમારંભ ઉજવાયો હશે, સ્થાન-સ્થાનમાં જ્ઞાનકોશોની સ્થાપના કરવામાં આવી હશે, પુસ્તકલેખન અને રક્ષણને અંગે ઉપયોગી તાડપત્ર, કપડું, લેખણ, શાહી, કાંબી, ખડિયા, પટ્ટિકાઓ, દાબડાઓ, બંધનો આદિ દરેક સાધનો વિપુલ પ્રમાણમાં એકત્ર કર્યાં હશે અને સર્વોત્કૃષ્ટ વિશિષ્ટ લેખકો પણ એકઠા કર્યા હશે, એટલું જ નહિ પરંતુ પોતાની ઢબે તૈયાર પણ કરવામાં આવ્યા હશે. સર્વમાન્ય જૈન ગ્રંથલેખનના આરંભકાળ પછીનાં છસો વર્ષ સુધીના ગ્રંથલેખન વિષે આપણે આથી વધારે કશું જ કહી કે જાણી શકીએ તેમ નથી; પરંતુ તે પછીનાં છેલ્લાં એક હજાર વર્ષમાં લખાએલાં પુસ્તકો અને ગ્રંથાલયોના મહત્ત્વભર્યા જે અનેકવિધ અવશેષો આપણી સમક્ષ જીવતાંજાગતાં ઊભાં છે તેનું અવલોકન કરતાં આપણે પુસ્તકલેખન અને જ્ઞાનભંડારો આદિના સંબંધમાં ઘણીઘણી વાતો જાણી શકીએ છીએ; જેમાંની કેટલી યે અમે ઉપર નોંધી ગયા છીએ, કેટલી યે આગળ ઉપર નોંધીશું અને કેટલીક આ વિભાગમાં નોંધવામાં આવે છે.

### જ્ઞાનભંડારોની સ્થાપના અને અભિવૃદ્ધિ

પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોના અંતમાં દૃષ્ટિગોચર થતી સંખ્યાબંધ પ્રશસ્તિઓ તથા આચાર્ય શ્રીઉદયપ્રભકૃત ધર્માભ્યુદયમહાકાવ્ય (વસ્તુપાલચરિત્ર), પ્રભાવકચરિત્ર, જિનહર્ષકૃત વસ્તુપાલચરિત્ર, કુમારપાલપ્રબંધ, સુકૃતસાગરમહાકાવ્ય, ઉપદેશતરંગિણી, કુમારપાલરાસ, વસ્તુપાલ–તેજપાલરાસ આદિ ઐતિહાસિક ચરિત્રો અને રાસાઓ તેમજ છૂટક જૂનાં પાનાંઓમાં મળતી વિવિધ નોંધો જોતાં જાણી શકાય છે કે જૈન શ્રમણોએ જ્ઞાનભંડારોની અભિવૃદ્ધિ માટે સર્વતોમુખી ઉપદેશપ્રણાલી સ્વીકારી છે. જે લોકો સમજદાર હોય તેમને પ્રાચીન માન્ય ધુરંધર આચાર્યોની કૃતિઓ અને શાસ્ત્રોનું મહત્ત્વ સમજાવવામાં આવતું, એટલું જ નહિ પણ તે કૃતિઓ અને શાસ્ત્રો સંભળાવવામાં પણ આવતાં; જે લોકો એ સમજી શકે તેમ ન હોય તેમને જ્ઞાનભક્તિનું રહસ્ય અને તે દ્વારા થતા લાભો સમજાવતા[૯૮] અને જે લોકો કીર્તિ તથા નામનાના ઇચ્છુક હોય તેમને તે જાતનું

---

૯૮ શ્રીમાન સૂરાચાર્યે (વિક્રમનો બારમો સૈકો) दानादिप्रकरणના પાંચમા અવસરમાં પુસ્તકલેખન સંબંધમાં ઘણુંઘણું લખ્યું છે ત્યાં તેઓએ પ્રસંગોપાત નીચે પ્રમાણે જણાવ્યું છેઃ

ये लेखयन्ति सकलं सुधियोऽनुयोगं, शब्दानुशासनमशेषमलङ्कृतीश्च ।
छन्दांसि शास्त्रमपरं च परोपकारसम्पादनैकनिपुणाः पुरुषोत्तमास्ते ॥ ९४ ॥

किं किं तैर्न कृतं ? न किं विवपितं ? दानं प्रदत्तं न किं ?
केवाऽऽपन्न निवारिता तनुमतां मोहार्णवे मज्जताम् ? ।
नो पुण्यं किमुपार्जितं ? किमु यशस्तारं न विस्तारितं ?
सत्कल्याणकलापकारणमिदं यैः शासनं लेखितम् ॥ ९६ ॥' ઇત્યાદિ.

પ્રલોભન આપવામાં આવતું; અર્થાત્ પુસ્તકના અંતમાં તેના તેના નામની પ્રશસ્તિ વગેરે લખવામાં આવતાં. આ રીતે જ્ઞાનભંડારોની સ્થાપના તેમજ અભિવૃદ્ધિ કરવા તરફ સૌને વિવિધ રીતે દોરવામાં આવતા. આ સિવાય જ્ઞાનવૃદ્ધિ નિમિત્તે ઉજમણાં, જ્ઞાનપૂજા[૯૯] આદિ જેવા અનેક મહોત્સવો અને પ્રસંગો યોજવામાં આવ્યા છે. એ બધાને પરિણામે અનેક જૈન રાજાઓ, મંત્રીઓ અને સંખ્યાબંધ ધનાઢ્ય ગૃહસ્થોએ,—તપશ્ચર્યાના ઉદ્યાપન નિમિત્તે, પોતાના જીવનમાં કરેલ પાપોની આલોચના નિમિત્તે, જૈન આગમોના શ્રવણ નિમિત્તે, પોતાના કે પોતાનાં પરલોકવાસી માતા પિતા ભાઈ બહેન પત્ની પુત્ર પુત્રી આદિ સ્વજનના કલ્યાણ માટે, માન્ય ધર્મશાસ્ત્ર તેમજ પ્રાચીન સર્વદેશીય સાહિત્ય પ્રત્યેની અભિરુચિને લીધે અગર તેવા કોઈપણ પ્રસંગને આગળ કરી,—નવીન પુસ્તકો લખાવીને અથવા ઉથલપાથલના જમાનામાં આમતેમ અસ્તવ્યસ્ત થઈ ગએલા જ્ઞાનભંડારોને કોઈ વેચતું હોય તેને ખરીદ કરીને જ્ઞાનભંડારો સ્થાપ્યા છે અને ઘણી વાર આવી જાતના પુસ્તકસંગ્રહો પોતપોતાના શ્રદ્ધેય અને માન્ય શ્રમણોને અર્પણ પણ કર્યા છે,[૧૦૦] જેનો ટૂંક પરિચય અહીં આપવામાં આવે છેઃ

---

આચાર્ય શ્રી હરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિસમુચ્ચયમાં 'लेखना पूजना दानं' એ ૨૮મા શ્લોકથી પુસ્તકલેખનને યોગભૂમિકાના વિકાસના કારણ તરીકે જણાવ્યું છે. मन्ह जिणाणं आणं સજ્ઝાયમાં પુસ્તકલેખનને 'पुत्थयलिहणं पभावणा तित्थे। सड्ढाण किच्चमेयं निच्चं सुगुरुवएसेणं ॥ ५ ॥' એ રીતે શ્રાવકના નિત્યકૃત્યમાં ગણાવ્યું છે. આ પ્રમાણે ઘણે ઠેકાણે કોઈ ને કોઈ પ્રસંગમાં પુસ્તકલેખનના ઉપદેશને જૈનાચાર્યોએ સ્થાન આપ્યું છે.

૯૯ જે જે નિમિત્તે પુસ્તકો લખાવાતાં એને લગતા કેટલાક ઉલ્લેખો સ્વાભાવિકરીતે જ આગળ ટિપ્પણીમાં આવશે અને બાકીના આ નીચે આપવામાં આવે છેઃ

(क) 'संवत् १३०१ वर्षे कार्त्तिक शुदि १३ गुरावद्येह सलषणपुरे आगमिक पूज्यश्री धर्मघोषसूरिशिष्य श्रीयशोभद्रसूरीणामुपदेशेन कुमरसिंहमालूपुत्रिकया जसवीरभार्यया सोलणभगिन्या जाल्हूनामिकया पुत्रराणिगपाल्हणयोः स्वस्य च श्रेयोऽर्थं पाक्षिकवृत्तिपुस्तिका पंडि० पूनापार्श्वात् लिखापिता ॥'

—ताडपत्रीयपाक्षिकसूत्रटीका लींबडी ज्ञानभंडार.

(ख) 'संवत् १६५१ वर्षे श्रावण शुदि ११ सोमे श्रीभावडारगच्छे श्रीभावदेवसूरितत्पट्टे श्रीविजयसिंहसूरि श्राद्धेचागोत्रे संघवी हरा भार्या हासलदेपुत्र संघवी वीरा भार्या वील्हणदेपुत्र संघवी भोजाकेन ज्ञान लखापितं दशसहस्रं आलोचनानिमित्तं ॥' —सूत्रकृदंगसूत्र डा० ७ नं. २० पाटण—मोदीनो भंडार.

१०० (क) 'संवत् १३४३ वैशाख शुदि ६ सोमे धांधल सुत भां० भीम भां० छाहडसुत भां० जगसिंह भां० खेतसिंह सुश्रावकैः श्रीचित्रकूटवास्तव्यैर्मूल्येनेयं पुस्तिका पुनर्गृहीता।'

—ताडपत्रीय वृंदावनयमकादिकाव्यो नं० १९८ जेसलमेर भंडार.

(ख) 'संवत् १३१९ वर्षे माघवदि १० शुक्रे विक्रमसिंहेन पुस्तकमिदं लिखितं इति। इदं पुस्तकं संस्कृतप्रधानाक्षरं ग्रं. १३८६६ उद्देशेन सं० रत्नसिंहेन सपरिवारेण मूल्येन गृहीत्वा श्रीखरतरगच्छे श्रीतरुणप्रभसूरिभ्यः प्रादायि।' —ताडपत्रीय त्रिषष्टि नं. १८१ जेसलमेर भंडार.

## રાજાઓ અને જૈન મંત્રીઓ તરફથી લખાએલા જ્ઞાનભંડારો

રાજાઓ પૈકી જૈન જ્ઞાનકોશની સ્થાપના કરનાર બે ગૂર્જરેશ્વરો મશહૂર છેઃ એક વિદ્વત્પ્રિય સાહિત્યરસિક મહારાજ શ્રીસિદ્ધરાજ જયસિંહદેવ અને બીજા જૈનધર્માવલંબી મહારાજ શ્રીકુમારપાલ દેવ. મહારાજા શ્રીસિદ્ધરાજે ત્રણસો લહિયાઓ રાખી પ્રત્યેક દર્શનના પ્રત્યેક વિષયને લગતા વિશાળ સાહિત્યને લખાવી રાજકીય પુસ્તકાલયની સ્થાપના કર્યાના તથા આચાર્ય શ્રીહેમચંદ્રકૃત સાંગોપાંગ સપાદલક્ષ (સવાલાખ) સિદ્ધહૈમવ્યાકરણની સેંકડો નકલો કરાવી તેના અભ્યાસીઓને ભેટ આપ્યાના તેમજ જુદા જુદા દેશો અને રાજ્યોમાં ભેટ મોકલાવ્યાના અને તે તે વિષયના અભ્યાસીઓને તે તે વિષયના ગ્રંથો પૂરા પાડ્યાના ઉલ્લેખો પ્રભાવક ચરિત્ર,[૧૦૧] કુમારપાલપ્રબંધ વગેરેમાં મળે છે.

જોકે આજે આપણી સમક્ષ મહારાજા શ્રીસિદ્ધરાજ જયસિંહદેવે લખાવેલાં પુસ્તકો પૈકીના પુસ્તકની એક પણ નકલ હાજર નથી, તેમ છતાં પાટણના તપગચ્છના જૈન જ્ઞાનભંડારમાં આશરે ચૌદમી શતાબ્દીમાં લખાએલા सिद्धहेमव्याकरणलघुवृत्तिની તાડપત્રીય પ્રતિ છે, તેમાંનાં ચિત્ર જોતાં એમણે જ્ઞાનભંડારો લખાવ્યાની આપણને ખાત્રી થાય છે, એટલું જ નહિ પણ પ્રભાવક ચરિત્રમાંની મહત્ત્વની હકીકતોને આ ચિત્રો ટેકો આપે છે. ઉપરોક્ત પ્રતિમાંના એક ચિત્રની નીચેના ભાગમાં पंडितश्छात्रान् व्याकरणं पाठयति એમ લખેલું છે. એ ચિત્રમાં એક તરફ પંડિત સિદ્ધહૈમવ્યાકરણની પ્રતિ લઈ વિદ્યાર્થીઓને ભણાવે છે અને સામી બાજુ વિદ્યાર્થીઓ સિદ્ધહૈમની પ્રતિ લઈ ભણી રહ્યા છે, એ ભાવને પ્રગટ કરતું ચિત્ર દોર્યું છે. (જુઓ ચિત્ર નં. ૧૯માં આ. નં. ૧ના નીચેના ભાગમાં.)[૧૦૧અ]

મહારાજા શ્રીકુમારપાલદેવે એકવીસ જ્ઞાનભંડારો સ્થાપ્યાના તેમજ આચાર્ય શ્રીહેમચંદ્રવિરચિત ગ્રંથોની સુવર્ણાક્ષરી એકવીસ પ્રતિઓ લખાવ્યાના ઉલ્લેખો કુમારપાલપ્રબંધ[૧૦૨] અને ઉપદેશતરંગિણીમાં મળે છે. આ સિવાય બીજા કોઇ રાજાઓએ જ્ઞાનભંડારો લખાવ્યા—સ્થાપ્યા હશે, પરંતુ તેને લગતો કોઇ ઉલ્લેખ અમારા જોવામાં નહિ આવ્યાથી અમે એ માટે મૌન ધાર્યું છે.

જૈન મંત્રીઓમાં જ્ઞાનભંડાર સ્થાપનાર—લખાવનાર પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતીય મહામાત્ય શ્રીવસ્તુપાલ-તેજપાલ, ઓસવાલ જ્ઞાતીય મંત્રી પેથડશાહ, મંડનમંત્રી વગેરેનાં નામો ખાસ પ્રસિદ્ધ છે. મહામાત્ય વસ્તુપાલ-તેજપાલ, નાગેંદ્રગચ્છીય આચાર્ય શ્રીવિજયસેન અને ઉદયપ્રભસૂરિના ઉપાસક હતા. એમના ઉપદેશથી તેમણે જ્ઞાનભંડારો લખાવ્યાની નોંધ શ્રીજિનહર્ષકૃત વસ્તુપાલચરિત્ર,

---

૧૦૧ 'राज्ञः पुरः पुरोगैश्च विद्वद्भिर्वाचितं ततः। चक्रे वर्षत्रयं वर्ष (यावत्), राज्ञा पुस्तकलेखने ॥ १०३ ॥
राजादेशान्नियुक्तैश्च, सर्वस्थानेभ्य उद्यतैः। तदा चाहूय सच्चक्रे, लेखकानां शतत्रयम् ॥ १०४ ॥
पुस्तकाः समलेख्यन्त, सर्वदर्शनिनां ततः। प्रत्येकमेवादीयन्ताध्येतृणामुद्यमस्पृशाम् ॥ १०५ ॥'
—प्रभावकचरित्र हेमचन्द्रप्रबन्धे

જિનમંડનગણિકૃત 'કુમારપાલપ્રબંધ' પત્ર ૧૭માં 'પ્રભાવકચરિત્ર'ને મળતો જ ટૂંક ઉલ્લેખ છે.

૧૦૧અ જુઓ ચિત્રકળા વિભાગ ચિત્ર નં. ૧૦૨.

૧૦૨ જુઓ ટિપ્પણી નં. ૮૯.

ઉપદેશતરંગિણી[૧૦૩] આદિમાં જોવામાં આવે છે. માંડવગઢનો મંત્રી પેથડશાહ તપાગચ્છીય આચાર્ય શ્રીધર્મઘોષનો ઉપાસક હતો. એણે જૈન આગમો સાંભળતાં ભગવતીસૂત્રમાં આવતા વીર-ગૌતમ નામની સોનાનાણાથી પૂજા કરી, એ દ્વારા એકઠા થએલા દ્રવ્યથી પુસ્તકો લખાવી ભરૂચ આદિ સાત નગરોમાં ભંડાર સ્થાપ્યા હતા.[૧૦૪] આ સિવાય મંત્રી વિમલશાહ, મહામાત્ય આમ્રભટ (આંબડ), વાગ્ભટ (બાહડ), કર્માશાહ આદિ અનેકાનેક જૈન મંત્રીવરોએ જેમ જૈન મંદિરો બંધાવ્યાં છે તેમ તેમણે જૈન પુસ્તકસંગ્રહો જરૂર લખાવ્યા હશે, કિંતુ તેને લગતાં કશાં યે પ્રમાણો કે ઉલ્લેખોનો સંગ્રહ અમારી સામે નહિ હોવાથી એનો ઉલ્લેખ કરતાં અટકીએ છીએ.

## ધનાઢ્ય જૈન ગૃહસ્થોએ સ્થાપેલા જ્ઞાનભંડારો

રાજાઓ અને મંત્રીઓ પછી જ્ઞાનભંડાર લખાવનાર તરીકે ધનાઢ્ય જૈન ગૃહસ્થો આવે છે. એ ધનાઢ્ય ગૃહસ્થોનાં જે નામો આજે અમારી સમક્ષ વિદ્યમાન છે એટલાની નોંધ આપવી એ પણ અશક્ય છે; એટલે ફક્ત સાધારણ રીતે ખ્યાલમાં લાવવા ખાતર તેવા બે પાંચ ધર્માત્મા ધનાઢ્ય જૈન ગૃહસ્થોનાં નામનો પરિચય આપવો એટલું જ બસ ગણાશે.

જેમ મહામાત્ય વસ્તુપાલ આદિએ પોતપોતાના કુલગુરુ, ધર્મગુરુના ઉપદેશથી જ્ઞાનસંગ્રહો લખાવ્યા હતા તેમ ખરતરગચ્છીય આચાર્ય શ્રીજિનભદ્રના આદેશથી પારી૦ ધરણાશાહે,[૧૦૫] મહોપાધ્યાય શ્રીમહીસમુદ્રગણિના ઉપદેશથી નંદુરબાર નિવાસી પ્રાગ્વાટ જ્ઞાતીય સં૦ ભીમના પૌત્ર

---

૧૦૩ 'વસ્તુપાલચરિત્ર'માં ત્રણ જ્ઞાનભંડારો લખાવ્યાનું જણાવ્યું છે જ્યારે 'ઉપદેશતરંગિણી'માં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ

'श्रीवस्तुपालमन्त्रिणा सौवर्णमषीमयाक्षरा एका सिद्धान्तप्रतिर्लेखिता । अपरास्तु श्रीताड-कागदपत्रेषु मषीवर्णाङ्किताः ६ प्रतयः । एवं सप्तकोटिद्रव्यव्ययेन सप्त सरस्वतीकोशाः लेखिताः ॥' पत्र १४२ ॥

૧૦૪ 'श्रीधर्मघोषसूरिप्रदत्तोपदेशवासितचेतसा सं० (मं०) पेथडदेवेन एकादशाङ्गी श्रीधर्मघोषसूरिमुखात् श्रोतुमारब्धा । तत्र पञ्चमाङ्गमध्ये यत्र यत्र 'गोयमा' आयाति तत्र तत्र तन्नामरामणीयकप्रमुदितः सौवर्णटङ्कैः पुस्तकं पूजयति । प्रतिप्रश्नमुक्तहाटक ३६ सहस्रादिबहुद्रव्यव्ययेन समप्रागमादिसर्वशास्त्रासंख्यपुस्तकलेखन-तत्पट-कूलवेष्टनक-पट्टसूत्रोत्तरिका-कावनवार्तिकाचारवः सप्त सरस्वतीभाण्डागाराः भृगुकच्छ-सुरगिरि-मण्डपदुर्ग-अर्बुदा-चलादिस्थानेषु विभराम्बभूविरे ।' —उपदेशतरंगिणी पत्र १३९.

'સુકૃતસાગરમહાકાવ્ય'ના સાતમા તરંગમાં 'પેથડપુસ્તકપૂજાપ્રબંધ'માં પણ આને મળતો ઉલ્લેખ છે. માત્ર ત્યાં ધર્મઘોષસૂરિની આજ્ઞાથી કોઈ સાધુએ આગમ સંભળાવ્યાનું જણાવ્યું છેઃ

'आदितोऽङ्गं ततो गुर्वादिष्टैकयतिवाचितम् । सुश्राव० ॥ ६० ॥' ઇત્યાદિ.

૧૦૫ ધરણાશાહે લખાવેલ જીવાભિગમસૂત્રવૃત્તિ, ઓઘનિર્યુક્તિસટીક, સૂર્યપ્રજ્ઞપ્તિસટીક, અંગવિદ્યા, કલ્પભાષ્ય, સર્વસિદ્ધાન્તવિષમપદપર્યાય, યોગશાસન આદિ પુસ્તકો જેસલમેરના તાડપત્રીય ભંડારમાં વિદ્યમાન છે, જેના અંતમાં નીચે લખેલને મળતા નાના મોટા ઉલ્લેખો છેઃ

'संवत् १४८७ वर्षे श्रीखरतरगच्छे श्रीजिनराजसूरिपट्टालंकारश्रीगच्छनायकश्रीजिनभद्रसूरिगुरूणामादेशेन पुस्तकमेतल्लिखितं शोधितं च । लिखापितं शाहधरणाकेन सुतसाइयासहितेन ॥'

કાલુએ,[૧૦૬] આચાર્યશ્રી સોમસુંદર સૂરિના ઉપદેશથી મોઢજ્ઞાતીય શ્રાવક પર્વતે[૧૦૭] તેમજ આગમ-ગચ્છીય,—આચાર્ય શ્રીસત્યસૂરિ શ્રીજયાનંદસૂરિ શ્રીવિવેકરત્નસૂરિ,—આ ત્રણે એકજ પટ્ટપરંપરામાં દૂર દૂર થએલા આચાર્યોના ઉપદેશથી એક જ વંશમાં થએલા પ્રાગ્વાટ જ્ઞાતીય પેથડશાહ, મંડલીક અને પર્વત-કાન્હાએ[૧૦૮] નવીન ગ્રંથો લખાવી જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા. કેટલાક એવા ગૃહસ્થો હતા, જેઓ કોઇ વિદ્વાન જૈન શ્રમણે નવીન ગ્રંથરચના કરી હોય તેની એકીસાથે સંખ્યાબંધ નકલો કરાવતા.[૧૦૯] કેટલાક એવા પણ ધનાઢ્ય ગૃહસ્થો હતા, જેઓ કલ્પસૂત્રની સચિત્ર પ્રતો લખાવી પોતાના ગામમાં અને ગામે ગામ ભેટ આપતા હતા.[૧૧૦] આ પ્રમાણે દરેક ગચ્છનાં આચાર્ય, ઉપાધ્યાય વગેરે શ્રમણોના પુણ્ય ઉપદેશથી જુદી જુદી જ્ઞાતિના સેંકડો ધર્માત્માઓમાંના એક એક ધનાઢ્ય જૈન ગૃહસ્થે એક એક નહિ પણ કેટલીક વાર અનેકાનેક જ્ઞાનભંડારો લખાવ્યા હતા. આ બધાનો પરિચય આપવો કે તેમના નામનો નિર્દેશ કરવો એ પણ અશક્ય છે, તો જેમણે એક બે કે પાંચપચીસ પુસ્તકો લખાવ્યાં હોય તેમનાં નામોની યાદી આપવા પ્રયત્ન કરવો તો ક્યાંથી જ શક્ય હોય? તેના કરતાં એ સર્વ મહાનુભાવોને એકી સાથે હાર્દિક ધન્યવાદ આપી આપણે વિરમીએ એ જ વધારે ઉચિત છે. જેઓ આ સંબંધમાં વિશેષ જાણવા ઇચ્છતા હોય તેમને ડૉ. બુલ્હર, ડૉ. કિલ્હૉર્ન, ડૉ. પીટર્સન, શ્રીયુત

---

૧૦૬ કાલૂશાહનો પરિચય મેળવવા ઇચ્છનારે જૈનસાહિત્યસંશોધક પુ. ૩ અંક ૨ માંનો 'નંદુરબારનિવાસી કાલૂશાહની પ્રશસ્તિ' શીર્ષક લેખ જોવો. કાલૂશાહની લખાવેલી વ્યવહારભાષ્યની પ્રતિ ભાવનગરના સંઘના ભંડારમાં છે અને આચારાંગ નિર્યુક્તિ તેમજ સૂત્રકૃતાંગ ટીકાની પ્રતો લીંબડીના જ્ઞાનભંડારમાં વિદ્યમાન છે.

૧૦૭ મોઢજ્ઞાતીય પર્વતનો પરિચય મેળવવા ઇચ્છનારે 'જૈન કૉન્ફરન્સ હેરલ્ડ' પુ. ૯ના સંયુક્ત ૮–૯ અંકમાં શ્રીમાન જિન-વિજયજી સંપાદિત જ્ઞાતાસૂત્રના અંતમાંની પ્રશસ્તિ જોવી. આ પ્રતિ પાટણના મોદીના જ્ઞાનભંડારમાં ડા. ૬ નં. ૪ માં છે.

૧૦૮ પેથડશાહ, મંડલિક અને પર્વત-કાન્હાનો પરિચય મેળવવા ઇચ્છનારે પુરાતત્ત્વ ત્રૈમાસિક પુ. ૧ અંક ૧ માંનો 'એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ' શીર્ષક મારો લેખ જોવો.

૧૦૯ આચાર્ય શ્રીઅભયદેવ ધર્મસાગરોપાધ્યાય આદિના ગ્રંથોની પ્રશસ્તિમાં જે જે ગૃહસ્થોએ એકીસાથે પ્રેમપૂર્વક તે તે ગ્રંથોની નકલો કરાવી છે તેમનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છેઃ

(क) 'दोहडिश्रेष्ठिना चास्य, लेखिता प्रथमा प्रतिः । जिनवाक्यानुरक्तेन, भक्तेन गुणवज्जने ॥'

—उत्तराध्ययन लघुटीका नेमिचन्द्रीया

(ख) 'श्रीमदहम्मदावादवास्तव्यः संघनायकः । सहजपालनामाऽऽसीत्, पुण्यप्राग्भारभासुरः ॥ १५ ॥
ज्ञानावरणकर्मोत्थध्वान्तध्वंसविधित्सया । गुरूणामुपदेशेन, स संघपतिरादरात् ॥ २३ ॥
पदमाईप्रियापुत्रविमलदाससंयुतः । अलेखयत् स्वयं वृत्तेरमुष्याः शतशः प्रतीः ॥ २४ ॥

—कल्पकिरणावलि प्रशस्तिः।

૧૧૦ (क) 'लेखयित्वा वरान् कल्पान्, लेखकै रूपसंयुतान् । गत्वा च सर्वशालासु स्वावलं योऽप्रसारये(?) ॥१०॥

—कल्पसूत्र लींबडी ज्ञानभंडार.

(ख) गन्धारवन्दिरे तौ, झलमलयुगलादिसमुदयोपेताः । श्रीकल्पपुस्तिका अपि, दत्ताः किल सर्वशालासु ॥'

—निशीथचूर्णी पालीताणा अंबालाल चुनीलालनो भंडार.

સી.ડી. દલાલ, પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડીઆ આદિથી સંપાદિત પ્રાચીન જ્ઞાનભંડારોના રીપોર્ટ વગેરે જોવા ભલામણ છે. અહીં અમે એક વાત ઉમેરીએ છીએ કે ધનાઢ્ય લોકોએ મોટા પાયા ઉપર જે જ્ઞાનસંગ્રહો લખાવ્યા છે એ ઘણા જ મહત્ત્વના અને કિંમતી છે એમાં જરા યે શક નથી; તેમ છતાં શાસ્ત્રલેખનના કાર્યમાં સાધારણ ગણાતી વ્યક્તિઓએ આપેલો નજીવા જેવો જણાતો ફાળો પણ જેવોતેવો કે ઉપેક્ષા કરવા જેવો નથી.

## લિખિત પુસ્તકોના અંતમાં પ્રશસ્તિઓ

લિખિત પુસ્તકોના અંતમાં તેના લખાવનારાઓની પ્રશસ્તિઓ લખવામાં આવતી. એ પુસ્તકનો લખાવનાર પછી ભલે મોટામાં મોટો ધનાઢ્ય હોય કે સાધારણમાં સાધારણ વ્યક્તિ હોય, એ પુસ્તક લખાવનારે ચહાય તો મહાનમાં મહાન જ્ઞાનભંડારોનો ઉદ્ધાર કરાવ્યો હોય કે એક જ પુસ્તક લખાવ્યું હોય, એ દરેકની પ્રશસ્તિ તો લખવામાં આવતી જ. આ પ્રશસ્તિઓમાં પુસ્તક લખાવનારના પૂર્વજો, માતા-પિતા-બહેન-ભાઈ-પત્ની-પુત્ર-પુત્રી આદિ પરિવાર, તે સમયના રાજા, પુસ્તક લખાવનારે કરેલાં ધાર્મિક સત્કાર્યો, એના કુળગુરુ અને ઉપદેશક ધર્મગુરુ, પુસ્તક લખાવવાનું નિમિત્ત–કારણ, પુસ્તકલેખન નિમિત્તે કરેલો ધનવ્યય, જ્ઞાનભંડારો અગર પુસ્તકો જ્યાં જ્યાં ભેટ આપ્યાં હોય તે આદિ અનેક બાબતોનો ઉલ્લેખ કરવામાં આવતો હતો. આ પ્રશસ્તિઓ લખવામાં જ્ઞાનભક્તિ કરતાં કેટલીકવાર કીર્તિલાલસાનું પલ્લું વધારે નમી પડતું. એ ગમે તેમ હો, છતાં આ જાતની પ્રશસ્તિઓ લખવાની પદ્ધતિને પરિણામે એમાંથી આપણને ઘણીએકવાર અમૂલ્ય મહત્ત્વની ઐતિહાસિક હકીકતો અને નોંધો સાંપડી જાય છે. તેમજ આ પ્રશસ્તિલેખનની પદ્ધતિને પરિણામે હજારો પુસ્તકો અને સંખ્યાબંધ જ્ઞાનભંડારોનો વધારો થઇ શક્યો છે એ નાનોસૂનો લાભ નથી. આ પ્રશસ્તિઓ કેટલીકવાર સંસ્કૃત પદ્યબંધ પણ હોય છે અને કેટલીકવાર સંસ્કૃત ગદ્યબંધ પણ હોય છે. કેટલીકવાર એના શ્લોક વગેરેની રચના સુંદર હોય છે અને કેટલીકવાર એ સાધારણ પણ હોય છે. કેટલીકવાર આ પ્રશસ્તિઓ સંસ્કૃત-ગુજરાતી-મારવાડી મિશ્રિત ભાષામાં પણ લખાએલી જોવામાં આવે છે.[૧૧૧]

જે શ્રમણો પોતાની માલિકીનાં પુસ્તકો જ્ઞાનભંડારમાં મૂકતા તેઓ પણ તેના અંતમાં પોતાની પ્રશસ્તિ લખતા. તેમજ જે લોકો પુસ્તકોને વેચાતાં લઈ જૈન શ્રમણોને આપતા તેઓ પણ પોતાની પ્રશસ્તિઓ લખાવતા.[૧૧૨]

### જ્ઞાનભંડારો માટે પુસ્તકલેખન અને સંગ્રહ

ઉપર અમે જ્ઞાનભંડારો લખાવવાની જે વાત કરી ગયા, એ જ્ઞાનભંડારો જૈન સંપ્રદાયના હોઈ કોઇ એમ ન માની લે કે એ જ્ઞાનભંડારોમાં માત્ર જૈન ધર્મના જ ગ્રંથો લખાવાતા હશે. પાદવિહારી અને વિદ્યાભ્યાસંગી જૈનાચાર્યો અને જૈનશ્રમણો દેશભરમાં ઘૂમનાર હોવા ઉપરાંત દેશ-

---

૧૧૧ આ પ્રશસ્તિઓના નમૂના જોવા ઇચ્છનારે ડૉ. પીટર્સન, ડૉ. બુલ્હર, સી.ડી. દલાલ વગેરેના રીપોર્ટો જોવા.

૧૧૨ 'औपपातिकसूत्र राजप्रश्नीयसू० पु० मंत्रि छाडाकेन गृहीत्वा श्रीभुवनतुङ्गसूरीणां प्रदत्ता। तैः प्रपाट्लके क्षिप्ता।'
—ताडपत्रीय प्रति लींबडी ज्ञानभंडार.

ભરની પ્રજા અને સંપ્રદાયો સાથે હળતાભળતા હોઈ તેમને દેશસમગ્રના સાહિત્યની આવશ્યકતા પડતી. કેટલીકવાર એ આવશ્યકતા તુલના માટે હોતી તો કેટલીકવાર સમાલોચના માટે, કેટલીક-વાર વાદવિવાદ માટે તો કેટલીકવાર તે તે ધર્મ અને સંપ્રદાયની ખામીઓ દેખાડી પોતાના ધર્મનું મહત્ત્વ સ્થાપવા માટે, કેટલીકવાર પોતાનાં મંતવ્યોને પોષવા માટે તો કેટલીકવાર પોતાનાં મંતવ્યોની સ્પર્ધા માટે, કેટલીકવાર વિશિષ્ટ તત્ત્વોનો ઉકેલ કરવા માટે તો કેટલીકવાર તે તે ધર્મનું વસ્તુસ્વરૂપ સમજવા માટે,—એમ અનેક કારણસર દેશભરનું સાહિત્ય એકત્રિત કરવામાં આવતું હતું. દેશસમગ્રમાં સદાને માટે પાદચારી જૈનશ્રમણોએ દેશવિદેશમાં પરિભ્રમણ કરતાં જ્યાંથી જે મળે તે વ્યાકરણ, કાવ્ય, કોષ, છંદ, અલંકાર, જ્યોતિષ, નાટક, શિલ્પ, લક્ષણશાસ્ત્ર, દાર્શનિક વગેરે વિષયક સમગ્ર સાહિત્યનો સંગ્રહ કરવા તનતોડ પ્રયત્નો સેવ્યા છે, એટલું જ નહિ પણ તદુપરાંત તેઓ, પારસ્પરિક ધાર્મિક સ્પર્ધા—સાઠમારી અને ખંડનમંડનના યુગમાં દેશવિદેશમાં નિર્માણ થતા વિવિધ સાહિત્યને અનેક જહેમતો ઉઠાવી અત્યંત નિપુણતાથી તરત જ મેળવી લેતા અને તેની નકલો તેના નિષ્ણાત આચાર્યાદિને એકદમ પહોંચાડી દેતા. એ જ કારણને લીધે આજના શીર્ણવિશીર્ણ, નષ્ટભ્રષ્ટ અને વેરણછેરણ થઇ ગએલા જૈન જ્ઞાનભંડારોમાં પણ જૈનેતર સંપ્રદાયના વિવિધ સાહિત્યવિષયક ગ્રંથો હજારોની સંખ્યામાં વિદ્યમાન છે. અમે એટલું ભારપૂર્વક કહીશું કે જૈન શ્રમણોની પેઠે આટલા મોટા પાયા ઉપર ભારતીય વિવિધ સાહિત્યનો સંગ્રહ પ્રાચીન જમાનામાં ભાગ્યે જ કોઇ ભારતીય જૈનેતર સંપ્રદાયે કર્યો હશે.[૧૧૩] આજના જૈનેતર પ્રજાના જ્ઞાનભંડારોમાં એ પ્રજાએ પોતે લખાવેલા જૈન ગ્રંથોની નકલ ભાગ્યે જ મળશે, એટલું જ નહિ પણ એમના પોતાના સંપ્રદાયનાં ભગવદ્ગીતા, ઉપનિષદો અને વેદો જેવા માન્ય ગ્રંથોની પ્રાચીન પ્રતો પણ ભાગ્યે જ મળશે; જ્યારે જૈન જ્ઞાન-ભંડારોમાં સંપ્રદાયાંતરના એવા સેંકડો ગ્રંથો વર્તમાન છે જેની બીજી નકલ તે તે સંપ્રદાયના અનુ-યાયીઓના જ્ઞાનસંગ્રહોમાં પણ કદાચ ન મળી શકે. આ ઉપરથી સમજી શકાશે કે જૈન જ્ઞાનભંડારો એ માત્ર લૂખી અને જડ સાંપ્રદાયિકતાના વાડામાં પુરાઇને લખાવવામાં કે સંગ્રહવામાં નહોતા આવતા, પરંતુ એ માટે વિજ્ઞાનદૃષ્ટિ, કળાદૃષ્ટિ અને સાહિત્યદૃષ્ટિ પણ નજર સામે રાખવામાં આવતી હતી.

**વર્તમાન પ્રાચીન જૈન જ્ઞાનભંડારો**

જૈન જ્ઞાનભંડારો વિષે આટલી ખાસ હકીકત નોંધ્યા પછી આજે પ્રાચીન જૈન જ્ઞાનભંડારો કયે કયે ઠેકાણે વિદ્યમાન છે એની અહીં ટૂંકી યાદી આપવી વધારે ઉપયોગી થઇ પડશે. સામાન્ય રીતે જૈન પ્રજાની વસતીવાળાં નાનાંમોટાં સેંકડો ગામોમાં એની અસ્મિતા નીચે નાનોમોટો પુસ્તક-સંગ્રહ હોય જ છે; એ બધાની નોંધ આપવી શક્ય નથી, એટલે જુદાજુદા પ્રાંતમાંનાં ખાસખાસ નગરોના જે વિશાળ અને મશહૂર જ્ઞાનભંડારો અમારા ધ્યાનમાં છે તેની જ યથાશક્ય યાદી અહીં આપવામાં આવે છે:

---

૧૧૩ નાલંદીય બૌદ્ધ વિશ્વવિદ્યાલય જેવી સંસ્થાઓના પુસ્તકસંગ્રહાદિને લક્ષીને અમારું આ કથન નથી. એવા વિશાળ અને સર્વદેશીય ગ્રંથાલયોમાં સર્વ દર્શનના અને સર્વ વિષયોના ગ્રંથોનો સંગ્રહ હોવો એ અનિવાર્ય વસ્તુ છે. એટલે અમારું આ કથન આમ જનતાને લક્ષીને છે.

ગુજરાત—પાટણ, પાલનપુર, રાધનપુર, અમદાવાદ, ખેડા, ખંભાત, છાણી, વડોદરા, પાદરા, દરાપરા, ડભોઇ, સિનોર, ભરૂચ, સુરત, મુંબાઈ વગેરે.

કાઠિયાવાડ—ભાવનગર, ઘોઘા, પાલીતાણા, લીંબડી, વઢવાણ કૅમ્પ, જામનગર, માંગરોળ વગેરે

કચ્છ—કોડાય.

મારવાડ—બીકાનેર, જેસલમેર, બાડમેર, નાગોર, પાલી, જાલોર, મુંડારા, આહોર વગેરે.

મેવાડ—ઉદેપુર. માળવા—રતલામ.

પંજાબ—ગુજરાનવાલા, હોશિયારપુર, ઝંડિયાલા વગેરે.

યુક્ત પ્રાન્ત—આગ્રા, શિવપુરી, કાશી વગેરે. બંગાળ—બાલુચર, કલકત્તા વગેરે.

અહીં જ્ઞાનભંડારોનાં સ્થાનોની જે યાદી આપવામાં આવી છે એ બધાં યે સ્થળોના ભંડારો અત્યંત મહત્ત્વના, આર્દ્ધક તેમજ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોના સ્વામિત્વ નીચે વર્તમાન છે, એટલું જ નહિ પણ આ યાદી પૈકીનાં કેટલાંક ગામ-શહેરોમાં બે, ચાર, પાંચ અને દસ કરતાં પણ વધારે અને વિશાળ જ્ઞાનસંગ્રહો છે.

વળી પ્રાંતવાર જુદા જુદા જૈન જ્ઞાનભંડારોની જે યાદી આપવામાં આવી છે એ પૈકી પાટણનો સંઘવીના પાડાનો, ખંભાતનો શાંતિનાથનો અને જેસલમેરનો કિલ્લામાંનો, એ ત્રણ જ્ઞાન-ભંડારો તો કેવળ તાડપત્રીય ગ્રંથોના તેમજ સૌ કરતાં પ્રાચીન છે. આ ત્રણે ભંડારોમાં અગિયારમી સદીથી લઈ પંદરમી સદી સુધીમાં લખાએલાં પુસ્તકોનો સંગ્રહ છે. આ સિવાયના બીજા બધા યે જ્ઞાનભંડારો અર્વાચીન છે. પણ અર્વાચીન એટલે ઓછામાં ઓછાં ત્રણસો ચારસો વર્ષ જેટલા જૂના સંગ્રહો તો ખરા જ. આ બધા જ્ઞાનભંડારોમાં, બે પાંચ દસ કે વીસ અને ક્યારેક ક્યારેક સો બસો તાડપત્રીય પુસ્તકો હોવા છતાં મુખ્યત્વે કરીને ચૌદમી-પંદરમી શતાબ્દીથી શરૂ કરી સોળમી-સત્તરમી શતાબ્દી સુધીમાં લખાએલાં કાગળનાં પુસ્તકોનો સંગ્રહ હોય છે અને ક્યારેક એમાં એ કરતાં અર્વાચીન પુસ્તકો પણ હોય છે. આ પુસ્તકસંગ્રહો પ્રાચીન હોવા છતાં તેમાં અર્વાચીન પુસ્તકો અને અર્વાચીન હોવા છતાં તેમાં પ્રાચીન પુસ્તકો હોવાનું કારણ એ છે કે એ જ્ઞાનભંડારોમાં ઉત્તરોત્તર પુસ્તકોનો ઉમેરો થતો જ રહ્યો છે. અર્થાત્ ઉપરનો દરેક ભંડાર જુદા જુદા જૈન શ્રમણો અને જુદી જુદી વ્યક્તિઓએ લખાવેલાં તેમજ સંગ્રહેલાં પુસ્તકોના સૈકાઓ સુધીના ઉમેરાને પરિણામે જન્મેલો છે. આ જ્ઞાનભંડારો ઉપર કોઇ એક વ્યક્તિની માલિકી ન હોતાં તેના ઉપર સમુદાયની જ માલિકી હોય છે. પછી એ, તે તે ગામોના સંઘરૂપે હો, ગચ્છરૂપે હો યા ગમે તે રૂપે હો. સામાન્ય રીતે જૈન પ્રજાની કોઇ પણ ધાર્મિક વસ્તુ,—પછી તે ચહાય જ્ઞાનભંડાર હો, તીર્થ હો, મંદિર હો, ઉપાશ્રય હો, ધર્મશાળા હો, પાંજરાપોળ હો અથવા ગમે તે હો,—એ દરેક એક વ્યક્તિએ તૈયાર કરાવેલી હોવા છતાં એને વ્યક્તિગત સત્તા તળે ન રાખતાં સામુદાયિક સત્તા નીચે જ સોંપવામાં આવે છે. કેટલીક વાર કેટલાક શેઠિયાઓના ઘરમાંના જ્ઞાનભંડાર વગેરે તેમની સત્તા નીચે હોય છે, તેમ છતાં એ કાદાચિત્ક તેમજ આપવાદિક વસ્તુ છે. ઉપરોક્ત જ્ઞાનભંડારો લખાવવા માટેની આર્થિક વ્યવસ્થા જૈન ઉપાસક સંઘ તરફથી થવા છતાં એમાં કેવાં પુસ્તકો લખાવવાં, એ પુસ્તકો ક્યાંથી અને કેમ

મેળવવાં, તેમજ દેશવિદેશમાં પોતાની લાગવગ કેમ પહોંચાડવી ઇત્યાદિને લગતી દરેક જવાબદારી જૈન શ્રમણોના શિરે જ હતી. શાસ્ત્રનિર્માણથી લઈ શાસ્ત્રલેખન પર્યંતની દરેક પસંદગી જૈન શ્રમણોના હાથમાં જ હતી. આજની નષ્ટભ્રષ્ટ અને શીર્ણવિશીર્ણ દશાને અંતે પણ આટલા વિશાળ જ્ઞાનભંડારો એ જૈન શ્રમણોના ઉપદેશ અને તેમના સર્વતોમુખી પાંડિત્યને જ આભારી છે. એ જ કારણને લીધે આજના જૈન જ્ઞાનભંડારોમાં પ્રત્યેક સંપ્રદાયના પ્રત્યેક વિષયના સેંકડો ગ્રંથો વિદ્યમાન છે, જે પૈકીના કેટલાક ગ્રંથોની બીજી નકલ આજે દુનિયાના પડમાં શોધી યે જડતી નથી.

**જ્ઞાનભંડારોની વ્યવસ્થા**

## પુસ્તકોનો વિભાગ

**અ**ત્યારની જેમ જૂના સમયમાં આપણે ત્યાં કાગળની વિપુલતા ન હોવાને લીધે આપણા જ્ઞાનભંડારમાંનાં અનેકવિધ નાનાંમોટાં પુસ્તકો અને તેનાં પાનાં એકબીજા સાથે સેળભેળ ન થઇ જાય અને તેનો બરાબર વિભાગ રહે, એ માટે કેટલીક વાર તે દરેક ઉપર કાચા સૂતરનો દોરો વીંટવામાં આવતો. આ આપણો સર્વસામાન્ય પ્રાચીન ક્રમ હતો એ આપણે, આપણે ત્યાંના પ્રાચીન ભંડારો જોતાં જાણી શકીએ છીએ. પરંતુ પુસ્તક વિભાગ માટે આ દોરો બાંધવાની પદ્ધતિનું પરિણામ એ આવતું કે જતે દિવસે પુસ્તકો ઉપર દોરાના કાપા પડી પુસ્તકનાં પાનાં ખરાબ થઇ જતાં અને તે પુસ્તકનું નામ વગેરે વાંચવા માટે પુસ્તકો ફેંદવાની અગવડ ઊભી જ રહેતી. આથી ઉપરોક્ત દોરાને બદલે પુસ્તકો ઉપર ત્રણ-ચારેક આંગળ પહોળી કાગળની ચીપને ગુંદરથી કે ઘઉં-ચોખાની ખેળથી ચોડીને અથવા કપડાની તેવડી જ પહોળી પટ્ટીને સીવીને બલૈયાની જેમ પરોવવામાં આવતી અને તેના ઉપર ગ્રંથનું નામ, પત્રસંખ્યા, દાબડાનો કે પોથીનો નંબર, પ્રતનો નંબર તેમજ કોઇકોઇ વાર ગ્રંથકારનું નામ વગેરે લખવામાં આવતાં. સામાન્ય નાનાંમોટાં પ્રકરણોની પ્રતો હોય તેનાં નામોની અનુક્રમણિકા અને જે જે પાનાથી તે તે પ્રકરણાદિની શરૂઆત થતી હોય તેની નોંધ કેટલીક વાર તે પ્રતના અંતિમ પાના ઉપર અથવા કોઇ વાર જુદા પાના ઉપર કરવામાં આવતી, અને ઉપરોક્ત ચીપ-પટ્ટી ઉપર પ્રારંભમાં જે પ્રકરણ હોય તેનું નામ લખી 'આદિ પ્રકરણસંગ્રહ' કે 'આદિ પ્રકરણો' એમ લખવામાં આવતું તો કેટલીક વાર 'પ્રકરણસંગ્રહ' એટલું સામાન્ય નામ પણ લખવામાં આવતું. આ જાતની ચીપ-પટ્ટીઓ નાનાંમાં નાની પ્રતોથી લઈ સો બસો પાનાં સુધીની પ્રતોને અને કેટલીક વાર તેથી યે વધારે પાનાંની પ્રતોને પણ પહેરાવવામાં આવતી. આથી ગ્રંથનું નામ વગેરે જાણવાની સરળતા જરૂર રહેતી, પરંતુ પુસ્તક જોવા માટે એ ચીપ-પટ્ટીને કાઢતાં ઘાલતાં તે પ્રતોની આસપાસનાં ઉપરનાં પાનાં મોટે ભાગે વળીને ફાટી જતાં અને પુસ્તકોનો અકાળે નાશ થતો.

ઉપર અમે જણાવ્યું તેમ પ્રતિની આસપાસ દોરો વીંટવો અથવા કાગળ-કપડાની ચીપ-પટ્ટીને બલૈયાની જેમ પહેરાવી તેના ઉપર ગ્રંથનું નામ વગેરે લખવું એ પ્રાચીન કાળની વિશિષ્ટ સુધરેલી પદ્ધતિ જ ગણાવી જોઇએ; નહિતર મોટે ભાગે જૂના જમાનાના જ્ઞાનભંડારોની પદ્ધતિ એ જ હતી કે એક પોથી કે દાબડામાં જેટલી પ્રતો સમાઇ શકે તેટલીને એકીસાથે મૂકી તેનાં નામોની

યાદીનું એક કાગળિયું તેમાં મૂકી તેને બાંધી રાખતા, જેથી એ પોથી કે દાબડો ખોલતાં તેમાંનાં પુસ્તકો ધ્યાનમાં આવે. એમ તો ભાગ્યે જ હોતું કે પુસ્તકના ઉપર તેના માપનો કાગળ વીંટી તે ઉપર તેનું નામ વગેરે લખવામાં આવ્યું હોય. આજના જૈન જ્ઞાનભંડારો પૈકીના કેટલા યે જ્ઞાનભંડારો,—ખાસ કરી જૈન શ્રમણોના હાથ નીચેના જ્ઞાનભંડારો અથવા તેમના હાથે સંસ્કાર પામેલા જ્ઞાનભંડારો—અતિ સુવ્યવસ્થિત છે. તેની ટીપો વગેરે પણ એકંદર એવી પદ્ધતિએ તૈયાર થએલી હોય છે કે જેમાંથી જોઈતાં પુસ્તકો મેળવી શકાય.

આ બધી વાત કાગળની પોથીઓ માટે થઈ. તાડપત્રની પ્રતિઓ મોટેભાગે વિષમ માપની હોઈ એકબીજા સાથે રહી શકે તેમ નહિ હોવાથી એ દરેક પોથીની આસપાસ લાકડાંની પાટીઓ મૂકી તેના ઉપર પ્રતિનું નામ વગેરે લખવામાં આવતું. કેટલીકવાર કાગળની પટ્ટી ઉપર ગ્રંથનું નામ વગેરે લખી તેને પણ પાટી ઉપર ચોડવામાં આવતી. નાનાંમોટાં પ્રકરણની પોથી હોય તે માટે અમે ઉપર જણાવી આવ્યા તેમ તેની અનુક્રમણિકા જુદા પાના ઉપર લખી પ્રતિના ઉપર 'પ્રકરણ સંગ્રહ' વગેરે નામ લખાતું હતું. આ પછી પુસ્તકની વચમાં પરોવેલી દોરીથી એ પુસ્તકને બાંધવામાં આવતું હતું.

## પુસ્તકની પોથીઓ અને દાબડાઓ

ઉપર જણાવ્યા પ્રમાણે વિભાગ પાડેલાં બે, પાંચ, દસ કે જેટલાં બાંધી શકાય તેટલાં પુસ્તકોની આસપાસ લાકડાની પાટી કે કાગળનાં જાડાં પૂઠાંની પાટલીઓ મૂકી તેના ઉપર કપડાનું બંધન બાંધવામાં આવતું. આ રીતે બાંધેલાં પુસ્તકોને 'પોથી' નામથી ઓળખવામાં આવે છે. આ પોથીઓને ઘણીવાર છૂટી રાખવામાં આવે છે અને કોઈકોઈ વાર લાકડા વગેરેના દાબડામાં પણ રાખવામાં આવે છે. દાબડામાં રખાતાં પુસ્તકો મોટેભાગે છૂટાં જ રાખવામાં આવતાં અને તેના ઉપર કપડાનું જાડું મજબૂત ડબલ બંધન લપેટવામાં આવતું, જેથી પુસ્તકોને ભેજ વગેરે વાતાવરણની અસર ન થાય તેમજ એકાએક તેમાં કીવડાં વગેરે પણ ન પડે. આ બધી વ્યવસ્થા કાગળનાં પુસ્તકો માટે છે.

તાડપત્રીય પ્રતો લંબાઈ-પહોળાઈમાં વિષમ પ્રમાણની હોઈ એકથી વધારે પ્રતો સાથે રહી શકતી નથી. એટલે અમે ઉપર જણાવી ગયા તેમ તેના ઉપર પાટીઓ અને દોરી બાંધી તે ઉપર ખાદીનું મજબૂત એકવડું કે બેવડું બંધન બાંધવામાં આવતું હતું અને એ બંધન બાંધેલી પોથીને લાકડાના દાબડામાં રાખતા હતા. મોટેભાગે દાબડામાં રખાતી તાડપત્રીય પ્રતિને બંધન બાંધવામાં નહોતું આવતું.

## પોથીઓ માટે પાટી—પાઠાં—પૂઠાં

પુસ્તકનાં પાનાં વળી ન જાય, તેની કોરો ખરી કે ઘસાઇ ન જાય તેમજ એ પુસ્તકોની પોથી બરાબર બાંધી શકાય એ માટે એની ઉપરનીચે પાટી, પાઠાં, પૂઠાં વગેરે મૂકવામાં આવે છે. પ્રાચીન તાડપત્રીય પુસ્તકો સાથે મોટે ભાગે સીસમ, સાગ વગેરેના લાકડામાંથી બનાવેલી પાટીઓ

હોય છે. ખાસ કરીને લાંબાં તાડપત્રીય પુસ્તકો સાથે લાકડાની પાટીઓ જ હોય છે. આ પાટીઓ ઘણી વાર સાદી જ હોતી અને ઘણી વાર એ પાટીઓને જૈન તીર્થંકરોનાં પંચ કલ્યાણક, તેમના પૂર્વજન્મના જીવનપ્રસંગો, નેમિનાથનો વિવાહ, પ્રાચીન મહાપુરુષો કે આચાર્યોના જીવનપ્રસંગો, તેમની ઉપદેશ આપવાની શૈલી વગેરેનાં અનેક ભાવવાહી સુંદર ચિત્રોથી વિભૂષિત કરવામાં પણ આવતી. કેટલીક વાર નાના માપની તાડપત્રીય પ્રતોની આસપાસ લાકડાની પાટીઓને બદલે કાગળ ચોડીને બનાવેલી પાટીઓ અને કાગળના અર્ધચોખંડા દાબડાઓ પણ રાખવામાં આવતા.

કાગળનાં પુસ્તકોની આસપાસ પણ ક્યારેક ક્યારેક ચૌદ સ્વપ્ન, અષ્ટમંગળ, નેમિનાથની જાન, સમવસરણ વગેરે ચીતરેલી તેમજ સાદી લાકડાની રંગીન પાટીઓ મૂકવામાં આવતી; તેમ છતાં મોટે ભાગે એ પુસ્તકો માટે કાગળનાં પૂઠાંનો ઉપયોગ જ વધારે પ્રમાણમાં કરાયો છે. આ પૂઠાં ઉપર કેટલીક વાર સાદાં તેમજ રેશમી, સોનેરી, રૂપેરી વગેરે ભરત ભરેલાં રેશમી કિંમતી કપડાં ચોડવામાં આવતાં; કેટલીક વાર એ પૂઠાં ઉપર સોનેરી રૂપેરી આદિ રંગથી વેલ વગેરે ચીતરવા ઉપરાંત એના ઉપર ધાર્મિક પ્રસંગસૂચક મહત્ત્વની ચિત્રાકૃતિઓ ચીતરવામાં આવતી (જુઓ ચિત્ર નં. ૨૦માં આ. નં. ૧–૨–૩–૫–૬); કેટલીક વાર એના ઉપર અજાયબી ઉત્પન્ન કરે તેવી વાંસની સળીઓની તેમજ કાચનાં કીડીઆં વગેરેની ગૂંથેલી જાળીઓ લગાવવામાં આવતી (જુઓ ચિત્ર નં. ૨૦માં આ. નં. ૪–૮); કેટલીક વાર કાગળના ઝીણા કાતરકામ નીચે આશ્ચર્ય પમાડે તેવી રીતે રંગવિરંગી રેશમી કે સુતરાઉ કપડાના ટુકડાઓને ચોડી ભાતો પાડતા (જુઓ ચિત્ર નં. ૨૦માં આ. નં. ૬); કેટલીક વાર એ પૂઠાં ઉપર ચામડું મઢીને તેના ઉપર પણ ભાત પાડવામાં આવતી અને કેટલીકવાર સાદાં ખાદીનાં સુતરાઉ કપડાં પણ મઢવામાં આવતાં. આ પ્રમાણે કાગળનાં પુસ્તકોની આસપાસ રાખવાનાં પાઠાં અને પૂઠાંમાં તેના બનાવનારાઓ પોતાનું કલાકૌશલ્ય તેમજ જ્ઞાન પ્રત્યેની પોતાની ભક્તિભરી લાગણીને અનેક રીતે પ્રગટ કરતા.

પુસ્તક બાંધવા માટેની પાટીઓ તો સામાન્યરીતે એકવડી જ રહેતી; પણ જ્યારે એ પુસ્તકને વાંચવાના કામમાં લેવું હોય ત્યારે તેને રાખવા માટેનાં પૂઠાં દોઢિયાં, બેવડાં કે અઢિયાં બનાવવામાં આવતાં, જેથી એની બેવડમાં દબાએલું પુસ્તક અથવા પુસ્તકનાં પાનાં હવાથી ઉડવા ન પામે તેમજ તેને ઉપાડતાં તે એકાએક નીકળી કે પડી ન જાય. કેટલીકવાર દોઢિયાં પાઠાંમાં મૂકેલાં પાનાં બરાબર દાબમાં રહે એ માટે તેના ઉપર બોરિયા વાળી રેશમી કે સુતરાઉ પાટીને નાડાની જેમ બાંધી રાખવામાં આવતી, જેથી પાઠાંના ખુલ્લા રહેતા મોઢાને બોરિયું બેસવી દબાવી દેવામાં આવતું. આ દોઢિયાં, બેવડાં આદિ પૂઠાંને 'પાઠાં' તરીકે ઓળખવામાં આવતાં.

ઉપર જણાવ્યા મુજબ અનેક જાતનાં પાટી-પાઠાં-પૂઠાંનો ઉપયોગ, પુસ્તક સુરક્ષિત રહી શકે, બરાબર બંધાઇ શકે, વાંચવામાં સુગમતા રહે, તેનાં પાનાં એકાએક ઊડી, વળી કે પડી જાય નહિ તેમજ પુસ્તકને ભેજ આદિની અસર ન થાય એ માટે કરવામાં આવતો—આવે છે.

### બંધન

પુસ્તકો ચાલુ વાંચવાનાં હોય કે ભંડારમાં મૂકવાનાં હોય, પણ એ બધાંયને બહારના

સૂકા કે ભીના વાતાવરણની અસર ન થાય, એ પુસ્તકો મેલાં ન થાય તેમજ હવાથી એનાં પાનાં ઊડવા ન પામે, એ માટે એ પુસ્તકોને બંધન બાંધવામાં આવતાં. આ બંધનો સામાન્યરીતે સુતરાઉ જ હોતાં, તેમ છતાં ખાસ માનનીય કલ્પસૂત્રાદિ જેવાં શાસ્ત્રો માટેનાં બંધનો રેશમી હોતાં. દાબડા ઉપર અને તાડપત્રીય પોથીઓ ઉપર બાંધવાનાં બંધનો જાડા ખાદીના કપડાનાં બનતાં. મુખ્યત્વે કરીને એ એકવડાં જ હોતાં, તેમ છતાં ઘણીવાર એ બેવડા ખાદીના કપડાનાં પણ થતાં અને કેટલીકવાર ખાદી અને મશરૂનાં કપડાંને બેવડાં સીવીને તૈયાર કરવામાં આવતાં.

## પાટી-પટ્ટી

પુસ્તકની પોથીઓ, દાબડા આદિ ઉપર બાંધેલાં બંધનો છૂટાં ન પડી જાય એ માટે તેના ઉપર એક-સવા આંગળ પહોળી પાટી—પટ્ટી વીંટવામાં આવતી. આ પાટી ઘણીવાર રેશમી પણ હોતી અને ઘણીવાર એ સુતરાઉ પણ હોતી. આ પાટીઓમાં કેટલીકવાર તેના ગૂંથનારાઓ સુંદર દુહાઓ, પદ્યો, પાટી-પટ્ટીના માલિકનાં નામો વગેરે પણ ગૂંથતા હતા, જેના નમૂના આજે પણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

## દાબડાઓ

પુસ્તક રાખવા માટેના દાબડાઓ લાકડાના, કાગળના તેમજ ચામડાના બનાવવામાં આવતા હતા. એ બધાનો અહીં ટૂંક પરિચય આપવામાં આવે છે:

### લાકડાના દાબડાઓ

લાકડાના દાબડાઓની બનાવટથી તો આપણે સૌ પરિચિત જ છીએ, એટલે એને અંગે માત્ર એક જ વાત જણાવવાની રહે છે કે જેમ આજકાલ કબાટ, ખુરસી, મેજ, બાંકડા વગેરે દરેક જાતના ફર્નિચરને પૉલિશ કરવામાં આવે છે તેમ જૂના જમાનામાં આપણે ત્યાં દરેક લાકડાની વસ્તુને જીવાત ન લાગે તથા ભેજ વગેરેથી એ તરડાઈ કે ફાટી ન જાય એ માટે ચંદ્રસનો રોગાન તેમજ તેનાથી મિશ્રિત રંગો લગાવવામાં આવતા હતા અને એ જ રીત આપણા પુસ્તક ભરવાના ડબ્બાઓ માટે અખત્યાર કરવામાં આવી છે. આ રંગ દાબડાઓના બહારના ભાગ ઉપર લગાવવામાં આવે છે.

### કાગળના દાબડાઓ

નકામા પડી રહેતા કાગળોને ઉપરાઉપરી ચોડીને અથવા એ કાગળોને કૂટીને તેમાં મેથી વગેરે ચિકાશવાળા પદાર્થો ભેળવી એ કૂટાના સુંદર સફાઇદાર દાબડાઓ બનાવવામાં આવતા અને તેના ઉપર રેશમી કે સુતરાઉ કપડું વગેરે મઢવામાં આવતું. કેટલીક વાર કપડું વગેરે ન મઢતાં તેના ઉપર રોગાન મિશ્રિત રંગો ચડાવવામાં આવતા અને તે ઉપર ચૌદ સ્વપ્ન, અષ્ટમંગલ, નેમિનાથની જાન, તે તે સમયના વર્તમાન આચાર્યોની ધર્મદેશના, તીર્થંકરનાં કલ્યાણકો અને જીવનપ્રસંગો વગેરે ખાસ ખાસ ધાર્મિક પ્રસંગોનાં સુંદર ભાવવાહી ચિત્રો ચીતરવામાં આવતાં. (જુઓ ચિત્ર નં. ૮ આ. નં.૨).

તાડપત્રીય પુસ્તકોની લાંબી પ્રતોની ઉપરનીચે લાકડાની પાટીઓ મૂકી, તેને દોરી વડે બાંધી, તેના ઉપર કપડાનું બંધન બાંધવામાં આવતું અથવા એ પોથીઓને લાકડાના ડબ્બામાં રાખતા; પરંતુ નાના માપની તાડપત્રીય પ્રતો ઉપર કેટલીક વાર લાકડાની પાટી ન રાખતાં કાગળના પૂઠાંના તૈયાર કરેલા અર્ધચોખંડા,—નેવાંનું પાણી ઝીલવા માટે રાખવામાં આવતા પરનાળાના,—આકારના દાબડામાં એને રાખતા અને તેની વચમાં પરોવી રાખેલી દોરી એના ઉપર વીંટવામાં આવતી. આ જાતના દાબડાઓની વચમાં રાખેલાં પુસ્તકો અત્યંત સુરક્ષિત રહેતાં. આ કાગળના દાબડા ઉપર માત્ર બંધન બાંધવામાં આવતું; લાકડાના દાબડાની એને માટે જરૂરત રહેતી નહિ. પરનાળા આકારના આ કાગળના દાબડા ઉપર મોટે ભાગે લાલ અને કોઇક વાર ધોળા રંગનું ખાદીનું કપડું મઢવામાં આવતું. પાટણ વગેરેના જ્ઞાનભંડારમાં આ જાતના દાબડા કેટલી યે પોથીઓ માટે બનાવેલા છે, જેમાંના કેટલાક તો પાંચપાંચ શતાબ્દીઓના વાયરા ખાઇ ચૂક્યા છે અને કેટલાકે તો એ કરતાં પણ વધારે શતાબ્દીઓ વીતાવી છે.

## ચામડાના દાબડાઓ

ઉપર જણાવેલા કાગળના દાબડા ઉપર જેમ કપડું વગેરે મઢવામાં આવે છે તેમ તેના ઉપર ચામડું પણ મઢવામાં આવતું અને તેના ઉપર આજકાલ જેમ પ્રેસમાં પૂઠાં ઉપર બૉર્ડર વગેરેની ભાતો પાડવામાં આવે છે તેમ ભાતો પણ પાડવામાં આવતી. (જુઓ ચિત્ર નં. ૮ આ નં. ૧) આ પ્રમાણે ચામડું મઢેલા દાબડાઓને અમે ચામડાના દાબડા તરીકે ઓળખાવીએ છીએ. આ દાબડાઓનો જુદો પરિચય આપવાનું કારણ એ છે કે આજકાલ છાપેલાં પુસ્તકો ઉપર ચામડાનાં પૂઠાં જોઈ કેટલાક લોકો અપવિત્રતાની વાતો કરી એ સામે ખૂબ જ અણગમો ઊભો કરે છે, એટલું જ નહિ પણ કેટલીક વાર એ સામે તેમજ તેવી બીજી વસ્તુઓ સામે અણઘટતી ધમાલ કરી મૂકે છે. તેમનું ધ્યાન અમે દોરીએ છીએ કે પ્રાચીન જ્ઞાનભંડારોમાંનાં પુસ્તકો, ગુટકાઓ વગેરેનાં પૂઠાં પાટીઓ માટે ચામડાનો ઉપયોગ બહુ જ છૂટથી થએલો જોવાય છે. પ્રાચીન તાડપત્રીય પુસ્તકોનાં આદિ અંતનાં પાનાંને ઘસારો ન લાગે તેમજ તે જીર્ણ ન થાય એ માટે તેની ઉપરનીચે તાડપત્રનાં પાનાંના અભાવમાં ચામડાની પટ્ટીઓ મૂકવામાં આવતી હતી. (જુઓ ચિત્ર નં. ૩માં આકૃતિ નં. ૨)

## ચંદનના દાબડા

સામાન્ય રીતે પુસ્તકો રાખવા માટે લાકડાના જે ડબ્બાઓ બનાવવામાં આવતા તે સાગ વગેરે ચાલુ લાકડામાંથી બનાવાતા, પરંતુ સુવર્ણાક્ષરી કે રૌપ્યાક્ષરી કલ્પસૂત્રાદિ જેવા કિંમતી તેમજ માન્ય ગ્રંથો રાખવા માટે ચંદન, હાથીદાંત વગેરેના દાબડાઓ તૈયાર કરવામાં આવતા અને તેમાં એ મહાર્ઘ્ય પુસ્તકોને રાખવામાં આવતાં—આવે છે. આ દાબડાઓ કેટલીક વાર તદ્દન સાદા હોય છે અને કેટલીક વાર તેના ઉપર સુંદર કોરણી અને સુંદર પ્રસંગો કોતરેલા પણ હોય છે.

## પોથી અને દાબડા ઉપર નંબરો

ઉપર પ્રમાણે તૈયાર થએલી પોથીઓ અને દાબડા ઉપર પોથી નંબર અને દાબડા નંબર

નોંધવામાં આવતા. આ નંબરો ઘણું કરીને ૧,૨,૩,૪. વગેરે સંખ્યામાં જ લખાતા હતા; તેમ છતાં કેટલીક વાર એ દાબડાઓ ઉપર જૈન ચોવીસ તીર્થંકરો, વીસ વિહરમાન તીર્થંકરો, ભગવાન મહાવીરના અગિયાર ગણધરો (મુખ્ય શિષ્યો) આદિનાં નામોનો પણ નિર્દેશ કરવામાં આવતો હતો. દા.ત. જૈન ચોવીસ તીર્થંકરોનાં નામ અનુક્રમે ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન, સુમતિનાથ વગેરે છે. જૈન જ્ઞાનભંડારોમાંના દાબડાઓ ઉપર નંબર કરવા હોય ત્યારે એક, બે આદિને બદલે પહેલા દાબડા ઉપર ઋષભદેવ, બીજા ઉપર અજિતનાથ, ત્રીજા ઉપર સંભવનાથ યાવત્ ચોવીસમા દાબડા ઉપર ચોવીસમા જૈન તીર્થંકર મહાવીરનું નામ લખવામાં આવતું. આથી વધારે દાબડાઓ હોય ત્યારે વીસ વિહરમાન તીર્થંકરોનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવતો. આ પ્રમાણે દાબડા ઉપર સંખ્યા લખવાને બદલે આવાં તીર્થંકર આદિનાં વિશેષ નામો પણ લખવામાં આવતાં.

## પેટી પટારા ભંડકિયાં વગેરે

ઉપર અમે જે પોથીઓ અને દાબડાઓનો નિર્દેશ કરી ગયા એ બધાને ઉંદર આદિથી સુરક્ષિત રાખવા માટે લોઢાના કે પિત્તળના ચાપડાવાળી મોટી મોટી મજબૂત પેટીઓ અને પટારાઓ બનાવવામાં આવતા અને તેમાં એ પોથી-દાબડાઓને સુરક્ષિત રીતે રાખવામાં આવતાં હતાં. કેટલેક ઠેકાણે આને માટે મજબૂત કબાટો અથવા ખાનાંવાળાં ભંડકિયાં બનાવવામાં આવતાં હતાં. પુસ્તક રાખવા માટે તેમજ કાઢવા માટે પેટી પટારા કરતાં આ કબાટો અને ભંડકિયાં વધારે અનુકૂળ રહેતાં. પાટણ વગેરે કેટલાં યે સ્થળોના પ્રાચીન ભંડારોને પટારામાં રાખવામાં આવતા હતા અને કેટલાં યે સ્થળોના ભંડારોને કબાટ તેમજ ભંડકિયામાં રાખવામાં આવતા હતા. આજકાલ ઘણેખરે સ્થળે આ પરિપાટી બદલાવા છતાં હજુ પણ ઘણે સ્થળે જ્ઞાનભંડારો રાખવા માટે પેટી પટારા ભંડકિયાં વગેરે વાપરવામાં આવે છે. પેટીનો આકાર અને તેનું માપ નાનું હોય છે જ્યારે પટારાનું માપ મોટું હોય છે. પટારાને 'પેટારા' અને 'મંજૂસ' તરીકે પણ ઓળખવામાં આવે છે. ચોમાસાનો ભેજ વગેરે પુસ્તકને ન લાગે તેવી સુરક્ષિત રીતે ભીંતમાં કરેલાં ઊંડાં કબાટોને 'ભંડકિયાં' કહેવામાં આવે છે.

## જ્ઞાનભંડારની ટીપ

પ્રાચીન સમયમાં જ્ઞાનભંડારોની ટીપો એટલેકે પુસ્તકોની યાદી કેવા રૂપમાં થતી હશે એ જાણવાનું આપણી પાસે ખાસ કશું જ સાધન નથી; તેમ છતાં લગભગ બસો-ત્રણસો વર્ષ પહેલાંની જે પ્રાચીન ટીપો જોવામાં આવી છે એ ઉપરથી એટલું અનુમાન થઈ શકે છે કે આજકાલ જેવી વિશદ ટીપો થાય છે,—અર્થાત્ એમાં જેમ દાબડાનો નંબર, પ્રતનો નંબર, ગ્રંથનામ, પત્રસંખ્યા, ભાષા, કર્તા, રચનાસંવત, લેખનસંવત, વિષય, ગ્રંથની લંબાઈ-પહોળાઈ વગેરેની માહિતી આપવામાં આવે છે,—તેવી નહોતી જ થતી. એ ટીપોમાં માત્ર દાબડો, પ્રતનો નંબર, ગ્રંથનામ, પત્રસંખ્યા અને કોઈકોઈ વાર ગ્રંથકારનું નામ એટલું જ નોંધવામાં આવતું. અહીં એક વાત સ્પષ્ટ કરવી ઉચિત જણાય છે કે આજકાલ જેવી વિશદ ટીપો થાય છે તેવી ટીપો જૂના જમાનામાં નહિ જ થતી હોય અથવા આ જાતનો કોઈને સર્વથા ખ્યાલ સરખો યે નહિ હોય એમ માનવાને

કશું જ કારણ નથી. આના પુરાવા રૂપે અમે કોઇ વિદ્વાન જૈન શ્રમણની બનાવેલી बृहट्टिप्पनिका[114] નામની યાદી અને એવી જ બીજી છુટક નોંધો આપી શકીએ છીએ, જેમાં તે તે ગ્રંથોની યોગ્ય માહિતી આપવામાં આવી છે. ઘણીખરી વાર એમ બને છે કે ચાલુ જમાનામાં કાંઇ નવું જોવામાં આવે ત્યારે આપણે એમ માની લેવાની ભૂલ કરી બેસીએ છીએ કે જાણે જૂના જમાનાના લોકોને આવી બાબતનો કશો ખ્યાલ જ નહિ હોય. આ પ્રકારની ભ્રાંતિઓ આજે ભારતને ખૂણે ખૂણે દરેક વિષયમાં આપણે જોઇ શકીએ છીએ. અમે અમારા પ્રસ્તુત નિબંધમાં એવી અનેકાનેક બાબતો નોંધી છે અને બીજી એવી અનેક બાબતોનો ઉલ્લેખ કરીશું જેથી એવા ભૂલભરેલા ખ્યાલો દૂર થાય.

કેટલાંક ઉદાહરણો તો અહીં જ આપી દઇએઃ ચાલુ જમાનામાં નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રસિદ્ધ થએલા વૃત્તરત્નાકર, છન્દઃશાસ્ત્ર આદિ ગ્રંથોમાં ગણ વગેરેની સ્થાપનાયુક્ત એ ગ્રંથોનું સંપાદન જોયા પછી આપણને પ્રથમ નજરે એમ જ લાગી જાય છે કે જૂના જમાનાના વિદ્વાનોને આ જાતનો ખ્યાલ જ નહિ હોય; પરંતુ આ માન્યતા કેટલી ભૂલભરેલી છે એની ખાત્રી આ નિબંધમાં આપેલ 'અજિતશાંતિસ્તવન'ના પાનાનું ચિત્ર જોતાં થઇ જશે, જેમાં ગણસ્થાપના, તેના નામનો નિર્દેશ, છંદનું લક્ષણ વગેરે બરાબર આપવામાં આવ્યું છે (જુઓ ચિત્ર નં. ૨૧). આ સિવાય જેમ અત્યારે ગ્રંથોમાં પાઠાંતરો, પર્યાયાર્થો, ટિપ્પણીઓ વગેરે કરવામાં આવે છે તેમ પ્રાચીન ગ્રંથોમાં તેના માર્જિનમાં–હાંસિયામાં તે કરવામાં આવતું (જુઓ ચિત્ર નં. ૧૮). ચાલુ જમાનામાં જેમ ગ્રંથસંપાદનમાં પૂર્ણવિરામ, અર્ધવિરામ આદિ અનેક જાતનાં ચિહ્નો કરવામાં આવે છે તેમ જૂના જમાનામાં ગ્રંથને વિશદ તેમજ સ્પષ્ટ કરવા માટે અનેક જાતનાં ચિહ્નો, સંકેતો વગેરે કરતા હતા (જુઓ ચિત્ર નં. ૧૮), જેનો વિસ્તૃત પરિચય અમે અગાઉ આપી ચૂક્યા છીએ.

**જૈનાચાર્યોની ગ્રંથરચના**

પુસ્તકલેખન અને જ્ઞાનભંડારો સાથે સંબંધ ધરાવતી 'જૈનાચાર્યોની ગ્રંથરચના' વિષે પણ અહીં ટૂંક ઉલ્લેખ કરવો અસ્થાને નથી એમ ધારી જૈનાચાર્યો ગ્રંથરચના કરતા ત્યારે ક્યાં રહી કરતા, તેમને જોઇતાં પુસ્તકાદિને લગતી સામગ્રી કોણ પૂરી પાડતું, તેઓ ગ્રંથરચના કરતા ત્યારે શાના ઉપર લખતા, તેમના ગ્રંથો માટે સહાયકો અને શોધકો કોણ રહેતા, એ ગ્રંથોની પ્રથમ નકલ કોણ લખતા તેમજ વધારાની નકલો ઉતારવા માટે શી વ્યવસ્થા રહેતી, ગ્રંથોના અંતમાંની પ્રશસ્તિઓમાં શી શી હકીકત નોંધવામાં આવતી, ઇત્યાદિ અહીં જણાવવામાં આવે છે.

### ગ્રંથરચનાનું સ્થાન

જૈનાચાર્યો ગ્રંથરચના કરવા માટે જ્યાં ખાસ ખાસ પુસ્તકસંગ્રહો હોય ત્યાં જઈ સાહિત્યરસિક ધર્માત્મા ધનાઢ્ય ગૃહસ્થોની વસતિમાં અથવા એ ધનાઢ્ય ગૃહસ્થોએ કરાવેલ પૌષધશાલા, ચૈત્યમંદિર આદિમાં રહી ગ્રંથરચના કરતા હતા, ત્યાં તેમને એ વસતિ અથવા ચૈત્યના માલિક અગર સંચાલક પાસેથી ગ્રંથરચના સમયે જોઇતી દરેક સાધનસામગ્રી તેમજ પુસ્તક વગેરે મળી

---

૧૧૪ 'બૃહટ્ટિપનિકા' જૈનસાહિત્યસંશોધક પુ. ૧ અં. ૨માં શ્રીમાન જિનવિજયજીએ સંપાદિત કરી છે.

જતાં. જૈનાચાર્યોને ગ્રંથરચના કરવા માટે ગુજરાતની ભૂમિમાં પાટણ, થરાદ, ગાંભૂ, હારીજ, પાલનપુર, ધોળકા, ધંધુકા, ખંભાત જેવાં સંખ્યાબંધ કેન્દ્રો હતાં. આ જ રીતે મારવાડ, મેવાડ, માળવા વગેરે દેશોમાં પણ એવાં કેન્દ્રો હતાં, તે છતાં જૈનાચાર્યોને ગ્રંથરચના માટે ગુજરાતની ભૂમિ જેટલી અનુકૂળ રહી છે તેટલી બીજી નથી રહી. જેટલાં સાધનસામગ્રી તેમજ વાતાવરણ ગુજરાતની ભૂમિમાં સુલભ અને અનુકૂળ હતાં તેટલાં બીજે ક્યાં યે નહોતાં. ખાસ કરીને પાટણ વસ્યા પછી ગ્રંથરચના માટે ગુજરાત અને મુખ્યત્વે કરીને ખુદ પાટણની ભૂમિ જૈનાચાર્યોનું મથક જ બની ગઇ હતી. જૈન આગમો તેમજ એ સિવાયના મહાન ધર્મગ્રંથોની સમર્થ ટીકાઓ તથા વ્યાકરણ, કાવ્ય, કોશ, અલંકાર, છંદ, નાટક, દાર્શનિક ગ્રંથો, કથાસાહિત્ય, સ્તોત્રસાહિત્ય આદિ વિવિધ સાહિત્યનું વિપુલ પ્રમાણમાં સર્જન તે પછી જ થઇ શક્યું છે; માનો ગૂર્જર ધરાના વિકાસ સાથેસાથે જૈન પ્રજા અને જૈન સાહિત્ય ઉન્નતિને શિખરે પહોંચી શક્યાં. પ્રાચીન ગ્રંથોના અંતમાંની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓ જોતાં તેમાં,—પાટણની[૧૧૫] સૌવર્ણિક નેમિચંદ્ર, સૌવર્ણિક આશાવર,

---

૧૧૫ (क) 'अणहिलपाटकनगरे, सौवर्णिकनेमिचन्द्रसत्कायाम्। वरपौषधशालायां, राज्ये जयसिंहभूपस्य ॥'
—पाक्षिकसूत्रटीका यशोदेवीया ११८० वर्षे कृता

(ख) 'अणहिलपाटकपुरे, श्रीमज्जयसिंहदेवनृपराज्ये। आशावरसौवर्णिकवसतौ विहिता ... ॥'
—बन्धस्वामित्व हारिभद्रीया वृत्तिः।

(ग) 'अणहिल्लवाडपुरम्मी, सिरिकन्ननराहिवम्मि विजयन्ते। दोहट्टिकारियाए, वसहीए संठिएणं च ॥'
—महावीरचरित्र प्राकृत ११४१ वर्षे कृतम्
'अणहिलपाटकनगरे, दोहडिसच्छ्रेष्ठिसत्कवसतौ च। संतिष्ठता कृतेयं, नवकरहरवत्सरे ११२९ चैव ॥'
—उत्तराध्ययन लघुटीका नेमिचन्द्रीया

(घ) 'सूनुस्तस्य कुमारपालनृपतिप्रीतेः पदं धीमता–मुत्तंसः कविचक्रमस्तकमणिः श्रीसिद्धपालोऽभवत्।
यं व्यालोक्य परोपकारकरुणासौजन्यसत्यक्षमा-दाक्षिण्यैः कलितं कलौ कृतयुगारम्भो जनैर्मन्यते ॥
तस्य पौषधशालायां, पुरेऽणहिलपाटके। निष्प्रत्यूहमिदं प्रोक्तं ... ... ... ... ॥'
—सोमप्रभीय सुमतिनाथचरित्र

આ (घ) ઉતારો અમે શ્રીમાન જિનવિજયજી સંપાદિત द्रौपदीस्वयंवरनाटकની પ્રસ્તાવનામાંથી લીધો છે.

(ङ) 'अणहिल्लपाटकपुरे, श्रीमज्जयसिंहदेवनृपराज्ये। आशापूरवसत्यां, वृत्तिस्तेनेयमारचिता ॥'
—आगमिकवस्तुविचारसार प्रकरण हारिभद्री वृत्तिः (११७२ वर्षे)

(च) 'अष्टाविंशतियुक्ते, वर्षसहस्रे शतेन चाभ्यधिके। अणहिलपाटकनगरे, कृतेयमच्छुप्तधनिवसतौ ॥'
—भगवतीवृत्तिः अभयदेवीया।

(छ) 'वसुलोचनरविवर्षे, श्रीमच्छ्रीचन्द्रसूरिभिर्दब्धा। आमडवसाकवसतौ, निरयावलिशास्त्रवृत्तिरियम् ॥'
—निरयावलिकासूत्रवृत्ति।

શ્રેષ્ઠી દોહડી, કવિચક્રવર્તી સિદ્ધપાલ, આશાપૂર, અચ્છુપ્તક, આભડવસાક આદિની, પાલનપુરની[૧૧૬] માલ્હૂ આદિની, ધોળકાની[૧૧૭] બકુલ અને નંદિક આદિની, શ્રીનલકમાં[૧૧૮] ધરણીધર આદિની ઇત્યાદિ અનેકાનેક વસતિઓ અને પૌષધશાલાઓનાં તેમજ તે સિવાય ચૈત્ય[૧૧૯] અને ચૈત્યવાસી મુનિઓનાં સ્થાન[૧૨૦]આદિનાં નામો આપણને મળી રહે છે, જ્યાં રહી જૈનાચાર્યોએ ગ્રંથરચના કરી હતી. જ્યાં આવી વસતિઓ નહોતી ત્યાં બીજાં બીજાં યોગ્ય સ્થાનોમાં રહી ગ્રંથરચના કરવામાં આવતી.

## ગ્રંથલેખન

ગ્રંથરચના કરતી વખતે ગ્રંથકારો તેમના ગ્રંથના કાચા ખરડાઓ પથ્થરપાટી—સ્લેટ અથવા

---

૧૧૬ 'प्रह्लादनपुरनगरे, त्रिविन्दुतिथिवत्सरे १५०३ कृतो ग्रन्थः । माल्हूश्रावकवसतौ, समाधिसंतोषयोगेन ॥'

—पृथ्वीचन्द्रचरित्र जयसागरीय

११७ 'चतुरधिकविंशतियुते, वर्षसहस्रे शते च सिद्धेयम् । धवलक्कपुरे वसतौ, धनपत्योर्बकुलनन्दिकयोः ।'

—पंचाशकटीका अभयदेवीया

११८ 'संवत् १२९५ वर्षे अद्येह श्रीमन्नलके समस्तराजावलीविराजितमहाराजाधिराजश्रीमज्जयतुगिदेवकल्याण-विजयराज्ये महाप्रधानपंच० श्रीधर्मदेवे सर्वमुद्राव्यापारान् परिपंथयतीत्येवं काले प्रवर्तमाने श्रीऊपकेशवंशीय-सा० आसापुत्रेण श्रीचित्रकूटवास्तव्येन चारित्रिचूडामणिश्रीजिनवल्लभसूरिसन्तानीयश्रीजिनेश्वरसूरिपदपंकजमधु-करेण श्रीशत्रुंजयोज्जयंतादितीर्थसार्थयात्राकारणसफलीकृतसंघमनोरथेन सुगुरूपदेशश्रवणसंजातश्रद्धातिरेकप्रारब्ध-सिद्धान्तादिसमस्तजैनशास्त्रोद्धारोपक्रमेण अद्य सा० सल्हाकेन भ्रातृदेदासहितेन कर्मस्तवकर्मविपाकपुस्तिका लेखिता पं० धरणीधरसालायां पं० चाहडेन ।'

—कर्मस्तव-कर्मविपाकटीका पुष्पिका. नं. २२३ जेसलमेर ज्ञानभंडार ।

११९ (क) 'अब्दानां शकनृपतेः, शतानि चाष्टौ गतानि विंशत्या । अधिकान्येकाधिकया, मासे चैत्रे तु पञ्चम्याम् ॥
नीतं समाप्तिमेतत्, सिद्धांतिकयक्षदेवशिष्येण । प्रतिचरणायाः किञ्चिद्, व्याख्यानं पार्श्वनाम्ना तु ॥
श्रावको जम्बुनामाख्यः, शीलवान् सुबहुश्रुतः । साहाय्याद् रचितं तस्य, गम्भूतायां जिनालये ॥

—श्रावकप्रतिक्रमणवृत्ति ।

(ख) 'श्रीमदणहिल्लपाटकनगरे केशीयवीरजिनभवने । रचितमदः श्रीजयसिंहदेवनृपतेश्च सौराज्ये ॥'

—नवतत्त्वभाष्यविवरण यशोदेवीय (११७४ वर्षे)

(ग) 'सिरिधवलभंडसालियकारविए पाससामिजिणभवणे । आसावल्लिपुरीए, ठिएण एयं समाढत्तं ॥'
'अणहिल्लवाडपत्तणे, तयणु जिणवीरमंदिरे रम्मे । सिरिसिद्धरायजयसिंहदेवरज्जे विजयमाणे ॥'

—चन्द्रप्रभचरित्र प्राकृत यशोदेवीय (११७८ वर्षे)

(घ) 'वारसतित्तीसुत्तरवरिसे दीवूसवम्मि पुण्णदिणे । अणहिल्लपुरे एयं, समत्थियं वीरभवणम्मि ॥'

—अरिष्टनेमिचरितम् रत्नप्रभीयम् ।

१२० 'छत्तावल्लिपुरीए, मुणिअंबेसरगिहम्मि रइयमिमं । '

—गुणचन्द्रीय महावीरचरित्रं.

લાકડાની પાટી[૧૨૧] વગેરેમાં લખતા હતા અને તેના ઉપર બરાબર નક્કી થઇ ગયા પછી નકલ ઉતારનારાઓ તેના ઉપરથી તેની વ્યવસ્થિત અને શુદ્ધ નકલો કરતા હતા.

### ગ્રંથરચનામાં સહાયકો

ગ્રંથરચના સમયે ગ્રંથકારોને પ્રતિઓમાંના પાઠભેદો તારવવા, તેમાં ઉપયોગી શાસ્ત્રીય પાઠો તૈયાર રાખવા, ગ્રંથરચનામાં ખાસ ખાસ સૂચનાઓ કરવી ઇત્યાદિ માટે વિદ્વાન શિષ્યો અને શ્રમણો જ મદદગાર રહેતા.[૧૨૨] કેટલીક વાર વિદ્વાન ઉપાસકો[૧૨૩] પણ એ જાતની સહાય કરતા.

### ગ્રંથસંશોધન

ઉપર પ્રમાણે વિદ્વાન શ્રમણો કે શ્રાવકોની સહાયથી ગ્રંથ રચાઇ ગયા પછી એ ગ્રંથમાં કોઇ જાતની ખામી કે અસ્પષ્ટતા રહેવા ન પામે એ માટે એ કૃતિઓને તે તે જમાનામાં પ્રૌઢ તેમજ શાસ્ત્રજ્ઞ મનાતા વિદ્વાન આચાર્યાદિની સેવામાં રજુ કરવામાં આવતી અને તેમના તપાસી લીધા પછી તેના ઉપરથી બીજી નકલો ઉતારવામાં આવતી. કેટલીક વાર કેટલાક ઉતાવળીઆ શ્રમણ વગેરે ગ્રંથનું સંશોધન થયા પહેલાં તેની નકલો ઉતારી લેતા, જેનું પાછળથી સંશોધન થતાં તે ગ્રંથમાં દ્વૈધીભાવ અને પાઠભેદોની વિષમતા ઉભાં રહેતાં. કેટલાક પ્રાચીન ગ્રંથોમાં આપણે કેટલીક વાર વિષમતાભર્યા પાઠભેદો જોઇએ છીએ તેનું આ પણ એક કારણ છે.

### ગ્રંથમાં શ્લોકસંખ્યા

ઉપર મુજબ ગ્રંથનું સંશોધન થઇ ગયા પછી એ ગ્રંથની શ્લોકસંખ્યા ગણવા માટે કોઈપણ સાધુને એ નકલ આપવામાં આવતી અને તે સાધુ 'બત્રીસ અક્ષરના એક શ્લોક'ને હિસાબે આખા ગ્રંથના અક્ષરો ગણીને શ્લોકસંખ્યા નક્કી કરતો. જ્યાં પાંચસો કે હજાર શ્લોક થાય ત્યાં ग्रन्थाग्रं० લખીને એ શ્લોકસંખ્યા નોંધવામાં આવતી હતી. કેટલીક વાર સો સો શ્લોકને અંતરે પણ એ શ્લોકસંખ્યા નોંધવામાં આવતી હતી અને કદાચ એમ કરવામાં ન આવે તો છેવટે ગ્રંથના અંતમાં सर्वग्रन्थाग्रं० કરીને તે ગ્રંથનું પ્રમાણ નોંધવામાં આવતું.[૧૨૪]

---

૧૨૧ જુઓ ટિપ્પણી નં. ૪૧.

૧૨૨ (क) 'अणहिल्लवाडयपुरे, रइयं सिज्जंभवसामिणो चरियं । साहुज्जेणं पंडियजिणचंदगणिस्स सीसस्स ॥२०॥'

—भगवतीवृत्तिः अभयदेवीया

(ख) 'साहेज्जं सव्वेहिं, कयं......समित्थ गंथम्मि। नयरित्तिपमुहेण पुण, विसेसओ मोहणाईहिं ॥'

—अरिष्टनेमिचरित्र रत्नप्रभीय।

૧૨૩ જુઓ ટિપ્પણી નં. ૧૧૬ (क).

૧૨૪ (क) 'अष्टादश सहस्राणि, षट् शतान्यथ षोडश। इत्येवं मानमेतस्याः, श्लोकमानेन निश्चितम् ॥'

—भगवतीवृत्ति अभयदेवीया

(ख) 'प्रत्यक्षरं निरूप्यास्य, ग्रन्थमानं विनिश्चितम् । अनुष्टुभां सहस्राणि, त्रीणि सप्त शतानि च ॥'

—ज्ञाताधर्मकथांगटीका अभयदेवीया

## ગ્રંથની પહેલી નકલ–પ્રથમાદર્શ

ગ્રંથરચના થયા પછી તેનું સંશોધન કરવા માટે ગ્રંથકારની મૂળ નકલ વિદ્વાનોના હાથમાં મૂકવામાં આવતી. એ હાથપ્રતિ ગમે તેટલી સ્વચ્છ કરવામાં આવી હોય તેમ છતાં તેમાં સુધારોવધારો, ચેરભૂંસ, નવો ઉમેરો આદિ થયા વિના ન જ રહે; એટલે તેના ઉપરથી નવી સ્વચ્છ નકલ ઉતારવા માટે એ પ્રતિ વિદ્વાન શિષ્યોને આપવામાં આવતી. એ ઉપરથી એ શ્રમણો બરાબર શુદ્ધ તેમજ ચિહ્ન, વિભાગ વગેરે કરી નવી નકલ તૈયાર કરતા, જેને પ્રથમાદર્શ તરીકે ઓળખવામાં આવતી.[૧૨૫] આવી એક નકલ તૈયાર થયા પછી તે ઉપરથી વધારાની બીજી નકલો ધનાઢ્ય ગૃહસ્થો લેખકો પાસે લખાવતા અને કેટલીક વાર જૈન સાધુઓ સ્વયં લખતા[૧૨૬] લખાવતા. ગ્રંથકારો જે પોતે ખૂબ પ્રતિભાસંપન્ન હોય તેમજ ગ્રંથરચનાનું કાર્ય પાઠાંતર વગેરેની ગડમથલવાળું ન હોય તો સાધારણ ચેરભૂંસવાળી તેમના હાથની જ નકલ પ્રથમાદર્શ–સૌ પહેલી નકલ તરીકે ગણાતી.[૧૨૭]

## ગ્રંથની પ્રશસ્તિ

ગ્રંથનું સંશોધન, શ્લોકસંખ્યા તેમજ તેની સ્વચ્છ નકલ થઇ ગયા પછી ગ્રંથકારો ગ્રંથના અંતમાં પ્રશસ્તિ લખતા. એ પ્રશસ્તિમાં ગ્રંથકારની પોતાની ગુરુપટ્ટપરંપરા, ગ્રંથરચનાના સહાયકો, ગ્રંથરચનામાં જે સમવિષમતાનો અનુભવ થયો હોય તે, ગ્રંથને શોધનાર, જે ગામ કે શહેરમાં જે રાજાના રાજ્યમાં અને જેની વસતિ–મકાનમાં રહી ગ્રંથરચના કરી હોય તે, પ્રથમ નકલ અથવા વધારાની નકલો લખનાર–લખાવનાર, શ્લોકસંખ્યા, રચનાસંવત, જેની પ્રાર્થનાથી[૧૨૮] ગ્રંથરચના કરી હોય તે ઇત્યાદિ દરેક નાનીમોટી મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક હકીકતોનો ઉલ્લેખ કરવામાં આવતો.

---

૧૨૫ 'तच्छिष्यो धर्मचन्द्रः, स्फुरदुरुधीलिपिकलाविधिविनतन्द्रः। अकरोत् प्रथमादर्शं, सूत्रार्थविवेचने चतुरः॥५१॥
—जम्बूद्वीपप्रज्ञप्ति प्रमेयरत्नमञ्जूषा टीका

૧૨૬ (क) 'प्रथमादर्शे लिखिता, विमलगणिप्रमृतिभिर्निजविनेयैः। कुर्वद्भिः श्रुतभक्तिं, दक्षैरधिकं विनीतैश्च॥१३॥
—भगवतीसूत्र अभयदेवीया टीका ११२८ वर्षे

(ख) 'छत्तावल्लिपुरीए, मुणिअंबेसरगिहम्मि रइयमिमं। लिहियं च लेहएणं, माहवनामेण गुणनिहिणा ॥८२॥
—गुणचन्द्रीय महावीरचरित्र प्रशस्ति (११३९ वर्षे)

૧૨૭ આ જાતની પ્રતિઓમાં મહોપાધ્યાય શ્રીયશોવિજયજીના ગ્રંથો (જુઓ ટિપ્પણી નં. ૭૨), પાટણના સંઘના ભંડારની સમયસારપ્રકરણ સટીકની પ્રતિ વગેરેનો સમાવેશ થઇ શકે છે.

૧૨૮ (क) 'अस्याः करणव्याख्याश्रुतिलेखनपूजनादिषु यथार्हम्। दायिकसुतमाणिक्यः, प्रेरितवानस्मदादि जनान्॥'

(ख) 'अब्भत्थणाए सिरिसिद्धसेणसूरिस्स सिस्सरयणस्स। भत्तस्स सिरिजिणेसरसूरिस्स य सव्वविज्जस्स॥१९॥'
—श्रेयांसस्वामिचरित्र प्राकृत

## પુસ્તકો અને જ્ઞાનભંડારોનું રક્ષણ

જ્ઞાનભંડારો અને પુસ્તકલેખનને લગતી અનેક બાબતોની નોંધ કર્યા પછી તેના રક્ષણના સંબંધમાં ટૂંક માહિતી આપવામાં આવે છે, જે પુસ્તકના વાચકો અને જ્ઞાનભંડારોના સંરક્ષકોને ઉપયોગી થઈ પડશે.

પુસ્તકો અને જ્ઞાનભંડારોના રક્ષણની જરૂરીઆત નીચેનાં કારણોને લઈ ઊભી થાય છે. ૧ રાજદ્વારી ઉથલપાથલ, ૨ વાચકની બેદરકારી, ૩ ઉંદર, ઉધેઈ, કંસારી, વાંતરી આદિ જીવ-જંતુઓ અને ૪ બહારનું કુદરતી વાતાવરણ. આ મુખ્ય કારણોને લઈ પુસ્તકો અને જ્ઞાનભંડારોનું જીવન ટૂંકાતું હોઈ અથવા તેના નાશ થવાનો સંભવ હોઈ આ બધાથી પુસ્તકો—જ્ઞાનભંડારોનું રક્ષણ કરવા માટે જૈન સંસ્કૃતિએ જે અનેકવિધ સાધનો અને ઉપાયો યોજ્યા છે એ અહીં જણાવીએ છીએ.

**રાજદ્વારી ઉથલપાથલ**

રાજદ્વારી ઉથલપાથલમાં મહારાજા શ્રીઅજયપાલની મહારાજા શ્રીકુમારપાલદેવ પ્રત્યેની આંતર દ્વેષવૃત્તિ અને મોગલોની તેમના હુમલા સમયની સ્વધર્માંધતા જેવા પ્રસંગો સમાય છે. આવા પ્રસંગોમાં વિપક્ષીઓ કે વિધર્મીઓ સામા થાય ત્યારે જ્ઞાનભંડારોને સ્થાનાંતર કરવા માટે અથવા બચાવવા માટે દૂરદર્શિતા તેમજ પરાક્રમ જ કામ આવે છે. કહેવામાં આવે છે કે મહારાજા શ્રી-અજયપાલે મહારાજા શ્રીકુમારપાલદેવ પ્રત્યેના વૈરને કારણે તેમનાં કરેલાં કાર્યોના નાશની શરૂઆત કરી ત્યારે મંત્રી વાગ્ભટે અજયપાલની સામે થઈ જૈન સંઘને પાટણમાં વિદ્યમાન જ્ઞાનભંડાર વગેરેને ખસેડવા માટે ત્વરા કરાવી. જૈન સંઘે પણ ત્યારે સમયસૂચકતા વાપરી ત્યાંના વિદ્યમાન જ્ઞાનભંડાર આદિને ગુપ્ત સ્થાનમાં રવાના કરી દીધા અને મહામાત્ય વાગ્ભટ અને તેમના નિમકહલાલ સુભટો અજયપાલ સાથેના યુદ્ધમાં પોતાના દેહનું બલિદાન આપી યમરાજના અતિથિ બન્યા. જૈન સંઘે ઉપરોક્ત જ્ઞાનભંડારો ક્યાં સંતાડ્યા, પાછળથી તેની સંભાળ કોઈએ લીધી કે નહિ ઇત્યાદિ કશું યે કોઈ જાણતું નથી, તેમજ એ હકીકતનો ઉલ્લેખ પણ ક્યાંય થયો નથી. સંભવ છે કે તેને જ્યાં રાખવામાં આવ્યા હોય ત્યાં ને ત્યાં જ તે રહી ગયા હોય. કેટલાકનું કહેવું એવું છે કે એ બધું તે સમયે જેસલમેર તરફ મોકલાયું હતું; પરંતુ ત્યાંના કિલ્લામાં અત્યારે જે પુસ્તકસંગ્રહ વિદ્યમાન છે એ જોતાં તેમ માનવાને કશું જ કારણ નથી. ત્યાંની દંતકથા પ્રમાણે કિલ્લાના અન્ય ગુપ્ત ભાગોમાં એ સંગ્રહ છુપાએલો પડ્યો હોય તો કાંઈ કહેવાય નહિ.

આ તેમજ આના જેવા બીજા ઉથલપાથલના જમાનામાં જ્ઞાનભંડારોની રક્ષા માટે બહારથી સાદાં દેખાતાં મકાનોમાં તેને રાખવામાં આવતા. જેમ જૈન સંઘે મોગલોની ચડાઈના જમાનામાં પ્રતિમાઓના રક્ષણ માટે જામનગર, પ્રભાસપાટણ, ઉના, અજાહરા, ઘોઘા, સંતેજ, ઈડર, પાટણ આદિ નગરોમાં મંદિરની અંદર ગુપ્ત, અગમ્ય માર્ગવાળાં અને અકલ્પ્ય ઉંડાઈવાળાં ભૂમિઘરો—ભોંયરાં બનાવ્યાં છે તેમ જ્ઞાનભંડારોની રક્ષા માટે ખાસ બનાવ્યાનું ક્યાંયે જાણવામાં કે સાંભળવામાં નથી. આનું કારણ અમને એ જણાય છે કે જૈન મંદિર એ જાહેર તેમજ ઓળખાણ અને ચિહ્ન-નિશાની-વાળું મકાન હોઈ તેને શોધતાં કે તેના ઉપર હુમલો કરતાં વાર ન લાગે તેમજ પાષાણ

વગેરેની વજનદાર મૂર્તિઓને એકાએક સ્થાનાંતર કરવામાં મુશ્કેલીભર્યો પ્રશ્ન હોઈ તેનું ગોપન–સંતાડવું નજીકના સ્થાનમાં થાય એ જ ઇષ્ટ હોવાથી તેને માટે ગુપ્ત સ્થાનો યોજવાની ફરજ પડી હતી; જ્યારે જ્ઞાનભંડારો રાખવાના સ્થાનની ખાસ ઓળખ ન હોવાથી તેમજ પ્રસંગવશાત્ તેને સ્થાનાંતર કરવામાં ખાસ કશો મુશ્કેલીભર્યો પ્રશ્ન નહિ હોવાથી તેને માટે તેવાં ગુપ્ત સ્થાનો રચવાની આવશ્યકતા સ્વીકારાઈ નથી. તેમ છતાં એમ માનવાને કશું જ કારણ નથી કે જ્ઞાનભંડારોને સુરક્ષિત રાખવા માટે તેવી કશી યોજના કરવામાં નહોતી જ આવતી. આના ઉદાહરણ રૂપે આપણી સમક્ષ જેસલમેરનો કિલ્લો વિદ્યમાન છે, જેમાં ત્યાંના તાડપત્રીય જ્ઞાનભંડારને સુરક્ષિત રાખવામાં આવ્યો છે. આચાર્ય સિદ્ધસેન માટે એમ સાંભળવામાં આવે છે કે તેમણે ચિત્તોડમાંના ગુપ્ત સ્તંભને ઔષધીઓની મદદથી ઉઘાડી તેમાંથી કેટલાંક મંત્રામ્નાયનાં ઉપયોગી પુસ્તકો બહાર કાઢ્યાં અને એ સ્તંભ અચાનક જમીનમાં ઊતરી ગયો. આવાં,—બહુરૂપી બજાર અને મૃગલોચના નવલકથામાં વર્ણવાએલાં તિલસ્માતી મકાનો જેવાં,—ગુપ્ત સ્તંભો કે મકાનો, એ ઇરાદાપૂર્વક અદૃશ્ય કરવાનાં મંત્રસંગ્રહ જેવાં પુસ્તકો માટે ભલે આવશ્યક હોય, પણ સાર્વજનિક પુસ્તકો માટે એવાં મકાનો ઉપયોગી ન જ હોઇ શકે.

**વાચકની બેદરકારી અને આશાતનાની ભાવના**

પુસ્તકરક્ષણના સંબંધમાં જૈન સંસ્કૃતિએ પોતાના અનુયાયીવર્ગમાં સૌ કરતાં વધારે મહત્ત્વની 'આશાતના'ની ભાવના જાગૃત કરી છે, જેના પ્રતાપે એ સંસ્કૃતિના પ્રત્યેક અનુયાયીને સ્વદર્શનનાં–જૈન ધર્મનાં ધર્મશાસ્ત્રો પ્રત્યે જેટલા આદરથી વર્તવાનું હોય છે તેટલા જ બહુમાનથી પરદર્શનના–જૈનેતર સંપ્રદાયના ધર્મગ્રંથો પ્રત્યે પણ વર્તવાનું હોય છે; એટલું જ નહિ પરંતુ એક સાધારણમાં સાધારણ કચરાની ટોપલીને શરણ કરવા લાયક લખેલા કાગળના ટુકડા પ્રત્યે પણ એ રીતે રહેવાનું હોય છે. આ કારણથી ઉપરોક્ત પુસ્તકાદિને થૂંક વગેરે અપવિત્ર વસ્તુ, પગની ઠોકર આદિ ન લાગવા દેવા તેમજ એ પુસ્તકાદિને નુકસાન પહોંચે યા અપમાન થાય એ રીતે અપવિત્ર કે ધૂળવાળા સ્થાનમાં ન નાખવા ચીવટ રાખવાનું કહેવામાં આવે છે. જગતના સત્યજ્ઞાનનો અથવા પૂર્ણજ્ઞાનનો સાક્ષાત્કાર કરવા માટે મનુષ્યને જગતનો સમગ્ર સાહિત્યખજાનો મદદગાર થઇ શકે છે એમ જૈન દર્શન માનતું[૧૨૯] હોઈ પ્રમાદ કે દ્વેષને વશ થઈ કોઇ પણ ધર્મ-

૧૨૯ (क) तर्कव्याकरणाद्या, विद्यान भवन्ति धर्मशास्त्राणि। निगदन्त्यविदितजिनमतमिति जडमतयो जनाः केऽपि॥८५॥
मिथ्यादृष्टिश्रुतमपि, सद्दृष्टिपरिग्रहात् समीचीनम्। किं काञ्चनं न कम्रं, रसानुविद्धं भवति ताम्रम् ?॥८८॥
व्याकरणालङ्कारच्छन्दःप्रमुखं जिनोदितं मुख्यम् । सुगतादिमतमपि स्यात्, स्यादङ्कं स्वमतमकलङ्कम्॥९१॥
मुनिमतमपि विज्ञातं, न पातकं ननु विरक्तचित्तानाम् । यत् सर्वं ज्ञातव्यं, कर्त्तव्यं न त्वकर्त्तव्यम् ॥९२॥
विज्ञाय किमपि हेयं, किञ्चिदुपादेयमपरमपि हृद्यम् । तन्निखिलं खलु लेख्यं, ज्ञेयं सर्वज्ञमतविज्ञैः॥९३॥
—दानादिप्रकरणं सूराचार्यीयं, पञ्चमोऽवसरः

(ख) 'व्याकरणच्छन्दोऽलंकृतिनाटककाव्यतर्कगणितादि । सम्यग्दृष्टिपरिग्रहपूतं जयति श्रुतज्ञानं ॥ ४४ ॥
—जिनागमस्तवन जिनप्रभीय (પંદરમી શતાબ્દી)

ગ્રંથાદિ પ્રત્યે બેદરકારીથી કે અપમાનભરી રીતે વર્તવામાં આવે યા તેનો નાશ થતો જોવામાં કે દેખવામાં આવે તો તેમ કરનાર વ્યક્તિ જ્ઞાનની 'આશાતના'ની ભાગીદાર મનાય છે. આ ઉપરાંત એમ પણ કહેવામાં આવ્યું છે કે આ જાતની આશાતના કરનાર ભાવી જન્માંતરોમાં અને કેટલીક વાર વર્તમાન જન્મમાં પણ જ્ઞાન, બુદ્ધિ, વિચારશક્તિ, દેહારોગ્ય વગેરેથી વંચિત થાય છે. માત્ર જ્ઞાન પ્રત્યે જ નહિ, પણ એને લગતા નાનામોટા દરેક સાધન—અર્થાત ખડિયો, લેખણ, કાંબી, આંકણી, કોરાં પાનાં, ઓળિયાં, બંધન, પાઠાં, દાબડા, સાંપડા વગેરે પ્રત્યે તેમજ જ્ઞાનવાન વિદ્વાનો પ્રત્યે અપમાનભરી લાગણી પ્રગટ કરનાર વ્યક્તિ પણ ઉપરોક્ત આશાતના તેમજ તેના પરિણામે પ્રાપ્ત થતાં કર્મફળોની ભાગીદાર થાય[૧૩૦] છે. જગત સમગ્રના ધર્મગ્રંથો, તેનાં સાધનો અને જ્ઞાનવાન વિદ્વાનો તરફ આટલી આદરવૃત્તિ અને સમભાવનાનો ઉદાર આદર્શ જૈન દર્શન સિવાય દુનિયાના કોઇ સંપ્રદાયે ભાગ્યે જ પ્રગટ કર્યો હશે. જૈન સંસ્કૃતિએ ઉત્પન્ન કરેલી આશાતનાની એ ભાવનાને પરિણામે એ સંસ્કૃતિના અનુયાયી વર્ગે એથી બચવા માટે અનેક નિયમો અને સાધનો ઉત્પન્ન કર્યાં

---

૧૩૦ (क) 'नाणोदगरणभूआण कवलिआपत्लयपुत्थयाईणं। आसायणा कया जं, मिच्छा मे दुक्कडं तस्स ॥८॥

—सोमसूरिकृता पर्यन्ताराधना

(ख) 'જ્ઞાનાચારિ પુસ્તક પુસ્તિકા સંપુટ સંપુટિકા ટીપણાં કમલી ઉતરી ઠવણી પાટા દોરી પ્રભૃતિ જ્ઞાનોપકરણ અવજ્ઞા, અકાલિ પઠન, અતિચાર, વિપરીત કથન ઉત્સૂત્ર પ્રરૂપણ અશ્રદ્ધાન પ્રભૃતિક આલોયઉં'.

—आराधना ૧૩૩૦માં લખેલી તાડપત્રીય પ્રતિમાંથી.

(ग) 'જ્ઞાનાચારિ કાલવેલા પઢિઉ ગુણિઉ વિનયહીનુ બહુમાનહીનુ ઉપધાનહીનુ ગુરુનિન્હવુ અનેરા કન્હઇ પઢિઉ અનેરઉ કહિઉ। વ્યંજનકૂટ અક્ષરકૂટ કાનઇ માત્રઇ આગલઉ ઓછઉ દેવવંદણઇ પડિક્કમણઇ સજ્ઝાઓ કરતાં ભણતાં ગુણતાં હુઓ હુઇ, અર્થકૂટ તદુભયકૂટ જ્ઞાનોપકરણિ પાટી પોથી ઠમણી કમલી સાંપડા સાંપડી પ્રતિ આસાતના પગુ લાગઉ થુક લાગઉ પઢતાં ગુણતાં પ્રદ્વેષુ મત્સરુ અંતરાઇ હુઉ કીધઉ હુઇ ભવસયલાહઇમાંહિ તેહ મિચ્છામિ દુક્કડં।'

—अतिचार. ૧૩૬૯માં લખેલ તાડપત્રીય પ્રતિ.

(घ) 'તત્ર જ્ઞાનાચારિ આઠ અતીચાર—કાલે વિણએ૦—જ્ઞાન પિરાવલી, પડિકમણાસૂત્ર, ઉપદેશમાલા કાલવેલા તથા કાલુ અણઉધરિઉં પઢિઉં. વિનયહીન પઢિઉં, ઉપધાનહીનુ પઢિઉં, બહુમાનહીનુ પઢિઉં, અનેરા કન્હઇ પઢી અનેરુ ગુરુ કહિઉ। દેવ વંદણ વાંદણઈં પડિક્કમણઈં સજ્ઝાઉ કરતાં પઢતાં ગુણતાં કૂડઉ અક્ષર કાન્હઉ માત્રિ ઓછઉ આગલુ ભણિઓ। કૂડઉ અર્થ બે કૂડા કહિયા। જ્ઞાનોપગરણ પાટી પોથી ઠવણી કમલી સાંપુડા સાંપુડી દસ્તરી વહી ઓલિયા પ્રતિ પગુ લાગુ થૂંકુ લાગઉં। કુંકિઉં અક્ષર માંજઉં, સીસઈ દીધઉં। કન્હિ છતઈં આહાર નીહાર આશાતન હુઈ। જ્ઞાનવંતસિઉં પ્રદ્વેષિઉ પ્રજ્ઞાપરાધિ વિણાસિઉ। વિણસતઇ ઉવેખિઉ। હુંતી શક્તિ સાર સંભાલ ન કીધી। જ્ઞાનવંતસિઉં પ્રદ્વેષ મત્સર ચીંતવીઉં। આસાતન કીધી પઢતાં ગુણતાં અંતરાય નીપજાવઉ। પ્રજ્ઞાહીનઇતઉ વિતરિકિઉ। આપણા જાણવાનું ગર્વ ચીંતવિઉ। જ્ઞાનાચાર વિષઇંનુ કો અતિચાર૦ ॥'

—अतिचार ૧૪૬૬માં લખેલ કાગળની પ્રતિ પરથી

(ङ) 'જિહનાં સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદ; લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદ રે.૭ ભવિ૦ ત્રિવિધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય, અંધા બહેરા બોબડા રે, મુંગા પાંગળા થાય રે.૮ ભવિ૦ ભણતાં ગુણતાં ન આવડે રે, ન મળે વલ્લભ ચીજ; ગુણમંજરી-વરદત્ત પરે રે, જ્ઞાનવિરાધન બીજ રે.૯ ભવિ૦'

—જિનવિજયકૃત જ્ઞાનપંચમી સ્તવન પહેલી ઢાલ રચના સં. ૧૭૯૩.

છે જેનું વર્ણન અહીં આપવામાં આવે છે.

## સ્વચ્છતા અને શુદ્ધિ

પુસ્તકના અધ્યયન-મનન-વાચન માટેનું સ્થાન સ્વચ્છ અને શુદ્ધ વાતાવરણવાળું હોવું જોઇએ. એ સ્થાન-મકાન-બેઠકની નજીકમાં કે આસપાસ અપવિત્રતા કે ગંદકી ન હોવાં જોઇએ. પુસ્તક વાંચતાં તેના ઉપર થૂંક ન પડે એ માટે મોઢા આડું કપડું–મુખવસ્ત્ર–મુખવસ્ત્રિકા કે હાથ રાખવો જોઇએ. પુસ્તકને જમીન ઉપર ન મૂકવું જોઈએ. પુસ્તકવાચનને અંગે આવા સર્વસામાન્ય કેટલા યે નિયમો જૈન સંસ્કૃતિએ ઘડી કાઢ્યા છે.[૧૩૧]

## સાંપડો અને સાંપડી

પુસ્તકને જમીન ઉપર ન મૂકતાં 'સાંપડા કે સાંપડી' ઉપર મૂકીને વાંચવામાં આવે છે, જેથી પુસ્તકને જમીન ઉપરની ધૂળ કે કોઇ અપવિત્ર વસ્તુ લાગે નહિ તેમજ ચોમાસાની ઋતુમાં પુસ્તકને એકાએક જમીન ઉપરના ભેજની અસર થાય નહિ. આ સાધનનો પ્રચાર આપણે ત્યાં મોગલોના સહવાસથી થયો હોય એમ લાગે છે. મોગલ પ્રજા આને 'રીઆલ' નામથી ઓળખે છે. કેટલાક આને 'રીલ' પણ કહે છે. આપણે ત્યાં કેટલાક આને સાંપડા કે 'સાંપડી' તરીકે ઓળખે છે અને કેટલાક 'ચાપડા' તરીકે પણ ઓળખે છે. સાંપડો, સાંપડી શબ્દો સં० सम्पुटक અને सम्पुटिका શબ્દો ઉપરથી આવ્યાનો સંભવ વધારે છે, જેનો ઉલ્લેખ સંવત ૧૩૧૩માં લખાએલી તાડપત્રીય પ્રતિમાંની आराधना[૧૩૨]માં મળે છે. સાંપડો, સાંપડી શબ્દોનો ઉલ્લેખ સંવત ૧૩૬૯માં તાડપત્ર પર લખાએલી अतिचार[૧૩૩]ની પ્રતિમાં મળે છે. 'ચાપડો' શબ્દ ચપટા અર્થવાચક चिप्पिट શબ્દ ઉપરથી બની શકે, તેમ છતાં એને લગતો કોઈ પ્રાચીન ઉલ્લેખ અમે ક્યાંય જોયો નથી. અર્થની દૃષ્ટિએ બંને નામો સંગત થઇ શકે છે. ફરક માત્ર એટલો જ છે કે સાંપડો નામ છુટા કરીને ઊભા રાખેલા સંપુટાકાર સાંપડા સાથે સંગત છે, જ્યારે 'ચાપડો' નામ ભેગા કરીને ચપટા રાખેલા સાથે બંધ બેસે છે. સાંપડો મોટો હોય ત્યારે તેને 'સાંપડો' કહેવામાં આવે છે અને એ નાનો હોય ત્યારે તેને 'સાંપડી' તરીકે સંબોધવામાં આવે છે. આ સાંપડાઓ સામાન્ય રીતે સાગ, સીસમ વગેરે લાકડાના બને છે, પરંતુ જે લોકો ધનાઢ્ય અથવા શોખીન હોય છે તેઓ ચંદનના પણ બનાવે છે, એટલું જ નહિ પણ એના ઉપર અદ્દ્ભુત કોતરકામ પણ કરવામાં આવે છે.

## કવળી

આનો ઉપયોગ દરરોજ વાંચવાના પુસ્તકને લપેટવા માટે થાય છે. પુસ્તક વાંચતાં ઊઠવું હોય ત્યારે પુસ્તકને આથી વીંટી રાખવાથી પુસ્તકનાં પાનાં ઊડવાનો ભય રહેતો નથી તેમજ

---

૧૩૧ જુઓ ટિપ્પણી નં. ૧૩૦.

૧૩૨ જુઓ ટિપ્પણી નં. ૧૩૦ (ख).

૧૩૩ જુઓ ટિપ્પણી નં. ૧૩૦. (ग-घ)

સાધારણ રીતે બંધનની પણ આવશ્યકતા રહેતી નથી. ચોમાસાના ભેજની અસર પાનાંને ન થાય એ માટે પુસ્તક ઉપર બંધન હોવા છતાં અંદરના ભાગમાં આને વીંટી રાખવામાં આવે છે. આનો ઉપયોગ ચૌદમી સદી પહેલાંથી થવાના પ્રાચીન ઉલ્લેખો મળે છે. આ કવળી, વાંસની પાતળી સળીઓ અથવા ચીપોને એક પછી એક ગૂંથવાથી બને છે, જે આજકાલ ચીના લોકો ચીપો ગૂંથીને બનાવેલાં ફ્લેન્ડરો બજારમાં વેચે છે,—જેને લોકો ઘરની ભીંતો ઉપર શોભા માટે લટકાવી રાખે છે,—તેને આબાદ મળતી હોય છે. આ ગૂંથેલી વાંસની સળીઓ ઉપર રેશમી કે સુતરાઉ કપડું મઢવામાં આવે છે અને તેને 'કવળી' તરીકે ઓળખવામાં આવે છે. આનું પ્રાચીન નામ 'કમલી' અને 'કમ્બી' મળે છે.[૧૩૪] એ નામ સં. कम्बिकावली અથવા कम्बाली ઉપરથી બનેલું છે.

## કાંબી

'કાંબી' શબ્દ સં. कम्बिका ઉપરથી આવ્યો છે. આ કાંબી તદ્દન ચપટી વાંસની ચીપ જેવી હોય છે અને તે હાથીદાંત, અકીક, ચંદન, સીસમ, સાગ વગેરે અનેક જાતની બને છે. પુસ્તક વાંચતી વખતે અક્ષર ઉપર હાથનો અંગુઠો વગેરે રહેતાં પરસેવાથી અક્ષરો અથવા પુસ્તક બગડે નહિ એ માટે આને પાના ઉપર મૂકી તેના ઉપર અંગુઠો વગેરે રાખવામાં આવે છે.

આ બધાં સાધનો સિવાય બીજાં ઘણાં સાધનો અને તેના ઉપયોગનો અમે અગાઉ ઉલ્લેખ કરી ચૂક્યા છીએ જેની પુનરાવૃત્તિ અમે અહીં નથી કરતા.

## પુસ્તકવાચન

અહીં પુસ્તકરક્ષણને લગતાં સાધનોની જે નોંધ આપવામાં આવી છે એ ઉપરથી જૈન શ્રમણોની પુસ્તક વાંચવા માટેની ચીવટનો આપણને ખ્યાલ આવી શકે છે. અર્થાત્ પુસ્તકનું અપમાન થાય નહિ, તે બગડે નહિ, તેનાં પાનાં વળે કે ઉડે નહિ, પુસ્તકને શરદી ગરમી વગેરેની અસર ન લાગે એ માટે પુસ્તકને પાટાંની વચમાં રાખી તેના ઉપર કવળી અને બંધન વીંટાળી તેને સાંપડા ઉપર રાખતા. જે પાનાં વાચનમાં ચાલુ હોય તેમને એક પાટી ઉપર મૂકી, તેને હાથનો પરસેવો ન લાગે એ માટે પાનું અને અંગુઠાની વચમાં કાંબી કે છેવટે કાગળના ટુકડા જેવું કાંઇ રાખીને વાંચતા. ચોમાસાની ઋતુમાં શરદીભર્યા વાતાવરણના સમયમાં પુસ્તકને ભેજ ન લાગે અને તે ચોંટી ન જાય એ માટે ખાસ વાચનમાં ઉપયોગી પાનાંને બહાર રાખી બાકીના પુસ્તકને કવળી, કપડું વગેરે લપેટીને રાખતા.

## પુસ્તકનાં સાધનો અને જૈનો

સામાન્ય રીતે પુસ્તકનું દરેક નાનુંમોટું સાધન,—જેવું કે ખડિયો, કલમ, ગ્રંથી, પાટી-પાટાં, દોરો, કવળી, સાંપડા-સાંપડી, કાંબી, બંધન અને તેના ઉપર વીંટવાની પાટી, દાબડા વગેરે,—અમે લેશ્યું સાદું બનતું હોય તેમ છતાં પણ ઘણાખરા જૈનો એ દરેક સાધનને કિંમતીમાં

૧૩૪ જુઓ ટિપ્પણી નં ૧૩૦.

કિંમતી મજબૂત, કલામય અને સારામાં સારૂં બનાવતા હતા, એ અમે ઉપર તે તે પ્રસંગે જણાવવા છતાં પ્રસંગોપાત ફરી પણ જણાવીએ છીએ.

**ઉંદર, ઉધેઈ, કંસારી, વાંતરી આદિ જીવજંતુઓ**

**જ્ઞાન**ભંડારોમાંનાં પુસ્તકોને ઘણા વખત સુધી હેરફેર કરવામાં ન આવે તેવે સમયે તેની આસપાસ ધૂળકચરો વળતાં અથવા તેને બહારના કુદરતી વિષમ વાતાવરણની અસર લાગતાં તેમાં સ્વાભાવિક રીતે જ ઉધેઈ, વાંતરી, કંસારી વગેરે જીવોની ઉત્પત્તિ થઇ જાય છે, જે પુસ્તકોને કાણાં કરી નાખે છે અને ખાઇ જાય છે. આ બધાં જીવજંતુથી પુસ્તકોને બચાવવા માટે તેમાં ઘોડાવજના ભૂકાની પોટલીઓ કે એના નાનાનાના ટુકડાઓ મૂકવામાં આવતા અથવા કપૂર વગેરે મૂકવામાં આવતું, જેની ગંધથી પુસ્તકોમાં જીવાત પડતી નથી. ઘોડાવજનું સં. નામ उग्रगन्धा છે. આ વસ્તુમાં તેલનો ભાગ હોય છે એટલે સીધી રીતે જ જો આના ભૂકાની પોટલીઓને પુસ્તક ઉપર મૂકવામાં આવે તો તેથી પુસ્તક ચિકાશવાળું અને કાળાશપડતું થઇ જાય છે. આજકાલ જેમ પુસ્તકમાં જીવાત ન પડે એ માટે ફિનાઇલની ગોળીઓનો ઉપયોગ કરવામાં આવે છે તેમ જૈન જ્ઞાનભંડારોમાં એ માટે ઘોડાવજ વગેરેનો ઉપયોગ કરતા અને અત્યારે પણ કરવામાં આવે છે.

ઉંદર આદિથી પુસ્તકની રક્ષા કરવા માટે પુસ્તક રાખવાના પેટી-પટારા, કબાટ, દાબડા આદિ એવા મજબૂત અને પૅક રહેતા કે જેમાં એ પ્રવેશ કરી શકે નહિ.

**બહારનું કુદરતી ગરમ અને શરદ વાતાવરણ**

**બ**હારના કુદરતી વાતાવરણમાં અમે તડકો અને શરદી બંનેનો સમાવેશ કરીએ છીએ. આ બંનેથી પુસ્તકોને શી શી અસર થાય છે અને તે બદલ શું કરવું જોઇએ એ અહીં જણાવીએ છીએ.

## પુસ્તકોનું તડકાથી રક્ષણ

પૂર્વે એકવાર અમે નિર્દેશ કરી ચૂક્યા છીએ કે પુસ્તકોને સીધી રીતે તડકામાં મૂકવાથી એ કાળાં અને નિઃસત્ત્વ બની જાય છે તેમ વળી પણ જાય છે, અને ફરીથી પણ એ વાતનું પુનરાવર્તન કરી જણાવીએ છીએ કે પુસ્તકોને કયારેય પણ સીધા તડકામાં ન મૂકવાં. પુસ્તકમાં ચોમાસાની શરદી પેસી ગઇ હોય અને તેના ચોંટી જવાનો ભય રહેતો હોય તો તેને ગરમ વાતાવરણની અસર થાય તેમ છુટાં કરી છાંયડામાં મૂકવાં, પણ તડકામાં તો હરગિઝ ન મૂકવાં. તડકાની પુસ્તક ઉપર શી અસર થાય છે એનો અનુભવ મેળવવા ઇચ્છનારે આપણાં ચાલુ પુસ્તકોને તડકામાં મૂકી જોવાં, જેથી ખ્યાલ આવી શકશે કે એની કેવી ખરાબ દશા થાય છે.

## પુસ્તકોનું શરદીથી રક્ષણ

હસ્તલિખિત પુસ્તકોની શાહીમાં ગુંદર પડતો હોઈ ચોમાસાની ઋતુમાં વરસાદની જલમિશ્રિત શરદી–ભેજવાળી હવા લાગતાં તે ચોંટી જાય છે. એ શરદીથી અથવા ચોંટવાથી બચાવવા માટે પુસ્તકોને મજબૂત રીતે બાંધીને રાખવાં જોઇએ. જૈન લેખકવર્ગમાં અથવા જૈન મુનિઓમાં એક કહેવત પ્રસિદ્ધ છે કે 'પુસ્તકોને શત્રુની પેઠે મજબૂત જકડીને બાંધવાં'. આનો આશય એ છે

કે મજબૂત બંધાએલાં પુસ્તકોમાં શરદી દાખલ થવા ન પામે. અધ્યયન–વાચન આદિ માટે બહાર રાખેલાં પુસ્તકનાં આવશ્યકીય પાનાં બહાર રાખી બાકીના પુસ્તકને રીતસર બાંધીને જ રાખવું જોઇએ અને બહાર રાખેલાં પાનાંને પણ હવાં ન લાગે એ માટે કાળજી રાખવી જોઇએ. ચોમાસાની ઋતુમાં ખાસ કારણ સિવાય જૈન જ્ઞાનભંડારો એકાએક ઉઘાડવામાં નથી આવતા તેનું કારણ માત્ર એ જ છે કે પુસ્તકોને ભેજવાળી હવા ન લાગે.

## ચોંટી જતાં પુસ્તકો માટે

કેટલાંક હસ્તલિખિત પુસ્તકોની શાહીમાં,—શાહી બનાવનારની અણસમજ અથવા બિનકાળજીને લીધે,—ગુંદર વધારે પ્રમાણમાં પડી જવાથી જરા માત્ર શરદી લાગતાં તેના ચોંટી જવાનો ભય રહે છે. આવે પ્રસંગે એવા પુસ્તકના દરેક પાના ઉપર ગુલાલ છાંટી દેવો–ભભરાવવો, જેથી તે ચોંટશે નહિ.

## ચોંટી ગએલાં પુસ્તક માટે

કેટલાંક પુસ્તકોને વધારે પ્રમાણમાં શરદી લાગી જવાથી એ ચોંટીને રોટલા જેવાં થઇ જાય છે. તેવાં પુસ્તકોને ઉખેડવા માટે પાણીઆરામાંની હવાવાળી સૂકી જગ્યામાં અથવા પાણી ભર્યા બાદ ખાલી કરેલી ભીનાશ વિનાની છતાં પાણીની હવાવાળી માટલી કે ઘડામાં જલમિશ્રિત શરદી લાગે તેમ મૂકવાં. આ હવા લાગ્યા પછી ચોંટી ગએલા પુસ્તકનાં પાનાંને ધીરેધીરે ઉખેડવાં. જો પુસ્તક વધારેપડતું ચોંટી ગયું હોય તો તેને વધારે પ્રમાણમાં શરદી લાગ્યા પછી ઉખેડવું, પણ ઉખેડવા માટે ઉતાવળ કરવી નહિ. આ સિવાય એક ઉપાય એ પણ છે કે જ્યારે ચોમાસાની ઋતુમાં પુષ્કળ વરસાદ વરસતો હોય ત્યારે ચોંટી ગએલા પુસ્તકને ભેજ લાગે તેમ મકાનમાં ખુલ્લું મૂકી દેવું અને ભેજ લાગ્યા પછી ઉપરની જેમ ઉખેડવું. ઉખેડ્યા પછી પાછું ફરીથી તે ચોંટી ન જાય તે માટે તેના દરેક પાના ઉપર ગુલાલ છાંટી દેવો. આ ઉપાય કાગળનાં પુસ્તકો માટે છે.

તાડપત્રીય પુસ્તક ચોંટી ગયું હોય તો એક કપડાને નીતરે તેમ પાણીથી ભીંજાવી તેને પુસ્તકની આસપાસ લપેટવું. જેમજેમ પાનાં હવાતાં જાય તેમતેમ તેને ઉખેડતા જવું. તાડપત્રીય પુસ્તકની શાહી પાકી હોઈ તેની આસપાસ પાણી નીતરતું કપડું વીંટવાથી તેના અક્ષરો ભૂંસાઇ જવાનો કે ખરાબ થવાનો ભય હોતો નથી. માત્ર ઇરાદાપૂર્વક અક્ષર ઉપર ભીનું કપડું ઘસવું જોઇએ નહિ. આ પાનાં ઉખેડતાં તેની શ્લક્ષ્ણ ત્વચા એકબીજા પાના સાથે ચોંટીને તૂટી ન જાય એ માટે કાળજી રાખવી. તાડપત્રીય પુસ્તક ઉખેડવા માટે આ ઉપાય અજમાવવાથી એ પુસ્તકનું સત્ત્વ ઊડી જાય છે અને એ તદ્દન અલ્પાયુ થઈ જાય છે. અમારા અનુભવ પ્રમાણે આ રીતે ઉખેડેલું તાડપત્રીય પુસ્તક પચીસ પચાસ વર્ષથી વધારે ટકી શકે એવો સંભવ નથી.

## પુસ્તકની રક્ષા અને લેખકો

પુસ્તકોનું શાથી શાથી રક્ષણ કરવું એ માટે કેટલાક લેખકોએ હસ્તલિખિત પુસ્તકોના અંતમાં જુદીજુદી જાતના સંસ્કૃત શ્લોકો લખેલા હોય છે, જે ઉપયોગી હોઈ અહીં આપવામાં આવે છેઃ

जलाद् रक्षेत् स्थलाद् रक्षेत्, रक्षेत् शिथिलबन्धनात् । मूर्खहस्ते न दातव्या, एवं वदति पुस्तिका ॥
अग्ने रक्षेत् जलाद् रक्षेत्, मूषकेभ्यो विशेषतः । कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥
उदकानिलचौरेभ्यो, मूषकेभ्यो हुताशनात् । कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥

આ સિવાય જ્ઞાનભંડારને રાખવાનાં સ્થાનો ભેજરહિત હોવાં જોઇએ એ કહેવાની જરૂરત ન જ હોય.

**જ્ઞાનપંચમી અને જ્ઞાનપૂજા**

ઉપર અમે પુસ્તકો અને જ્ઞાનભંડારોને જે જે વસ્તુઓથી હાનિ પહોંચે છે તેનો તેમજ તેનાથી જ્ઞાનભંડારોને કેમ બચાવવા એ વિષેનો ઉલ્લેખ કર્યો હવે એ જ્ઞાનભંડારોની રક્ષા માટે જૈન સંસ્કૃતિએ એક ખાસ પર્વની,—જેનું નામ 'જ્ઞાનપંચમી' કહેવાય છે તેની,—જે યોજના કરી છે એનો અહીં પરિચય આપવામાં આવે છે.

જૈન સંપ્રદાયમાં કાર્તિક શુક્લ પંચમીના દિવસને 'જ્ઞાનપંચમી' તરીકે ઓળખવામાં આવે છે. આ દિવસનું માહાત્મ્ય દરેક મહિનાની શુક્લ પંચમી કરતાં વધારે ગાવામાં આવ્યું છે, એનું કારણ એ છે કે વર્ષાઋતુમાં જ્ઞાનભંડારોમાં પેસી ગએલી થોડી કે ઘણી ભેજવાળી હવાંથી પુસ્તકોને નુકસાન ન પહોંચે અને સાધારણ રીતે પુસ્તકો તેમની મૂળ સ્થિતિમાં ચાલુ ટકી રહે એ માટે તેમને તાપ દેખાડવો જોઇએ; તેમજ ચોમાસાની ઋતુમાં જ્ઞાનભંડારોને,—ભેજવાળી હવા ન લાગે એ માટે,—બંધબારણે રાખેલા હોઈ તેની આસપાસ વળેલ ધૂળકચરાને સાફ કરવો જોઇએ, જેથી ઉધેઈ આદિ જીવજંતુઓની ઉત્પત્તિ ન થાય; તદુપરાંત પુસ્તકમાં જીવાત વગેરે ન પડે એ માટે મૂકેલી ઘોડાવજ આદિની પોટલીઓ વર્ષ આખરે નિર્માલ્ય બની ગઇ હોઇ તેને બદલવી જોઇએ; પુસ્તક રાખવાનાં મકાન, દાબડા, કબાટ, પાટી-પાઠાં, બંધન વગરે ખરાબ થઇ ગયાં હોય તેને સુધારવાં કે બદલવાં જોઇએ. આ બધું કરવા માટે સૌથી વધારે અનુકૂળ અને વહેલામાં વહેલો સમય કાર્તિક મહિનો ગણાય, જ્યારે શરદ ઋતુની પ્રૌઢાવસ્થા હોઈ સૂર્યનો તીખો તાપ હોવા ઉપરાંત ભેજવાળી હવાનો તદ્દન અભાવ હોય છે. 'વિશાળ જ્ઞાનભંડારોના હેરફેરનું શ્રમભર્યું તેમજ ખરચાળ કાર્ય સદાય અમુક એકાદ વ્યક્તિને કરવું કંટાળાજનક તેમજ અગવડતાભર્યું થાય'—જાણી કુશળ જૈનાચાર્યોએ કાર્તિક શુકલ પંચમીને દિવસે પ્રાપ્ત થતી અપૂર્વ જ્ઞાનભક્તિ અને જ્ઞાનપૂજાનું રહસ્ય, તેનાથી થતા લાભો આદિ સમજાવી એ તિથિને 'જ્ઞાનપંચમી' તરીકે ઓળખાવી એનું માહાત્મ્ય વધારી દીધું અને જૈન પ્રજાને જ્ઞાનભક્તિ-સાહિત્યસેવાના માર્ગ તરફ દોરી. જૈન જનતા પણ તે દિવસને માટે પોતાના સંપૂર્ણ ગૃહવ્યાપારનો ત્યાગ કરી યથાશકય આહારાદિકનો નિયમ, પૌષધવ્રત આદિ સ્વીકારી જ્ઞાનરક્ષાના પુણ્ય કાર્યમાં સહાયક થવા લાગી, એટલું જ નહિ પણ જ્ઞાનપૂજાને બહાને જ્ઞાનભંડાર અને પુસ્તકને માટે ઉપયોગી એવાં સાધનો પણ હાજર થવા લાગ્યાં. જે ઉદ્દેશથી ઉક્ત પર્વનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે એને તો આજની જનતાએ પોતાના સ્વભાવ પ્રમાણે અભરાઈ ઉપર મૂક્યું છે; અર્થાત્ જ્ઞાનભંડારો તપાસવા, તેમાંનો કચરો વાળી સાફ કરવો, પુસ્તકોને તડકો દેખાડવો, બગડી કે ચોંટી ગએલાં પુસ્તકો સુધારવાં, તેમાં જીવાત ન પડે એ માટે મૂકેલી ઘોડાવજ

